મસ્ત ફકીરના

# હાસ્ય પ્રસંગો

લેખકઃ-

હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ

(શ્રી. રમણલાલ વસંતલાલ દેશાઇના પરિચય સાથે)

પ્રકા

"ગુજરાતી"

સાસુન બીલ્ડીંગ, એલ્ફી

# મસ્ત ફકીરના
# હાસ્ય પ્રસંગો

લેખકઃ—
હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ

(શ્રી. રમણલાલ વસંતલાલ દેશાઇના પરિચય સાથે)

પ્રકાશકઃ—
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

સન ૧૯૩૭ ] [ સંવત્ ૧૯૯૩

# પ્રકાશકના બે બોલ

રા. ભાઈ "મસ્ત ફકીર" ને કોણ ઓળખતું નથી? તેઓ ગુજરાતી ભાષાના એક સારા હાસ્યરસિક નર્મ મર્મ આમક લેખક છે, એમાં શંકાને જરાએ સ્થાન નથી. એમનામાં હાસ્યરસિકતા કુદરતી આવેલી છે. તે સાથે ગંભીર અને સચોટ ઉપદેશવાળા લેખો, ટુંકી વાર્તાઓ પણ તેઓ લખી શકે છે. આવા મિશ્ર ભાવનાવાળાં રેખાચિત્રો નવલિકાઓ ઇત્યાદિ આ નાનકડા ગ્રંથમાં સંગ્રહેલાં છે. તે સર્વ "ગુજરાતી" પત્રના જુદા જુદા અંકોમાં છપાઈ ગયાં છે. તે છપાતાં ત્યારે તેમની કલમને ચાહનારા ઉત્સુક વાચકોએ તેને માટે છુટી માંગણી કરેલી, તેથી તે ફરી છાપી અત્રે પ્રકટ કર્યાં છે. ભાઇ મસ્ત ફકીર ખરેખરા વિચારે મસ્ત અને વૃત્તિએ ફકીર જેવા છે. તેમનો અમને પરિચય "વીસમી સદી"માં તેઓ જ્યારે સ્વ. ભાઈ હાજી મહમદની પ્રેરણાથી લેખો લખતા ત્યારનો છે, અને તેના પ્રશંસકોમાં અમે પહેલા છીએ. તેમની કલમે કોઈનું દિલ અત્યાર સુધીમાં દુખાવ્યું જાણ્યું નથી. તેમના ઉપર સરસ્વતી અને લક્ષ્મીની કૃપા નિત્ય રહે એમ ઇચ્છી આટલું વક્તવ્ય સમાપ્ત કરીએ છીએ.

મુંબઈ
આનંદચૌકસ
સંવત્ ૧૯૯૩
ગુજરાતી પ્રેસ

પ્રકાશક:
નટવરલાલ ઇ. દેસાઈ

# પરિચય

## મસ્ત ફકીર ઉર્ફે હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ

(લખનાર : : રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ.)

સમાજના દિલનું રંજન કરવું એ બહુ વિકટ કાર્ય છે. બહુ જ થોડી વ્યક્તિ-ઓને એ કલા સાધ્ય થાય છે. તેમાં યે લેખિની દ્વારા રંજન કરનારી વ્યક્તિઓ કરતાં પ્રત્યક્ષ—વાણી દ્વારા—સભાઓ અને પરિષદોમાં સંસ્કાર અને વિદ્યાથી સજ્જ થએલી જનતાનું રંજન કરનાર બહુ વિરલ હોય છે. હાસ્યરસને જ પ્રાધાન્ય આપી સમાજને સંસ્કારભરી રમૂજ આપનાર સાહિત્યકારો તો માત્ર એક શ્રી. મસ્ત ફકીર.

હાસ્ય અને જીવનને બહુ નિકટ સંબંધ છે. હસવાની શક્તિ અને સહન કરવાની શક્તિ વચ્ચે ગાઢો સંબંધ છે. હાસ્ય વગર જીવનનો વિકાસ અટકી પડે છે. ચારેપાસ દુઃખમાં જકડાઇ રહેલી માનવજાત જો હસવાની શક્તિ ખોઇ બેસે તો તેને આપઘાત જ કરવો પડે. જીવનની કક્ષાનું માપ હસવા હસાવવાની શક્તિ ઉપર ઘણો આધાર રાખે છે. પરાધીન પ્રજાના હાસ્યમાં પણ ગરીબી—શ્રી. મસ્તફકીરના શબ્દોમાં કહીએ તો—વેવલાપણું, દંભ, નિરર્થકતા, પોકળ-પણું અને અણગમો આવે એવી લઢણ દેખાઇ આવે છે. મુક્તહાસ્ય એ કોઇ જુદી અલૌકિક વસ્તુ છે. શ્રી. મસ્તફકીરે હાસ્ય ઉપજાવતા અનેક પ્રસંગો અને ટેવોનો સ્પર્શ કરી, સમાજ—અને ખાસ કરી ગુર્જર સમાજની જાતિગત ખામીઓ તરફ લક્ષ ખેંચી જીવનની ભવ્યતાને, માનવતાને અને હાસ્યને કેટલો સંબંધ છે તે સમજાવ્યું છે. માત્ર હસીને સભા વીખરાઇ જાય એના કરતા હસતાં હસતાં ઉન્નત બનીને સભા વીખરાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે. શ્રી. મસ્તફકીરે પોતાના વ્યાખ્યાનો દ્વારા સહુને હસાવી જાગૃત પણ કર્યાં છે.

---

*નોંધ—વડોદરામાં તા૦ ૧૦ મી જુલાઈ ૧૯૩૭ ના દિવસે વડોદરા સાહિત્ય સભાના નિમંત્રણથી એક જાહેર સભા વડોદરા કોલેજના સભાગૃહમાં બોલાવાઈ હતી. તેમાં રા. મસ્ત ફકીરે પોતાના હાસ્યરસથી સભાનું રંજન કર્યું હતું. તે વિષે રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઈ એમણે ગુજરાતના હાસ્યરસિક લેખકો અને રા. મસ્ત ફકીર વિષે એક પરિચયાત્મક નોંધ 'કૌમુદી" માસિકના જુલાઈ માસના અંકમાં લીધી છે. તેમાંથી રા. મસ્ત ફકીરને લગતો પ્રસ્તુત ભાગ અત્રે આપ્યો છે. [સંપાદકઃ "ગુજરાતી."]

ઓલિયા જોશી, સદ્દગત જાગીરદાર અને આપણા માનીતા મસ્તફકીર અને જ્યોતીન્દ્ર દવે વિ. આપણા સાહિત્યમાં છે એટલે આપણું સાહિત્ય સુકાવાનો સંભવ નથી જ. આપણું જીવન ઉન્નત થતું જશે તેમ તેમ આપણા લેખકો દ્વારા આપણું હાસ્ય વધારે નિખાલસ, વધારે ઊર્મિભર્યું, વધારે સ્વચ્છ અને વધારે તેજસ્વી થતું જશે. શ્રી. મસ્તફકીરે સમાજજીવન અને હાસ્યરસના વિવેચનમાં એ બાબત તરફ સહુનું ધ્યાન ખેંચ્યું છે એ ભૂલવા સરખું નથી.

હાસ્યરસના લેખકોમાં કોનો હાસ્યરસ વધારે સારો ? પરંતુ આપણે નાનકડા-વામન ગુજરાતીઓએ એવી સરખામણીમાં ઉતરી ઝઘડો વધારવાની જરૂર છે ખરી ? આપણે બધા એટલા નાના છીએ કે ઉંચાઇ અને મોટાઇની સરખામણીના વિવાદ કરવા આપણને શોભે એમ નથી. જે સારૂં, જે ઉંચું, જે ખૂબીવાળું એ સઘળું અપનાવી આપણે આગળ વધવાનું છે. અલબત્ત, શાસ્ત્રીય ચર્ચા કરી શકતા હોઇએ–સહી શકતા હોઇએ તો બેશક આપણે વ્યકિતઓને બાજુએ મૂકી દઇએ. પરંતુ જરાજરામાં છેડાઇ જતા, ચીડાઇ જતા, ગાળાગાળી અને–મારામારી તો થઇ શકે એમ નથી એટલે–લાચારી ભોગવતા આપણા ગુજરાતી સાહિત્યકારો હાસ્યરસના લેખકોની સરખામણીમાં ન પડતાં તેમને હસાવવા જ દે તો આપણે આભારી થઇશું. મોટી મોટી સભાઓ, મોટાં મોટાં ટોળાંને ખડખડાટ હસાવી શકતા આપણા મસ્તફકીર આપણને જરૂરના છે–બહુ જરૂરના છે. તેમનો બને એટલો ઉપયોગ આપણે કરી લેવાનો છે. વ્યકિતઓ તથા પ્રસંગો ઉપર રડવા તથા લડવા કરતાં હસવાનું શિક્ષણ આપતા આપણા એ હાસ્યરસિકો પાસે જેમ વધારે બેસીએ તેમ વધારે સારૂં.

આપણી વિચિત્રતાઓ, આપણી આળવીતરી ટેવો, આપણાં માનસિક વલણો, આપણી બોલી, આપણો પહેરવેશ અને આપણા રીતરિવાજ એ સર્વમાંથી હાસ્ય ઉપજાવી આપણા માનસને સ્વચ્છ બનાવી જગતનાં ઝેરવેર ભુલાવી સુંદર સ્મરણો મૂકી જનાર એ કલાકારને કોઇ ભાગ્યે જ ભૂલી શકશે.

કાર્લાઇલ કહે છે તેમ Humour is inverse Sublimity. (ગંભિરતાનું ઉલટું સ્વરૂપ તે હાસ્ય) હાસ્યરસ બીજા કોઇ પણ રસ કરતાં ઓછો કઠીન છે એમ કહી શકાય નહિ. રૂદન, બૂમબરાડા, ફિક્કો શૃંગાર એ બધાંની વચમાં હાસ્યરસનું સ્થાન આપણે જરા યે નીચે મૂકી શકીએ એમ નથી. ઉલટું, જેમ હાસ્ય વધારે અને વધારે શુદ્ધ તેમ આપણા બીજા રસ પણ વધારે વિશુદ્ધ એમ કહેવું પડશે.

શ્રી. મસ્તફકીરની ઉંચી રંજનશકિત માટે એમને અભિનંદન.

---

# મસ્ત ફકીરના હાસ્યપ્રસંગો

## અનુક્રમણિકા


| વિષય | | | તારીખ | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ કાનકુભાઈની રાસલીલા | દ્વિતીય શ્રીકૃષ્ણાંક | | ૨૧– ૮–૩૨ | ... | ૧ |
| ૨ ઠાકરાભાઈનું સગપણ | ... | ... | ૩૧– ૭–૩૨ | ... | ૯ |
| ૩ ભૂતકણું ... | ... | ... | ૧૪– ૮–૩૨ | ... | ૧૫ |
| ૪ સાહિત્યના ચાકરા | ... | ... | ૨૮– ૮–૩૨ | ... | ૧૮ |
| ૫ ભૂતકણાના ઉપરી | ... | ... | ૪– ૯–૩૨ | ... | ૨૦ |
| ૬ જરા ગમ્મત ... | ... | ... | ૧૧– ૯–૩૨ | ... | ૨૫ |
| ૭ માનવ પ્રકૃતિ ... | ... | ... | ૧૮– ૯–૩૨ | ... | ૨૯ |
| ૮ ગુરાભાઈની જીવનપ્રતિમા | દિવાળી અંક | | ૨૩–૧૦–૩૨ | ... | ૩૪ |
| ૯ પાડોશીઓના પ્રકાર | ... | ... | ૬–૧૧–૩૨ | ... | ૫૫ |
| ૧૦ સ્નાન ... | ... | ... | ૨૦–૧૧–૩૨ | ... | ૫૮ |
| ૧૧ દેખાદેખીના સપાટામાં | ... | ... | ૨૭–૧૧–૩૨ | ... | ૬૨ |
| ૧૨ ડોસીનો કકળાટ | ... | ... | ૪–૧૨–૩૨ | ... | ૬૮ |
| ૧૩ કહેવતોનાં મૂળ | ... | ... | ૧૧–૧૨–૩૨ | ... | ૭૨ |
| ૧૪ જૂરાભાઈનો ગૃહસંસાર | ... | ... | ૧૨– ૩–૩૩ | ... | ૭૭ |
| ૧૫ નખરાળો નાવલીઓ | ... | ૨૪–૧–૩૭; | ૩૧– ૧–૩૭ | ... | ૮૨ |
| ૧૬ દિવ્ય પ્રેમ ... | ... | ૭–૨–૩૭; | ૧૪– ૨–૩૭ | ... | ૯૨ |
| ૧૭ ડાકટરના દાદા | ... | ... | ૬–૧૨–૩૬ | ... | ૧૦૩ |
| ૧૮ મહાવીર મલ્લજી શેઠ | ... | ... | ૨૦–૧૨–૩૬ | ... | ૧૧૦ |
| ૧૯ પનોતીનો પ્રભાવ | ... | ... | ૨૮– ૨–૩૭ | ... | ૧૧૬ |
| ૨૦ મોટાનું છોરૂ ... | ... | ... | ૭– ૩–૩૭ | ... | ૧૨૨ |
| ૨૧ ઉત્તમભાઈ ઉંધીઆ | ... | ... | ૨૮– ૩–૩૭ | ... | ૧૨૯ |
| ૨૨ મનુભા–મેનેજર | ... | ... | ૪– ૪–૩૭ | ... | ૧૩૭ |
| ૨૩ હાંડોટીઓ હરજીવન | ... | ... | ૨૫– ૪–૩૭ | ... | ૧૪૪ |
| ૨૪ જંગબહાદૂર જમનો | ... | ... | ૨– ૫–૩૭ | ... | ૧૫૧ |
| ૨૫ જીવનની કઢંગી પળો | ... | ... | ૧૬– ૫–૩૭ | ... | ૧૫૭ |
| ૨૬ મગનાના બાપા, | ... | ... | ૨૩– ૫–૩૭ | .. | ૧૬૪ |
| ૨૭ જીવનનાં આંસુ અથવા આજકાલનો બી. એ. | | | ૩૦– ૫–૩૭ | ... | ૧૭૧ |
| ૨૮ માલતીબાઈની મદદ | ... | ... | ૬– ૬–૩૭ | ... | ૧૮૧ |
| ૨૯ અરૂણા ... | ... | ... | ૧૩– ૬–૩૭ | ... | ૧૯૧ |

# સુરિદે શયતાન

અથવા

# મલબારનો મોપલા અત્યાચાર

(૧૯૨૭)—ઇ. સ. ૧૯૨૨ મા મલબારમાં મુસલમાન મોલાઓએ ઉશ્કેરેલા મોપલાઓએ હિન્દુઓને જોરજુલમથી વટલાવવાનો કરેલો આરંભ અને અંગ્રેજ સરકારની સત્તાને ઉથલાવી નાંખવાનો પ્રપંચ અને બળવો, અને તેઓને સરકારે કેવી રીતે દાબી દીધા, તથા જોરજુલમથી વટલાવેલા હિન્દુઓને પાછા પોતાના ધર્મમાં કેવી રીતે દાખલ કરવામાં આવ્યા તેનું અને શુદ્ધિ તથા સંગઠનનો પાયો હિન્દમાં કેવી રીતે મંડાવા પામ્યો તેનું રોમાંચ ખડા કરે તેવું ચિત્ર છે.

કીંમત રૂ. ૩—૦—૦ ટ. ખ. ૦—૪—૦.

---

# હોથો અને ચનેસર

અથવા

# કચ્છનો કેસરી

(૧૯૨૯) ખિલજી વંશના ખુની બાદશાહ અલ્લાઉદ્દીનનો રાજકારભાર કેટલો ખરાબ હતો, અને તેણે સિન્ધુ અને કચ્છ દેશ ઉપર ચઢાઇ કરી ત્યારે તેનો શૂરા સિન્ધી અને કચ્છીઓએ કેવો બચાવ કર્યો હતો તેનું હૃદયદ્રાવક વર્ણન આ વાર્તામાં છે.

કીંમત રૂ. ૩—૦—૦.

# મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો

## કાનજીભાઇની રાસલીલા

બે ત્રણ વર્ષ પહેલાંની વાત છે. હું મુંબઇમાં પ્રીન્સેસ સ્ટ્રીટ ઉપર આવેલી એક ચાલમાં ચોથે માળે રહેતો હતો. ત્યાં ચોથે માળે ભાડુતો ઘણાં ખરાં સારા સ્વભાવનાં અને એકબીજા જોડે જીવ મળી ગયેલા જેવાં હતાં.

૧

મારી બાજુમાં રહેતા કાનજીભાઈ, અને તેની જુવાન પત્ની કમળા. ખરેખરૂં જુગલ જોડુંજ હતું. બંને જુવાન હતાં. કાનજીની ઉમ્મર માંડમાંડ બાવીશ ત્રેવીશ વર્ષની હતી, અને કમળા સોળ સત્તર વર્ષની ઉગતી જુવાનીમાં હતી. કમળા ઠીક દેખાતી હતી. અને તેણે પોતાની ચાતુરી અને મીઠા સ્વભાવથી કાનજીનું જીગર આબાદ જિતી લીધું હતું. કાનજીભાઈ માંડવી ઉપર આવેલી કરીયાણાની એક પેઢીમાં માલીક જેઠાભાઈ રાઘવજીનો એકનો એક પુત્ર હતો. એ લોકો ન્યાતે લોહાણા હતા. જેઠાભાઈના બે ત્રણ છોકરાઓ બાપની સાથે વાલકેશ્વરના બંગલામાં શ્રીમંતાઇમાં ઉછરવાથી સદંતર ઉખળી જવાથી જેઠાભાઇ ચેતી ગયા હતા અને પોતાના પુત્રરત્ન કાનજીભાઇને એ નિશાળમાં ભણી રહ્યા પછી એને પોતાની પેઢીમાં કામ શીખવા નીચામાં નીચી પાયરીના ગુમાસ્તાની જગ્યા આપી પગાર બાંધી આપ્યો હતો, અને તેની જોડે ખાસ બોલી કરી હતી કે, "કાનજી દુકાનના કામકાજમાં ધ્યાન આપી, પોતાના બુદ્ધિબળથી આગળ વધશે તોજ તેનાં લગ્ન કરી આપવામાં આવશે, અને લાયકાત પ્રમાણે તેના પગારમાં વધારો થયા કરશે."

જે વખતની આ વાત છે તે વખતે કાનજીભાઇને પરણ્યાને એક વર્ષ થઇ ગયું હતું, અને બાપની પેઢીમાં સારૂં કામ કરવાથી તેને સવાસોનો પગાર

મળતો ગયો હતો. મધ્યમ અને ગરીબ માણસો જીવનવ્યવહાર કેમ ચલાવે છે, તેનો ખ્યાલ આપવા જેઠા શેઠે કાનજીને તેના પોતાના જ પગારમાંથી તેનું અને તેની બાયડીનું પોષણ કરવાનો હુકમ કર્યો હતો. શરૂ શરૂમાં તો કાનજીને પોતાના બાપની સખ્તાઇ સાલતી, પણ કમળાને પરણ્યા પછી અને કમળા મોટા વસ્તારવાળા ગરીબ ઘરમાં ઉછરેલી હોવાથી ઘરરખુ અને ડાહી હતી, અને એકસો પચ્ચીસ રૂપીયામાં કાનજી કમળાનું જોડું મારી બાજુની ઓરડીમાં આનંદ કલ્લોલ કરતું, ગીતડાં ગાતું, પોતાના દિવસો નિર્ગમન કરતું. જેઠા શેઠની કડકાઇથી એક લાભ થયો, તે એ કે મુંબઇના બીજા લક્ષ્મીપુત્રોની માફક તે આડે રસ્તે જતો ઉગરી ગયો.

કાનજી અને કમળા પોતાનો ઘરસંસાર સારો ચલાવતાં પણ તેમની બે રૂમમાં માથે અંકુશ મૂકનારૂં કોઇ વડીલ સાથે નહિ હોવાથી ભેગાં મળે ત્યારે નાનાં છોકરાંઓની માફક ધીંગામસ્તી કરતાં, ચિંચરે ચિંચકતાં અને ઘણીએ વખત તો ગેલેરીમાં બીજું કોઇ પાડોશી ન જોય ત્યારે ચાંદની રાતે બાજુ બાજુમાં ઇઝીચેર નાખી સ્ટીમરમાં ભેગાં થયેલાં કોઇ આંગ્લ યુવકયુવતીની માફક લયલામજનૂનો પાઠ ભજવતાં. બંને આનંદી અને નિખાલસ હતાં, સ્હેજ ભોળાં પણ કહી શકાય.

જન્માષ્ટમીના બેચાર દહાડા પહેલાં એ બંને કૃષ્ણને લગતું કોઇ નાટક જોઇ આવેલાં, ત્યારથી બંનેની ખોપરી જરા ફરી ગઇ હતી. કાનજી બજારમાં જઈ એક વાંસળી વસાવી લાવેલો, અને સવારસાંજ ગેલેરીમાં ઉભાં રહી તેમાંથી ગમે તેવા બેસુર અવાજો કાઢી, મારૂં માથું પકવી નાખતો. કમળા પણ પોતાને રાધા સમજતી, તેના ઘરમાં એક રાધાની છબી હતી તેની નકલ કરી રાધાના જેવી વ્રજવાસી ફેશનથી સાડી પહેરવા પ્રયાસ કરતી પણ એવાં લુગડાં ઘરમાં નહિ હોવાથી બીજા માળે રહેતી એક મારવાડણ બ્હેન પાસેથી ચટાપટાવાળો રેશમી ઘાઘરો, રાધિકા જેવી કાળી રૂપાની બુટ્ટીવાળી ચુંદડી ઉપાડી લાવી હતી.

૨

જન્માષ્ટમીના આગલે દહાડે કાનજીભાઈ મારી રૂમમાં આવ્યા અને મને કહ્યું કે, "દોસ્ત ચીમન ! તું ફોટોગ્રાફી સારી જાણે છે. તો મારી અને મારી વાઈફના જરા પોઝ લઇ આપની ?"

"તમો લોકો પરણ્યાં ત્યારે ફોટા તો પડાવી આવ્યાં હતાં. અત્યારે ફરી પાછી એ ધૂન કેમ લાગી ?" મેં કહ્યું.

"તું સમજતો નથી," કાનજીએ કહ્યું. "કાંઇ હંમેશનાં લુગડાંમાં ફોટો નથી પડાવવો. પણ જો, વાત સાંભળ, મશ્કરી ના કરતો, ખાનગી રાખજે. જન્માષ્ટમીના દિવસે આપણા ચોથા માળના બધા ભાડુતો, તારા ને મારા સિવાય, પત્તાં ખેલવા જવાના છે.

આખો માળ ખાલી હશે, તો તે દિવસે બપોરે મારો વિચાર એમ છે કે, હું ને કમળા કૃષ્ણ અને રાધાનો વેશ પહેરીએ અને એ વેશમાં તું અમારા પોઝ પાડી આપ."

"પોઝ પાડી આપવામાં મને જરા પણ વાંધો નથી", મેં કહ્યું "કમળા તો રૂપાળી છે. એ રાધાનો વેશ પહેરશે તો આબાદ રાધિકા જેવી લાગશે, પણ તું તો તદ્દન મકડ઼ા બુઢ્ઢા જેવો મુવો છે, તો કૃષ્ણનો વેશ પહેરી, પીળું પીતામ્બર મોરમુગટ ધારણ કરી, આબાદ કૃષ્ણ જેવો દેખાવા, બદનપર આસમાની કે કાળો રંગ લગાડી 'મેકઅપ' કરીશ, તો બાબરા ભૂત જેવો લાગીશ."

"ના ના મારે આસમાની 'મેકઅપ' નથી કરવો. અમે જે નાટકમાં ગયેલાં તેમાં તો કૃષ્ણ ગોરા ગોરા હતા. હું સફેદા લાલ રંગ લઇ આવ્યો છું, તેનાથી હું 'મેક અપ' કરવાનો છું."

3

જન્માષ્ટમીના દિવસે દશ અગીઆર વાગ્યા સુધી અમારા ચોથા માળના ભાડુતો એક પછી એક પાનાં ખેલવા વિદાય થયાં ત્યાં સુધી અમે ત્રણે જણાં ગુપચુપ બેસી રહ્યાં, ને અગીઆરને ટકોરે માળપરનું છેલ્લું ભાડુત દાદરો ઉતરતાં હું મારો કેમેરો લઇ કાનજીભાઇના રૂમમાં ઘુસ્યો અને કમળા અને કાનજીભાઇ, રાધા અને કૃષ્ણનો વેશ કાઢવાની તૈયારી કરવા લાગ્યાં. લગભગ એક કલાકે કમળા આબાદ રાધા જેવી બની ગઇ, વ્રજની ગોપિકા જેવી ચટાપટાવાળો પેલી મારવાડણ પાસે આણેલો રેશમી ચણીયો, અને કાળી રૂપાની બુટ્ટીવાળી ચુંદડી ઓઢી કુંવારી કન્યાની સ્ટાઇલથી શણગરાઇ. કમ્મરે કંદોરો બાંધ્યો, પગમાં ઝાંઝર પહેર્યાં. કપાળપર અંબોડાના સેંથા આગળથી મોતીની સેર બાંધી, કપાળે અને ગાલે અને હડપચીએ ટીલીઓ ચોંટાડી, હાથ અને પગની પાનીઓને મેંદીની ગેરહાજરીમાં લાલશાહીથી રંગી મોંપર સફેદો લગાવ્યો, અને ગાલે ગુલાબી રંગ ચોપડયો. જરા દૂરથી જોતાં નાટકની કોઇ રાજકુંવરી જેવી એ શોભતી હતી.

કાનજી પણ મારી મદદથી આબાદ કૃષ્ણ કનૈયો બન્યો. તેણે પીળું પીતામ્બર ધારણ કર્યું, કમ્મરપર આસમાની પીછોડી બાંધી, અંગપર લાલ રંગનું રેશમી વસ્ત્ર નાખ્યું, તેની ખુલ્લી ભૂજાઓ ઉપર કૃષ્ણની માફક ફુલોના બાજુબંધ બાંધી આપ્યા, માથે મોરમુગટ પહેરાવ્યો, આંગળીએ વીંટી પહેરાવી અને ખુલ્લા હાથ ઉપર અને મોં, ગળાંપર સફેદો અને ગુલાબી રંગ લગાવી, કાશ્મિરના કોઇ નવજુવાન જેવો ખુબસુરત બનાવી દીધો.

કાનજી અને કમળા કૃષ્ણ અને રાધા તરીકે તૈયાર થતાં, મેં તેના એક પછી એક ફોટોગ્રાફના પોઝ લેવાનું શરૂ કર્યું. એક સ્ટુડીઓવાળા દોસ્તદાર પાસેથી કેટલાક સીન

સીનેરીના પડદા હું ઉપાડી લાગ્યો હતો. અને પડદાઓને જુદી જુદી રીતે ગોઠવી એ જોડાંની જુદી જુદી ઢબથી મેં છબીઓ લીધી.

એકમાં કૃષ્ણ ભગવાન બગીચામાં ઉભા ઉભા વાંસળી વગાડે છે, રાધા મુગ્ધ થઇ સાંભળે છે એવો સીન હતો. બીજામાં રાધા અને કૃષ્ણ હિંચકે બેસી હિચકતાં હતાં. ત્રીજામાં કૃષ્ણ પરમાત્મા હિંચકાપર બેઠા બેઠા વાંસળી વગાડતા હતા, અને રાધિકાજી કનૈયાના ખોળામાં માથું મુકી એની ટેરી બંસીનો નાદ સાંભળી રહ્યાં હતાં એ 'પોઝ' હતો.

૪

આવી રીતે જુદા જુદા ડઝનેક પોઝ લેવાયા પછી કમળાની સૂચનાથી કાનજીએ પોતે ગોપી બનવાની હા પાડી. કૃષ્ણના રસિક વર્ણનોમાં કૃષ્ણ એક સમયે ગોપીનો વેશ લઇ રાધા પાસે જાય છે, એવું વર્ણન કવિઓએ કર્યું છે. એ પ્રસંગનો વેશ કાઢી ફોટા પડાવવાની કમળાની ઇચ્છા થઇ ગઇ. પહેલાં તો કાનજીએ ઘણી આનાકાની કરી હતી, પણ મારા અને કમળાના ભારે આગ્રહથી આખરે પીગળ્યો અને ગોપી બનવા તૈયાર થયો.

ટ્રંક ઉઘાડી લગ્નપ્રસંગે કમળાએ પહેરેલો લીલો રેશમી ઘાઘરો બહાર કાઢી કાનજીને કમળાએ પહેરાવ્યો અને ચણીઆની નાડી ટુંકી હોવાથી જોરથી ગાંઠ બાંધી આપી, કમળાનો કમખો તેને પહેરાવી તેમાં લુગડાંના ચીથરાંના ડુચા ભર્યા. કૃષ્ણ માટે ગળા સુધી આવતા વાળ વાળી વિગ તો હું ઉપાડી જ લાવેલો. તેને કાનજીના માથાપર ગોઠવી વચમાંથી સેંથો પાડી બરાબર કાન આગળથી કાંસકીથી હોળી, તેનો અંબોડા જેવો આકાર કર્યો. માથે ગુલાબી સાડી ઓઢાડી, પગમાં ઝાંઝર પહેરાવ્યાં. કમરે રાધા ઉર્ફે કમળાનો જ કંદોરો કાનજીને પહેરાવ્યો અને મેં અને કમળાએ કાનજીનો એક એક હાથ લઇ કરી તેને કમળાની કાચની બંગડીઓ અને હાથી દાંતની ચુડલીઓ મહા પ્રયાસે પહેરાવી–લાલ રંગથી કાનજીના ગાલ અને હોઠ વધારે રાતા રંગ્યા, અને કાનજીના કાનમાં કમળાએ પોતાનાં ચાંપવાળાં એરીંગ પહેરાવી દીધાં.

કાનજી પોતે પણ અરીસામાં જુએ તો પોતાને ઓળખે નહિ એવો આબાદ ગોપી જેવો બની ગયો.

૫

કાનજી અને કમળાને હિંચકા ઉપર બેસાડી, કેમેરાથી હું 'ફોકસ' લેવાની તૈયારી કરતો હતો, ત્યાં કમળા ઉઠી અને ઓરડાની બહાર ગેલેરીમાં થુંકવા ગઇ. અને પળવારમાં જ ગભરાયલી હરણીની માફકજ ઓરડામાં દોડી આવી અને બેબાકળી થઇને બોલી કે, "મારા સસરાજી આવે છે."

"કોણ, જેઠાભાઇ શેઠ?" મેં પૂછ્યું.

"હા, એજ એમના બાપા." કમળાએ કહ્યું.

પોતાને ત્યાં પરમ પૂજ્ય પિતાશ્રીની પધરામણી થાય છે, એ ખબર સાંભળી કોઇ પણ પુત્રરત્નનું હૃદય આનંદથી ઉભરાય, પણ આજે કાનજીભાઇ એવા સંજોગોમાં મૂકાયા હતા, કે એ ખબર સાંભળી તેના હોસકોસ ઉડી ગયા. તેણે હાથપરથી ચુડીઓ ને બંગડીઓ કાઢવા પ્રયાસ કર્યો, પણ અમે તે એટલી મહેનતથી બેસાડી હતી કે તે નીકળી નહિ. કાનજીએ પછી ઘાઘરો કાઢી નાંખવા મહેનત કરી, પણ કમબખ્ત કમળીએ ગાંઠ એવી જોસથી વાળેલી કે ચણીઓ નીકળ્યો નહિ. કાનજી છેડાયો.

મને અને કમળાને બબ્બે કટકે ગાળો દેવા લાગ્યો કે, "સા......મૂર્ખાઓ! મારૂં નખ્ખોદ કાઢ્યું. મારૂં નાક વાઢ્યું. બાપાને હું શું ડાચું બતાવીશ?"

ઝાંઝરનો ઝમકાર કરતી એ બનાવટી ગોપી અકળાયલી, ગભરાયલી ઓરડામાં આંટા મારતી હતી.

કમળા જે બારણા આગળ લપાઇને બીલાડીની માફક દાદર તરફ જોતી હતી, તે બોલી કે, "ચીમનભાઈ! કાંઇ રસ્તો બતાવોઃ સસરાજી તો ત્રીજે માળે આવી પહોંચ્યા હશે. એકજ દાદરો બાકી છે."

૬

મેં, લમણા પર આંગળી મૂકી વિજળીની ઝડપે શું કરવું તેનો વિચાર કરી નાંખ્યો.

મેં કાનજીને કહ્યું: "તું રસોડામાં ધૂસી જા, ત્યાં લુગડાં બદલાવી જલ્દી પુરૂષવેશ ધારણ કરી નાંખજે. અને કમળા! તારા સસરા તારી ઓરડીના ઉંબરા આગળ આવે ત્યારે તુંબી, રસોડામાં ધૂસી જજે. અને ઝપાટાબંધ રાધાની સાડી ફેંકી દઇ તારો હંમેશનો સાડલો જલ્દીથી પહેરી લેજે. તમો કચ્છ–કાઠીઆવાડીઓમાં વહુઓ વડીલોની લાજ કાઢો છો. અને વડીલો, જ્યાં વહુવારૂ હોય ત્યાં એકદમ ઘરમાં નથી ધુસી જતા. તારા સસરા તારી ઓરડી આગળ આવી કાનજીને ઓરડીમાં નહિ જોવાથી, બેત્રણ વખત ખોંખારો ખાઇ પૂછશે કે, "વહુબેટા કાનજી ઘરમાં છે કે?" તે વખતે તું લાજ કાઢી રસોડામાંથી બહાર આવજે અને સાથે પાણીનો કળસીયો લેતી આવજે અને સસરાજી દેખે તેમ પાણીનો કળસીયો હિંચકા આગળ મૂકી, હાથની ઇસારતથીજ એમને કહેજે કે તમારા દીકરા ઘરમાં નથી. તરસ લાગી હશે તો તારા સસરા હિંચકે બેસી પાણી પી વિદાય થશે. નહિતર તેનો કાનજીને કહેવાનો સન્દેશો તને કહી, જેવા આવ્યા છે તેવાજ ઉંબરમાંથી પાછા વિદાય થશે. પણ રસોડામાંથી બહાર આવતી વખતે તું રસોડાની ઓરડીનાં બારણાં ઝપાટાબંધ બંધ કરી દેજે અને કાનજીને કહેજે કે અંદર સાંકળ ચઢાવી દે. ન કરે નારાયણ ને તારા સસરાને રસોડાની ઓરડીમાં ડોકીયું કરવાની ઇચ્છા થાય તો કાનજીનો દેખાવ જોઇ એ જરૂર બેભાન થઈ જાય."

૭

મારી સૂચના કમળા તરતજ સમજી ગઇ અને એ પણ તુરતજ રસોડામાં ભરાઇ ગઇ. હું મારો ફોટોગ્રાફીનો સામાન અને કૅમેરા પોટકામાં બાંધી કાનજીભાઇના ઓરડામાંથી બહાર પડવાની તૈયારી કરૂં છું તેવાજ, મોટા મોટા થોભીઆવાળા, લાલ ચાંચવાળી ઉંચી પાઘડીવાળા, ૬ ફૂટ ઉંચા જબરજસ્ત કાઠીવાળા, જેઠા શેઠના બદન તેડે આબાદ અથડાઈ ગયો. જેઠા શેઠ ચમક્યા, મારી સામે શંકાથી જોઇ રહ્યા. હું ચુપચાપ મારા રૂમમાં ચાલ્યો ગયો અને બારણું અંદરથી બંધ કરી ભરાઇ ગયો.

મુહૂર્તમાંજ કજીઓ અકસ્માત થવાથી જેઠા શેઠની મનરૂપી તલાવડીમાં શંકાની કાંકરી પડી ગએલી, પાંચેક મીનીટ ઉંબરમાં ઉભા રહી, એમણે કાનજીની ઓરડીમાં તાકી ધારીને જોયું. હિંચકા ઉપર ફુલની વેણીઓ, ગજરા, અને બનાવટી ફુલનો મોરમુગટ, એવું એવું બધું પડેલું જોઇ તેમની આંખ ફાટી ગઇ. દાળમાં કાંઇ કાળું હોય એમ તેમને લાગ્યું. ઉંઘતો માણસ પણ ભડકીને જાગી ઉઠે એવા બે ત્રણ ખોંખારા તેણે જોરથી માર્યા અને પૂછ્યું કે, "ઘરમાં કોઇ છે કે ?"

મેં રૂઢાવી રાખ્યા પ્રમાણે કમળા ઘુમટો કાઢી હાથમાં કળસીયો લઇ બહાર આવી. કળસીયો હીંચકા આગળ મૂક્યો અને લાજ કાઢી રાખી હાથની ઇસારતથી, એમના પુત્ર ઘરમાં નથી, એ ખબર સસરાજીને આપી.

જેઠા શેઠ પોતાની પુત્રવધૂ તરફ જોઇ રહ્યા. રસોડામાંથી બહાર નીકળતાં, તેણે ઓરડાનું બારણું બંધ કર્યું તે જોઇ વહેમાયા તો હતાજ. ત્યાં અંદરથી રૂમને કડી મરાતી સાંભળી તેમને વહેમની આગમાં તેલ પુરાયું.

અંદર પેલો મૂર્ખો કાનજી ધોતીયું શોધવા પગમાંથી ઝાંઝર કાઢ્યા વગર આંટા માર્યા કરતો હતો. ધોતીઆં બધાં બહાર ગેલેરીમાં સુકવ્યાં હતાં. એ ધોતીઆં તેને પહોંચાડવાં કેમ ?

અંદર ઓરડામાંથી નુપુર ઝમકારનો અવાજ સાંભળી જેઠા શેઠે ત્રાડ મારી, "વહુ ! ઘરમાં કોને ઘાલ્યો છે ?"

આ શબ્દનો આક્ષેપ સાંભળી કમળા જ્યાં હતી ત્યાં પળવાર તો થંભી રહી, પછી ચમકી, તેના પગની ઠેસ વાગતાં ચેંબો પાણીનો લોટો ઢોળાઇ ગયો. તેણે હાથની ઇસારતથી 'ના, ના, કોઈ નથી,' એમ કહેવાનો વિચાર સસરાને એ સમજાવવાનો હતો કે પારકું કોઇ નથી, પણ જેઠા શેઠ એમ સમજ્યા કે, 'ઘરમાં કોઇને ઘાલીને વહુ ના પાડે છે.'

બે પળ પોતાની પુત્રવધૂ સામું તીક્ષ્ણ નજરથી જોઇ જેઠા શેઠ બોલ્યા કે, "શંખણી ! મારૂં કુળ બોળ્યું. બસ ! તું મારા દીકરાના ઘરમાં હો, ત્યાં સુધી આ ઘરનું પાણી પીવું હરામ છે."

આ કઠોર શબ્દો નિર્દોષ કમળાની છાતીમાં વજ્ર જેવા લાગ્યા. માથાપર વિજળી પડી હોય તેમ તે જમીનપર પછડાઈ પડી, અને મનપર વધુ અંકુશ નહિ રાખી શકવાથી—તેનાથી હુંઠવો મુકાઈ ગયો. પણ તેને સ્ત્રીચરિત્રની 'એકટીંગ' સમજી જેઠા શેઠ ઝપાટાબંધ ચાલી ગયા, આડું અવળું જોયા વગર ઉતરી ગયા, અને મોટરમાં બેસી માંડવી પોતાની પેઢી તરફ હંકારી ગયા.

જેઠા શેઠની મોટર દૃષ્ટિથી દૂર ગઈ એટલે, કાનજીની દયા ખાઈ તેના રૂમ આગળની ગેલેરીમાંથી તેનું ધોતીયું ઉતારી હું તેને આપવા તેના ઉમરા આગળ ઉભો હતો, ત્યાં કમળાનું રૂદન સાંભળી કાનજી ઉર્ફે બનાવટી ગોપી ઝાંઝર ઝમકાવતી ઓરડામાંથી બહાર આવી, અને મને ઉમરામાં ધોતીયું હાથમાં લઈ ઉભેલો જોઈ ગાળે ગાળ દેવા લાગી કે, "તને પણ શું કહું સા...ને આ કમળીને પણ શું કહું ? આ ઘાઘરો નથી નીકળતો અને આ કમખાનીબી ગાંઠ તમે મારા બરડાપર કેવી બાંધી છે? અને આ બંગડાં પણ નીકળતાં નથી ! તમારા બે જણાની આ મ્હોકાણ છે."

સસરાના શબ્દો સાંભળ્યા પછી કમળા જે નીચે બેઠી બેઠી રડયાં કરતી હતી, તે કાનજીનો દેખાવ જોઈ ખડખડાટ હસી પડી, અને બોલી કે, "ગાળો શાના દો છો ? તમારા બાપ શું બોલી ગયા છે તેનું ભાન છે કે ? રસોડામાં ધોતીયું શોધી તમેજ દાટ વાળ્યો તો ! અને તેઓ ઝાંઝર પણ કાઢયાં નહિ ? પગમાંથી ઝાંઝર તો કાઢવાં હતાં?"

"તમો બે જણાએ આ વેશ કઢાવ્યો અને હવે હસો છો શાનાં ?" કાનજીભાઈ ચીઢાઈને બોલ્યા.

"હવે તમારી હુશીઆરી રહેવા દો ! જન્માષ્ટમીના દિવસે કૃષ્ણ કનૈયા તો તમે બનવા ગયા હતા ! દ્વારકાંધીશ જેટલી અક્કલ મળે નહિ, તો આવો વેશ ના કાઢીએ. લાવો, પેલી સૂડી, તમારો ચણીઓ અને કમખો કાઢી આપું" કમળા હસતી હસતી બોલી.

ત્યારબાદ મેં અને કમળાએ કાનજીના હાથમાંથી બંગડીઓ કાઢી, ઘાઘરો, ચણીયો કઢાવી તેને પાછો તેના મૂળ સ્વરૂપમાં આણી દીધો.

૮

ચારેક દિવસ પછી હું સવારના સાત વાગે મારી પથારીમાંથી હજી ઉઠયોજ ન હતો, ત્યાં કમળાએ મારૂં બારણું ઠોકયું. મેં બારણું ઉઘાડયું. કમળા ગભરાયેલી ઉભી હતી.

તેણે કહ્યું કે, "ચીમનભાઈ ! મને અને તમારા દોસ્તારને બચાવવાની બાજી તમારા હાથમાં છે. મારા સસરાએ તો ગજબ કર્યો ! મારા બાપને તાર કરી બોલાવ્યો. સારે નસીબે એમણે પેઢીમાં કે ન્યાતમાં વાત નથી કરી, પણ મને મારે પીયર મોકલી દેવા માંગે છે, અને તમારા ભાઈને બીજી પરણાવવા માંગે છે. પેલા ફોટાઓ જો તમારી પાસે હોય અને તમો જો મારા બાપ અને સસરા આગળ તે બતાવી બધો ખુલાસો કરો તોજ હું બચું એમ છું."

સારા ભાગ્યે આગલીજ રાતે એ ફોટાઓ 'રીટચ' કરી 'માઉન્ટ' કરી, ઘરમાં લાવ્યો હતો, તેમાં ગોપીના વેશમાં કાનજીનો ફોટો પણ હતો. એ બધા ફોટાઓ ભેગા કરી હું કાનજીની રૂમ આગળ ગયો. સીડી પાસ રૂમનાં બારણાં આગળ કાન દઈને ઉભો રહ્યો.

જેઠા શેઠ બોલતા હતાઃ "વાલજી શેઠ! હજી આ વાતની કોઈને ખબર પડી નથી. આવું પેટ કરીયા જેવું છે. કોઈને ખબર પડશે પણ નહિ, પણ મારા ઘરમાં તમારી દીકરી નહિ જોઈએ. તમે મુંગા મુંગા એને લઈ જાવ. એટલે પત્યું."

"પણ મારી કમળા એવી હોયજ નહિ. જેઠાભાઈ! તમારી એમાં ભૂલ થાય છે. મારા એકના એક અક્ષરને હું સારી પેઠે જાણું છું. મારી દીકરી ઘરમાં છે, તમારો જમાઈ ઘરમાં છે. એ બન્નેને તો પૂછો પછી જે પગલું લેવું હોય તે લેજો, આમ ઉતાવળા શા માટે થાવ છો!" વાલજી શેઠે કહ્યું.

"ત્યારે શું મેં નજરોનજર જોયું તે ખોટું?" જેઠા શેઠ ત્રાડ મારીને બોલ્યા.

"હા, સગી આંખે જોયેલું પણ ઘણી વખત ખોટું પડે છે." વાલજી શેઠે જણાવ્યું.

"ઠીક, ત્યારે છોકરાંઓને પૂછી જોઈએ?" જેઠા શેઠ બોલ્યા.

કાનજીને તેમણે પાસે બોલાવ્યો, અને ડોળા કાઢી તેની સામે જોઈ પૂછ્યું કે, "અલ્યા! જન્માષ્ટમીને દિવસે બપોરે બે વાગે તું ક્યાં હતો?" જેઠા શેઠે પૂછ્યું.

"જી, આ ઘરમાંજ રસોડામાં!" કાનજી બોલ્યો.

"ત્યારે હું આવ્યો ત્યારે બહાર કેમ ન નીકળ્યો?" જેઠાભાઈએ ક્રોસ કરી પૂછ્યું.

કાનજી નીચું જોઈ રહ્યો. તેના ગાલપર શરમના શેરડા પડ્યા ત્યાં ઉંબરા આગળ ઉભેલો હુંજ બોલી ઉઠ્યો; "તેનો જવાબ હું આપું," એમ બોલી મેં અંદર જઈ ખુરસીપર બેસી એ બન્ને બુઢ્ઢાઓને 'કાનજી અને કમળાની રાધાકૃષ્ણના વેશમાં ફોટો પડાવવાની ઇચ્છા, છેલ્લે કાનજીનો ગોપીવેશ ધારણ કરવો, તથા જેઠા શેઠનું આવી પહોંચવું, અમારા બધાનું ગભરાઈ જવું, ઝાંઝર સાથે રસોડામાં ધોતીયું શોધવા કાનજીની દોડાદોડ, તેથી જેઠા શેઠનું વ્હેમાવું' વગેરે બધી વાત પહેલેથી છેવટ સુધીની સાંધીને કહી અને તેના પૂરાવા તરીકે પેલા ફોટાઓ રજુ કર્યા.

એ ફોટાઓ જોઈ બંને બુઢ્ઢાઓ ખડખડાટ હસી પડ્યા, જેઠા શેઠે પોતાની પાઘડી વાલજી શેઠના પગમાં મૂકી.

વાલજી શેઠ પોતાના જેઠા વેવાઈને ભેટી પડ્યા અને બોલ્યા કે, "હું ન્હોતો કહેતો કે નજરે જોએલું પણ ખોટું પડે?"

"ચાલો, ચાલો હવે એ વાત જવા દો, કમળા બેટા! ચ્હા મુકો." જેઠાભાઈ બોલ્યા. (ડ્રોપસીન છેલ્લો સીન ટાળ્યો.)

— ——

# શકુરાભાઈનું સગપણ

એક વખત ઉનાળાની રજામાં સુરત અને મુંબઇ વચ્ચે બી. બી. રેલ્વે લાઇન પર આવેલા વીંછીઆ ગામે હું ગયો હતો. ત્યાં રહેતા મારા એક મિત્રને ત્યાં અધરણીનો શુભ પ્રસંગ હતો. ખાસ કરીને એ સીમંતની ક્રિયા માટે નહિ, પણ એ નાનાં પણ રમણીય ગામમાં એ બહાને રજાના પંદર દિવસ ગાળી કાઢવાની હાનતે, પેલા મિત્રે કંકોતરી મોકલતાં, તે મારો નિશાળનો લંગોટીયો દોસ્ત હોવાથી, કંકોતરીની સાથે જરા આછો આછો વિનય કર્યો હતો, તેનો સહર્ષ સ્વીકાર કરી, મેં તો મુંબઇની મારી કૉલેજની રેસીડેન્સીમાંથી લબાચા ઉપાડી વીંછીઆ ગામે તેને ત્યાં ધામો નાંખ્યો હતો.

એક રીતે મારા મિત્રનાં સગાંવહાલાંઓએ અને તેણે પોતે મારી વીંછીઆ ગામની પધરામણીને વધાવી લીધી. મારા મિત્રનીજ વહુનું સીમંત હતું. એ ક્રિયામાં કોઇ કોઇ સ્થળે દીયરને પાઠ ભજવવાનો આવતો હતો. મારા મિત્રને કોઇ નાનો ભાઇ નહોતો, તેના કુટુંબનાં હોંસીલાં બૈરાંઓને અને ખુદ તેની પત્નીને નાનકડા દીયરજીની ઉણપ સાલતી હતી, ત્યાં વખતસર હું વીંછીઆ પહોંચી જતાં અને મારો મિત્ર મારાથી પાંચ છ વરસ મોટો હોવાથી દીયરજી તરીકે ત્યાંનાં બૈરાંમંડળે મારી નિમણુંક કરી નાંખી અને એ ચુંટણી મેં સહર્ષ સ્વીકારી લીધી.

દીયર તરીકે ખાંડના ણુકડા ખાવાની મઝા આવી અને ભાભીને તમાચો મારવાનો પણ અવનવો લાભ મળ્યો. પણ બીજી તરફ મારા મિત્ર ચીમનની વહુ ચંપા દીયરજીને છોડે એવી નહોતી. તેનાં મેણાંટોણાં એની મીઠી મજાકથી અંતઃકને, અને બી, એ. તેમજ મુંબઈગરા એક યુવાન વિદ્વાન ડૉવેજીઅન તરીકેની મારી મારા મિત્રનાં કુટુંબમાં થયેલી કીર્તિને ટકાવી રાખવા પૈસા સંબંધમાં મારે જરા ઘસાવું પડયું. મેં હરેક રૂપીઆની એક નોટ કડથી કરી નાંખી. ચંપા ભાભી માટે સુરતથી ઘારી, ભરૂચની સુતરફેણી અને વડોદરાથી કોલ્હાપુરી ચેવડો મંગાવ્યો અને ચીમનના કુટુંબો સ્વાદથી જમે એટલા માટે એ લોકોના માણસ સાથે ગામની બાજુમાં પાસેના સુરતથી નજીક આવેલા ખાસ કતારગામની પાપડીનો કરંડીયો અને રવૈયાં બે મણ મંગાવ્યાં.

મેં સુરત, ભરૂચ, વડોદરા વગેરે સ્થળોના મારા મિત્રોને ખાસ તાર કરી મીઠાઇ અને તરકારીઓ લઇ જલદી મોકલવા કહ્યું. મને એક બ્હીક રહેતી હતી, અને તે એ કે વીંછીઆ સ્ટેશને એ કંડીઆ આવતાં એમાંથી જરૂર થોડું શાક અને મીઠા-

ઇને પગ થઇ જવાના. રેલ્વે સ્ટેશનો પર આવતા મીઠાઇઓના કે કેરીઓના કંડીયામાંથી કંઇ જાય નહિતો તો પછી રેલ્વે સ્ટાફનું નાક જાય, અને રેલ્વે પારસલ મારફત એવી; વસ્તુઓ મંગાવનાર લોકો પણ આ વાત સારી રીતે જાણતાં હોય છે અને તેથી શાકભાજી કે મીઠાઇના ટોપલાઓમાં દસ પંદર ટકા ઘટ જરૂર આવશે એમ માની જ લે છે. કોઇ ચબરાક મંગાવનારાઓ અગાઉથી દૂરઅંદેશી વાપરી રેલ્વે સ્ટાફને વિશ્વાસમાં લઇ, તેમને ત્યાં મીઠાઇ કે કેરી મોકલવાનું વચન આપી પોતાનાં પારસલો અણીશુદ્ધ મેળવે છે. આ બધી વાતનો હું જાણીતો હોવાથી મેં શાકભાજી અને મીઠાઇ આગળથી ગણતરી કરીને વધારેજ મંગાવેલી.

× × × ×

[૨]

સુરત, ભરૂચ, અને વડોદરાથી મેં મંગાવેલા, મીઠાઇ અને શાકભાજીના કરંડીયા વીંછીઆ ગામના સ્ટેશને અણી શુદ્ધ આવેલા જોઇ હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો. વધુ અજાયબીની વાત તો એ હતી કે સ્ટેશનના સ્ટાફમાં મોટે ભાગે સુરત અને વલસાડના અનાવલા હોવા છતાં કતારગામની પાપડીના કરંડીયામાંથી નવટાંક જેટલી પણ પાપડી ગુમ નહીં થયેલી જોઇ હું અજાયબીના સાગરમાં ડુબી ગયો.

ઠીક, મીઠાઇ ઘેર આવી. શાક પણ ઘેર આવ્યું. ચીમનના કુટુંબ અને બહારગામથી આવેલાં સગાંવહાલાંઓએ હોંશે હોંશે પાપડી અને ધારી અને સુતરફેણી ખાધાં, અને ચંપા શાભી તો મારી ઉદારતા જોઇ મારા માટે ઓછાં ઓછાં થવા લાગ્યાં.

વીંછીઆ સ્ટેશનના સ્ટાફ માટે મને ઓચિંતું માન ઉભરાઇ ગયું હતું, એટલે મેં પોતે જાતેજ થોડીક મીઠાઇ અને તરકારી સ્ટાફને માટે મોકલી આપી હતી.

પછી એક સાંજે ચીમનના ઘરના ફળીઆમાં અમે સૌ ઢોલીયા ઢાળી તડાકા મારતા હતા, ત્યાં મેં જબાન ઉપાડી કે; "અલ્યા ચીમન! તારા ગામના સ્ટેશનના સ્ટાફનું દરેકે દરેક માણસ હરીચંદર સમ દેખું છું."

"એમ શા ઉપરથી તું માને છે?" ચીમને પૂછ્યું.

"જોની, આ કરંડીયા સુરતથી અને ભરૂચથી મેં રેલ્વે પારસલ મારફત મંગાવ્યા અને તેમાંથી કાંઇ પણ ગયું નહિ."

મારો અભિપ્રાય સાંભળી ચીમન અને તેના બાપા બાપાલાલ ખડખડાટ હસી પડયા અને બોલ્યા કે; "તમે તો ઘણા ભલા માણસ લાગો છો, મારા સાહેબ!"

"પણ મને તો જે અંગત અનુભવ થાય તે પરથીજ હું અભિપ્રાય બાંધુ ને?" મેં કહ્યું.

"અમે તમારો વાંક નથી કહાડતા," બાપાલાલે કહ્યું. "પણ વાત એમ છે કે, અમારા સ્ટેશનનો સ્ટાફ તમે ધારો છો એટલો અશરાફ નથી. બીજાં સ્ટેશનોના સ્ટાફ જેવાંજ અમારાં વીંછીઆનાં સ્ટેશનનાં માણસો અવ્વલ નંબરનાં ચોરટીઆં હતાં. પણ એક વખત એક એવો કીસ્સો બની

ગયો કે ત્યારથી આ સ્ટેશને પારસલોમાં ચોરી કરવાનું સ્ટેશનના માણસો સદંતર ભૂલીજ ગયાં.”

“એવો તે શો પ્રસંગ બનેલો કે માણસો બધાં પ્રામાણિક થઇ ગયાં?” મેં પૂછ્યું.

“અરે જોવા જેવું બન્યું હતું.” બાપાલાલે કહ્યું: “એ વાત બહુ જાણવા જેવી છે. અને આપણે સ્ટેશનનાજ એક માણસ ભાઇલાલને બોલાવશું. એ વાત તે બહુ મહલાવીને કહે છે.”

“ઠીક ત્યારે મને એ વાત સાંભળવાની મઝા પડશે.” મેં કહ્યું.

× × × ×

[ ૩ ]

વીંછીઆ સ્ટેશનના ડેપ્યુટી સ્ટેશન માસ્તર ભાઇલાલભાઇ બહુ રમુજી માણસ હતા. તેમણે પેલી કહાણી કીસ્સાની માફક મહલાવી લાડ લડાવીને શરૂ કરી.

“જુઓને ભાઇ! વાત એમ હતી કે બેએક વરસથી અમારે ત્યાં સ્ટેશનના સ્ટાફમાં એક શકરાભાઇ કરીને અમદાવાદના જૈન યુવાન બુકીંગ કલાર્ક તરીકે કામ કરતા હતા. એમનાં માબાપ નાનપણમાં મરી ગયાં હતાં, અને એક વિધવા માસીએ એમને ઉછેરીને મોટા કર્યા હતા. શકરાભાઈ ઉમરમાં આવતાં એની માસી પણ ગુજરી જતાં શકરાભાઇની એકવીશ બાવીસની ઉમ્મર થવા આવી છતાં વાંઢા રહી ગયા હતા.

એમની સ્થિતિની દયા ખાઇ અને સ્ટેશનનાં બીજાં માણસોએ એમને પરણાવી આપવાનું બીડું ઝડપ્યું હતું, અને જે જે ગામોમાં પરણવા લાયક છોકરીઓવાળા એમનાં નાતીલાં રહેતાં હતાં ત્યાં ત્યાં અમે પોતે શકરાભાઇનીવતી કાગળ લખી એમનું પ્રચારકાર્ય કર્યાં કરતા હતા.

બે ત્રણ મહીનાના સમયમાં સતત પ્રચાર કાર્યને પરિણામે શકરાભાઇની નાતમાંના છોકરીવાળાઓના ધ્યાનમાં વીંછીઆ ગામ ચડી ગયું હતું. અને ઘણાએ એમના નાતીલાઓ સુરત કે વડોદરેથી મુંબઈ જતાં વચમાં વીંછીઆ ઉતરી જતા અને શકરાભાઇને જોઇ જતા.

અમે પણ શકરાને સારામાં સારી રીતે દેખાડવાને બહારનું કોઇ અજાણ્યું માણસ શકરાભાઇની પડપૂછ કરે તો શકરાને તુરતજ ટીકીટ ઓફીસમાં કામ કરતો બતાવી દેવાને બદલે, પેલા પૂછનારને કોઇ બીજાને ત્યાં લઇ જઇ, શકરાને ચેતવી તેને સારાં લુગડાં અને ઘરેણાં પહેરાવી પેલા પૂછનાર આગળ ભપકામાંજ રજુ કરતા, અને પેલા ખબર આપનારનું સુંદર સ્વાગત પણ અમે ભેગા મળી કરતા હતા, અને જાણે શકરો સ્ટેશનમાં મોટો અમલદાર હોય અને સારી સ્થિતિમાં રહેતો હોય એવી રીતે તેને દેખાડવા પ્રયાસ કરતા.

આવી રીતે ડઝનેક છોકરીઓવાળા શકરાને જોઈ ગયા. પછી કાઠીઆવાડમાં રહેતા મેઘજી નામના એક નાતીલા જેમને ત્યાં ૧૬ વરસની છોકરી હતી તેમનું મન શકરાપર ઠર્યું, અને તેમણે પોતાની દીકરીનું સગપણ શકરા વેરે કરવાનો નિશ્ચય કર્યો.

એક શુભ દિવસ નક્કી કરી શકરાનો ભાવી સસરો પોતાનાં કુટુંબ સાથે વીંછીઆ

સગપણ નક્કી કરવા આવ્યો અને અમે આખા સ્ટેશન સ્ટાફે તેનો ભવ્ય સત્કાર કર્યો. શકરાને પણ અમે ઘરેણાંગાંઠાંથી મઢી નાંખ્યો હતો. અમે દરેકે કંઇ ને કંઇ દાગીના ઘરમાંથી લાવી શકરાના બદન પર ઠાલવ્યા હતા.

પેલા લીંબડીવાળાની દીકરી રંભા રૂપ રૂપનો અવતાર હતી, અને તેને અને શકરાને તારામૈત્રક જેવું પણ થઇ ગયું હતું. પણ એ લોકોમાં લાજ કાઢવાનો રીવાજ હોવાથી જરાક ઝાંખી કરી લીધા શિવાય વધુ વખત એ મનોહર મ્હેરો શકરો નિહાળી શકયો નહતો. પણ એક પળવારમાં એક બીજાની આંખો મળતાં બંનેનાં જીગર ઘાયલ થયાં હતાં.

સ્ટેશન માસ્તરના કવાર્ટર્સમાં લીંબડીવાળા મ્હેમાનોને અમે બાદશાહી ભોજન જમાડયું. સુરતથી મીઠાઇ મંગાવવાનો સમય નહોતો, એટલે સ્ટેશનપર ગામના કોઇના કંડીયા આવ્યા હશે એ તોડી તેમાંથી ઘારી, મોહનથાળ, ઢોકળાં, સુતરફેણી વગેરે મિષ્ટાન્ન મ્હેમાનોને ખવરાવી ખુશ ખુશ કરી નાંખ્યા.

બીજી સ્હવારે સારૂં મુહૂર્ત જોઇ શકરાની સગાઇ લીંબડીવાળાએ પોતાની પુત્રી જોડે કરી અને લગનનું મુહૂર્ત પણ નજદીકનુંજ લીધું. અમે પણ એ વાતથી આનંદ પામ્યા કે આખરે અમારા પ્રચાર કાર્યથી શકરો ઠેકાણે પડયો ખરો અને તેને મોતીના દાણા જેવી કન્યા મળી.

એ દિવસે બપોરે સ્ટેશનના પ્લેટફોર્મપર ગાડી તો છેક સાંજે આવે તેમ હોવાથી જાજમ પાથરી અમે સૌ લીંબડીના બીજા મ્હેમાન જોડે વાતો કરતા બેઠા હતા, ત્યાં ગામનો ભંગીઓ છનો આવ્યો અને સ્ટેશન માસ્તરને સંબોધી બોલ્યો કે; "ગારતર સાબ ! હુરતથી મારો કંડીઓ આવેલો કે બાપલા ?"

"નહિ નહિ, તારો કંડીઓ બંડીઓ આવ્યો નથી." મેં જવાબ આપ્યો.

"આવેલો બાપા! આ હુરતથી મારા બનેવીનું પતું આવેલું. તેમાં એ લખતો છે કે તેણે મારા નામથી મીઠાઇ અને ફરસાણનો કંડીયો રેલ્વે મારફતથી મારા પર મોકલેલો. તેમાં હરનામું કરેલું કે, "છનાભાઇ ભીખલાભાઇને પોકે," અને ઓય આ ખાલી કંડીઓ મને સ્ટેશનની બહારથી મળેલો તેમાં મારૂં હરનામું લખેલું."

આ તો અમારી ચોરી મુદ્દા માલ સાથે પકડાઇ અને તે પણ ગામના ભંગીઆને હાથે. અમે સૌ ઝંખવાણા પડી ગયા અને એક બીજાનું મ્હોહું જોવા લાગ્યા. શકરાનું મ્હોહું તો શીવાઇજ ગયું. અમારા સ્ટેશન માસ્તરે દૂરઅંદેશી વાપરી ખીસામાંથી બે રૂપીઆ કાઢી ભંગીઆ તરફ ફેંકતાં કહ્યું "લે હવે, વધુ વાત નહી કર. એ મીઠાઈ ખરાબ હતી, એટલે અમે ફેંકી દીધી."

ભંગીઆએ રૂપીઆને ખીસામાં મૂકતાં સવાલ કરી કહ્યું કે; "મીઠાઇ ગઇ, તેનું કંઇ નહીં સાબ! પણ મારો બનેવી લખતો છે કે એ કંઇ તાજી મીઠાઇ ને ફરસાણ નહોતું, પણ હુરતમાં ઓશવાલની જાન ગએલી તેના એઠામાંથી વધેલી મીઠાઇ અને ફરસાણ એ વાડીવાળાએ મારા બનેવીને આપેલું તે થોડું તેણે

રાખી બાકીનું મારાપર મોકલેલું." ભંગીયો આટલો ખુલાસો કરી ચાલી ગયો, પણ અમારા સઘળાનાં ડાચાં જોવા જેવાં થઇ ગયાં. પેલા લીંબડીવાળા મ્હેમાનનું ડાચું પણ એરંડીયું પીધા જેવું થઇ ગયું. તેને ખબર પડી ગઇ કે અમોએ આ રીત તેના કરેલાં બાદશાહી સ્વાગતમાં મીઠાઇ અને ફરસાણ ભંગીઆની માલિકીનું અને સુરતની નાતમાંનું બાકી વધેલું એઠું હતું."

× × × ×

બસ ! વધુ કહેવાની જરૂર નથી. એ રાતની ગાડીમાં મ્હેમાન સીધાવ્યા અને શકરાનું સગપણ તૂટી ગયું. એ દિવસથી રેલ્વે પારસલોને હાથ નહી લગાડવાનો અમે સઘળાઓએ ઠરાવ કર્યો.

બાઇલાલભાઇની આ વાત સાંભળી હું એક મહીના સુધી ત્યારપછી હસ્યાં કરેલો.

# ભૂલકણાં

થોડાં ઘણાં ભૂલકણાં તો દરેક માણસ હોય છે. જે કંઈ જોઇએ, જે કંઇ વાંચીએ અને જે કંઇ સાંભળીએ એ બધું ખોપરીની યાદદારતના પડદા પર મજબૂત પણે ચીટકાઇ રહે તો તો આપણી ખોપરી ફાટી જાય અને ભેજાંમાં તરેડ પડે. વળી જીવનના દરેકે દરેક પ્રસંગ કે જે કંઇ વાંચ્યું હોય તે દરેકે દરેક લખાણ યાદ રાખવાની જરૂર પણ પડતી નથી. તેમ છતાં યાદદાસ્તને એવી રીતે કેળવવાની જરૂર ખરી કે જરૂર પડે ત્યારે જે યાદ કરવું હોય તે યાદ આવી જાય અને જે તે પ્રસંગે, જે કંઇ વાંચ્યું હોય તેનો સારાંશ કે કોઈ સારી ચોપડીના સર્વોત્તમ ફકરાઓ યાદ રહે, તેમ એક વખત જોયેલાં માણસોને ભૂલે નહિ તે માણસ સારી યાદદાસ્ત શકિતવાળો છે એમ કહી શકાય.

## સ્કુલમાં

સ્કુલમાં કેટલાંક છોકરાંઓને કવિતા એક કે બે વખત વાંચતાં મ્હોંડે ચડી જાય છે, અને માસ્તર કહે ત્યારે ફોનોગ્રાફની પ્લેટની માફક કે પોપટની માફક સડસડાટ બોલી જાય છે; જ્યારે કેટલાંક છોકરાંઓ બિચારા એક બાર લાઇનની કવિતા બાર વખત ગોખે છતાં તે તેમને મ્હોંડે થતી નથી. આપણે પણ ન્હાના ણુચા હતા, અને સ્લેટ પેન દફતર લઇ ઇસ્કોલમાં જતા ત્યારે ઇતિહાસના પ્રસંગો, માસ્તર સારો હોય અને ઇતિહાસનાં જાણીતાં પાત્રો અને તેમનાં પરાક્રમની વાત રસિક રીતે કહે તો એ બધું યાદ રહેતું, પણ ઇતિહાસમાં થઇ ગએલી લડાઇઓની સાલ 'કમબખ્ત' કેમે કરી યાદ રહેતી નહિ, અને દોઢડાહ્યા પરીક્ષકોને પણ શું કહેવું? પરીક્ષામાં ઇતિહાસના પ્રશ્નપત્રકમાં એ લડાઇઓની સાલજ પૂછે. ઘણાઓને ભૂગોળના નામની ઠંડક હોય છે, અને નકશો જુએ ત્યારે ગામો અને નદીઓનાં નામો યાદ આવે, બાકી મદ્રાસ ક્યાં આવ્યું અને બલુચીસ્તાન હિંદની કઇ તરફ તેની જાણે બલા!

## કેળવી શકાય છે

માણસના મગજની અને શરીરની બીજી શકિતઓની માફક યાદદાસ્તશકિત પણ તાલીમથી ખીલવી શકાય છે, પણ ઘણાં થોડાક માણસો એ શકિતને કેળવવાની દરકાર રાખે છે, અને પછી મોટી ઉમ્મરે ભૂલકણાં થઈ જાય છે.

## મતલબી ભૂલકણાં

માનવ સ્વભાવની ખાસ ખાસીયત એ છે કે તે બીજું બધું ભૂલી જાય, પણ જ્યાં પોતાની મતલબની વાત હોય ત્યાં તે કદિ ભૂલે નહિ. પોતા પાસે કોઈ પૈસા માગતું

હોય અને પેલાને ચોક્કસ તારીખે પૈસા આપવાનો પોતે વાયદો કર્યો હોય ત્યારે સેંકડે પંચોતેર ટકા માણસો એવો વાયદો ભૂલી જાય, પણ પોતે જો બીજા કોઇની પાસે નાણાં માંગતો હોય અને પેલા દેવાદારે તે પાછા આપવા માટે ચોક્કસ તારીખ કહી હોય તો તે તારીખ કદિ ભૂલે નહિ. સ્વાર્થની વાત હોય ત્યાં માણસની યાદદાસ્ત શકિત ચપ્પુની ધાર જેવી તીવ્ર બને છે.

### પ્રસંગો

જીવનમાં બનતા પ્રસંગો માણસો ભૂલી જાય છે. પણ એવા પ્રસંગો જ્યાં પોતાને ગળે કીર્તિની વરમાળા આરોપાઇ હોય યા તો જાહેરમાં કે મિત્રોની મંડળીમાં પોતાની રેવડી દાણાંદાણ થઇ હોય તો એ વાત માણસ કદિ નથી ભૂલતો. કોઇ ગમખ્વાર મરણ કે ખુશાલીનો તો જીવનમાં ક્વચિત આવતો પ્રસંગ માણસથી ભૂલાતો નથી. કરણ પ્રસંગનો ઘા વરસો સુધી યાદ રહે છે. તેમ વરરાજા બની પહેલ વહેલા વરઘોડે ચડી માંડવે ગયા હોઇએ, અને ત્યાં સાસુએ નાક પકડી ખેંચ્યું હોય એ પ્રસંગ ભૂલાતો નથી. માણસને યાદદાસ્તની શકિતજ ન હોય અથવા તો ભેજામાં કલ્પનાશકિતની ઉણપ હોય તો તેનું જીવન ઘણુંજ દુખી અને કષ્ટમય બની જાય. બચપણમાં કોઇ માણસ પોતાની સ્વપ્નસૃષ્ટિમાં રમ્યાં કરે; યુવાનીમાં જીવનની વાસ્તવિકતા જરા સમજાય, પણ તે વખતે દિલમાં અને મસ્તકમાં નવી નવી લાગણીઓ અને યૌવનનો જોશ હોવાથી દિલલગી, પ્રેમપ્રસંગો, સાહસો અને પરાક્રમોમાં જીવન જાય; પણ જીવનની સાથે જ્યારે હાથપગ ઢીલા થાય, શરીર નબળું બની જાય, મ્હોંપર બુઢ્ઢાપાની કરચલી વળે ત્યારે ભૂતકાળની મીઠી યાદોજ જીવન ટકાવી રાખે છે. જીવનમાં માણેલી મોજ અને કરેલા આનંદની યાદજ માત્ર. માણસને નવી ઉષ્મા અને હુંફ આપે છે.

### 'ઢંગઢડા વગરનાં'

પણ કેટલાંક ઢંગઢડા વગરના અથવા બેદરકાર માણસો યાદદાસ્ત શકિતની ખીલવટ પાછળ બેદરકાર રહેવાથી અથવા તો કેટલાકો કોઇ ચોક્કસ વિષય વાત કે અભ્યાસ પાછળ દિવાનાં બનવાથી બીજી વાતોમાં ભૂલકણાં બની જાય છે. પોતાના ઐચ્છિક વિષયમાં પારંગત એવા પ્રોફેસરો ભૂલકણા થઇ જાય છે. ગુજરાતના એક જાણીતા ગણિતના પ્રોફેસર માટે કહેવાય છે કે ન્હાવાની ઓરડીમાં ન્હાવા બેઠા હોય ત્યાં ભૂમિતિનું કોઇ થીએરમ યાદ આવતાં કોલસાના કકડાથી ભીંત પર ચોરસ ત્રીકોણ વગેરે આકૃતિઓ કહાડે અને તેમાં એટલા તો મશગુલ થઇ જાય કે કેટલીયે વાર ન્હાયા વગરજ પલળ્યા વગરનું પંચીયું બદલી નાંખી, કમ્મરે ટુવાલ વીંટી દઇ બહાર નીકળી પડે.

### કુદરતી હાજત

સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટીના એક આગેવાન મેંબરની ભૂલકણા સ્વભાવ-

ની ઓરડીમાંથી, ક્લાસનાં ટેબલ પરથી, ટેબલનાં ખાનાંમાંથી કે વર્ગના ઓરડાની બારીની પાળપરથી શોધી આપવાં પડતાં.

## દાંત

મારા ઓળખીતા એક પારસી દોસ્તે પોતાના ડાચાંમાં નવા દાંત નંખાવ્યા હતા. પોતે કોણ જાણે કેહુંક મોટું સાહસ કર્યું હોય તેમ દાંતનું નવું ચોકઠું તેણે લીધું ત્યારે જ્યારેથી વાત નીકળે ત્યારે પહેલા તેના દાંતનું દાસ્તાન બોલે. દાંત બરાબર ડાચામાં અને તેમના મ્હોડામાં પેઢાંમાં બરાબર બેસે છે કે કેમ, તેનાથી પાંઉ ખાઇ શકાય છે કે કેમ વગેરે વગેરે બધી વિગત કહે. એક વખત એક ઇરાની હોટેલમાં મને લઇ જઇ પોતાના નવા દાંતોનું પ્રદર્શન એમણે મારી સમક્ષ ચોકલેટ અને પાંઉ ચાવી કરી બતાવ્યું.

અમે ઇરાનીની દુકાનમાંથી બહાર પડ્યા, ઓરીસે ગયા, ઓરીસે ગયા પછી થોડી વારે પેલા પારસીને યાદ આવ્યું કે તેના દાંત ડાચામાંથી ગુમ થયા છે, ને ક્યાં ગયા તે પેલાને યાદ નહોતું આવતું, અને એ દાંત ખાસ મારા પોતાના નહી હોવાથી મને પણ તેણે તે ક્યાં મુક્યા હશે એ ખબર નહોતી. દાંતના ડાક્ટરને બીજું ચોકઠું બનાવવાનો ઓર્ડર આપી અમે પેલા ઇરાનીની દુકાનમાં ગયા તો તેણે યાદ આપ્યું કે પેલાના દાંત ત્યાં ઇરાનીની હોટેલમાં એ ભૂલી ગયો હતો.

## પેન્સીલ

ઓફીસના ટેબલ પર કોઇ ગ્રાહક આવે અને તમે વેચતા હો તે વસ્તુઓની કિંમત પૂછે. પોતે સાથે પેન્સીલ લાવે નહિ એટલે દુકાનદારનીજ પેન્સીલ માંગી પોતે કિંમત લખી નાંખે અને ઉતાવળમાં ભૂલથી તે પેન્સીલ પોતાના ખીસામાં તફડાવે. જો દુકાનદારને યાદ આવે તો તે પેલા ગ્રાહક પાસેથી પાછી માંગી લે. નહિ તો જરૂર પેન્સીલ જાય. 'માફ કરજો, સાહેબ ! ભૂલમાં ગજવામાં ટેવને લીધે મુકાઇ ગઇ હતી.' 'કાંઇ નહિ, કાંઇ નહિ,' એમ કહી દુકાનદાર પતાવે. મને એમ ચોક્કસ યાદ છે કે મુંબઇમાં શેઠ ગોકુળદાસ તેજપાલની સ્કુલની સામે આવેલા ડૉ. વજેશંકર સાકેરરામ દિવાન, આમ પેન્સીલો હરરોજ ગુમ થવાથી, બે ફુટ લાંબી પેન્સીલ રાખતા અને તેનાથી પ્રીસ્ક્રીપશન લખતા. કેટલાકો તો, જુની પેઢીવાળાઓ પેન્સીલને છેડે લાંબી દોરી બાંધતા અને તે દોરીનો બીજો છેડો ટેબલ ઉઘાડવાના હેન્ડલ સાથે કે ખડીઆ સાથે બાંધતા. આવીજ રીતે 'પેન નાઇફ' પેન્સીલ છોલવાની નાની ચપ્પુની પણ આત્મકથા છે. કેટલાકો તો મોટી જાડી પેન્સીલોજ રાખે છે કે જેથી ભૂલથી પણ ગ્રાહક ગજવામાં સેરવી દેતાં અપરિચિત લાગવાથી પાછી આપી દે. 'ફાઉન્ટન પેન' પણ ભૂલમાં માલિક સિવાય બીજાના ખીસામાં સરી જતાં જણાઇ છે. મનુષ્યનો સ્વભાવજ ભૂલકણો હોય, એ કુદરતી છે.

# સાહિત્યના શકરા

સાહિત્યને બાગ સમજીએ અને તેમાં વિચરનારા લેખકોની પ્રવૃત્તિઓને પક્ષીઓ-ની ઉપમા આપીએ તો કેટલાક લેખકો પક્ષીઓના રાજા ગરુડરાજ જેવા હોય છે. તીક્ષ્ણ ઊંડી દીર્ઘદ્રષ્ટિવાળા અને જે પ્રસંગ કે વ્યક્તિના સમાગમમાં આવે તેને સાકાર આપીએ એકદમ પામી લેનારા હોય છે. કેટલાક લેખકો ઘુવડ જેવા હોય છે. તેમની ખોપરીમાં વિદ્વત્તાનો મસાલો એવો ઠાસી ઠાસીને ભર્યો હોય છે કે તેમનું મ્હોડું ભારેખમ બની ગયું હોય છે અને તે પર ઘુવડ જેવો ભાર રમી રહ્યો હોય છે.

કેટલાક લેખકો કાગડાઓ જેવા હોય છે. બીજાઓની ખામીજ શોધ્યાજ કરે, અને પોતાનામાં સર્જનશક્તિનું ઠાંઠાળ થોડું હોઇ કોણે કયાંથી અને શામાંથી અપહરણ કર્યું તેનીજ શોધખોળ કર્યા કરે. કાબર જેવા, કબૂતર જેવા, ચકલા જેવા અને મોર જેવા મગરૂર લેખકો પણ હોય છે. મોર એક સુંદર પક્ષી છે, પણ ઘણુંજ અભિમાની છે. તેને પોતાને તેના સૌંદર્યનું ગુમાન હોય છે. બાગમાં, વનમાં કે કોઇ જાહેર બાગના પોતાના પાંજરામાં મોર ફરતો હોય, પેટમાં ક્ષુધા લાગી હોય, નીચે પગ આગળજ દાણા પડયા હોય, પણ ચાંચવતી એ દાણા વીણવા નીચા વળ-વામાં કોણ જાણે પોતાને હીણપત લાગતી હોય, તેમ દાણો ઉંચકવા નીચે નમી ગયા પછી દાણો કે ખાવાનું ચણ્યું, જે કંઇ હોય તે, ઢંગથી ગળી, અને જાણે સંયોગ કમાતી હોય તેમ એકદમ ડોક ઉંચી કરી લે છે, અને પોતે નીચે નમ્યોજ નથી, એ વાત સૂચવવા ચારે બાજુ નજરથી ડોકી ફેરે છે.

કેટલાક લેખકો પણ આ મોર જેવા હોય છે. અલબત્ત, જેમ મોર સુંદર હોય છે તેમ આવા અભિમાની લેખકો કુદરતી પ્રતિભાવાળા તો હોય છેજ, તેમ પોતાની મહત્તાનું ભાન તેમને હદ બહાર હોય છે. સારા મોર જીવનની સ્થિતિએ પોતે જ્યાં પણ જાય ત્યાં પોતે કંઇક છે એવું દેખાડવા ખાસ પ્રયાસ કરે છે. અલબત્ત આવા કલાપીઓ (મોર) વસ્ત્રો હંમેશાં બહુ સારાં પહેરે છે. ઉજળીઆત પોષાક પહેરતા હોય તો અપ-ટુ-ડેટ ઇંગ્લીશ ડ્રેસમાં ફરે છે, અને દેશી ડ્રેસ પહેરે તો પગમાં નવી નવી સ્ટાઇલની મોજડીઓ, સુરવાળ, ફક્કડ અંતરૌ અને માથે જાણે રાજાના કુંવર હોય એવો ફેંટો ધારણ કરે છે, અને વાત-ચિત કરે ત્યારે ધીમે ધીમે ચાપીચાપીને બોલી શિષ્ટ ભાષાનોજ ઉપયોગ કરે છે, અને પોતે વિદ્વાન્ છે એવી સામા માણ-સના મન પર છાપ પાડવા મથે છે, અને

કોઈ તેને સાક્ષર યારે કે વિદ્વાનના નામથી સંબોધે તો તુરતજ હાસ્યથી ફાટેલાં દાડમ જેવું તેનું ડાચું ફાટી જાય છે, પણ ખડખડાટ હસી પડવાથી પોતાની પ્રભુતા કમી થઇ જાય, એ ભયથી બારીક મલકાઇ પાછું ડાચું નીચું કરી નાંખે છે.

કેટલાક કવિઓ કોયલ જેવા હોય છે. પક્ષીઓમાં કોયલ સૌથી હરામખોર પક્ષી છે. માળો બાંધવાની એ તકલીફજ લેતું નથી. પારકાના માળામાં એ બેલાશક ઘૂસી જાય છે.

આ પ્રમાણે કોયલ જેવા કવિઓ કવિતાઓ ગાય છે બહુ મીઠી રીતે. કવિતાઓ લખે પણ મીઠી અને સુંદર, પણ જરા ઉંડા ઉતરી તેમની કૃતિઓ, તેમનાં કાવ્યો અને સર્જનો નિરખીએ તો ખબર પડે કે તેમાંની કલ્પના અને પ્રેરણા બધું ઉછીનું લીધેલું હોય છે. કોઇ પાલ્ગ્રેવ્જ ગોલ્ડન ટ્રેઝરીમાંથી પ્રેરણા લે છે. કોઇને બાયરન કે શેલી કે ટેનીસન પ્રેરણાનાં પીયૂષ પાય છે. કોઈ જુના ગુજરાતી કવિઓ નરસિંહ, પ્રેમાનંદ, ધીરા દયારામની કવિતાઓમાંથી તફડાવી પોતાની કવિતા હોય તેમ એ બતાવે, તેવા કવિ તરીકે અનણઘાઓમાં પૂજાય છે, અને પોતે સાધનસંપન્ન હોય તો તેમની કાવ્યપ્રતિભા ઉછીની લીધેલી હોય છતાં બેધડક સાક્ષર બની જાય છે.

પણ આજે જે ખાસ માનવપ્રાણી ઉર્ફે પક્ષી વિષે ઇસારો હું કરવા માગું છું, તે સાહિત્ય ક્ષેત્રનો શકરો યાને બાજ પક્ષી છે.

શકરો ગાતો નથી, તેમ તે બીજી રીતે માનવોની સેવા કરતો નથી, તે તો માત્ર બીજા પક્ષીઓનો શીકાર કરી પોતાનું જીવન ટકાવી રાખે છે.

સર્જનની કે લેખનની દૃષ્ટિએ નહિ, પણ સાહિત્યના વાંચનના શોખની દૃષ્ટિએ હું કેટલાંક માણસોને સાહિત્યના શકરા ગણું છું.

લખાણમાં પણ આવા શકરા જેવાં માણસો, ઓળખાણપીછાણવાળા લેખકો જોડે વાર્તાલાપ કરી તેમના વિચારો અને કલ્પના જાણી લઈ, એ કલ્પનાકર્તા હજુ તો તેને કાગળપર ઉતારે તે પહેલાં પોતે એ કલ્પના કે નવા વિચારને કાગળ પર ચીતરી મારે છે, અને પછી બેધડક એ પોતાનું સ્વતંત્ર સર્જન છે, એમ બાપોકાર જાહેર કરે છે.

આવા સાહિત્યના શકરાઓને નવાં નવાં માસિકો, અઠવાડિકો અને પુસ્તકો લખવા નો ભારે શોખ હોય છે, પણ એ શોખને પોષવા માટે પૈસા ખર્ચવાની તેની દાનત જરા પણ હોતી નથી. બનતાં સુધી મફતીયું વાચન મેળવવા એ મથે છે.

તેનો શોખ પણ શકરાના જેવોજ ચિત્ર વિચિત્ર હોય છે. શકરો જેમ પોતાથી નબળા હરેક જાતના પક્ષીનો સત્કાર કરે છે, તેને જોતાં તેનાપર તરાપ મારે છે, તેમ સાહિત્યક્ષેત્રનો શકરો હરેક હિસાનું સાહિત્ય વાંચે છે. 'કાતરીયા ગેપ'થી માંડીને યોગવાસિષ્ટ સુધીના ગ્રંથો એ વાંચે છે. ગજરામારૂની વાતોથી માંડીને સરસ્વતી ચંદ્રના ચારે ભાગોનું એ અધ્યયન કરે છે. વેદાન્તનો ગ્રંથ ચન્દ્રકાન્ત વાંચે અને તે સાથે ચૂડેલનો વાંસો પણ વાંચે અને એકમાં સરખો આનંદ લે.

આવા સાહિત્યના શકરા આપણી પડોશમાં હોય તો આપણને ભારી ત્રાસ સમાન થઇ પડે છે. આપણે ત્યાં કોઈ પણ છાપું અઠવાડીક કે પુસ્તક સલામત રહેતું નથી. આપણે ત્યાં દરરોજ છાપું આવતું હોય તો આ શકરૂં સ્હવાર સાંજ દરરોજ આપણે ત્યાં વગર બોલાવ્યે હાલ્યું આવવાનું.

રવિવારને દિવસે આપણાં અઠવાડીકાનું આગમન આપણા રૂમમાં પોસ્ટમેન મારફત થાય તે પહેલાં પેલા શકરાનું આગમન તો થઈ ચુક્યું હોય. દિવાળીના દિવસોમાં સુંદર ચિત્રો અને ફોટાવાળાં જુદાં જુદાં પત્રોના દિવાળીના અંકો આપણે ત્યાંથી વગર પૂછ્યે તફડાવી જઇ શકરો આપણો અને આપણાં કુટુંબીઓનો રોષ માથે વ્હોરી લે છે.

અને રસ્તામાંથી આપણે હાથમાં કંઇ છાપું કે ચોપડી ચોપાનીયાં લઈને જતા હોઇએ અને સામેથી શકરો મળે તો જરૂર આપણા બારજ વાગે. આપણને પ્રાસ્કોજ પડે. બાજ પક્ષીની માફક આંખો વિકસાવી એ આપણા હાથમાંનાં સાહિત્યપર ઝડપ મારે અને આપણે આનાકાની કરીએ તે પહેલાં એ વસ્તુઓ તેના કરકમલને વિષે ગોઠવાઇ ગએલી હોય, અને એ નામદાર તે જોય ત્યાંસુધી આપણને ઉભા રહેવું પડે, અને આપણને ભય લાગે કે જે ચોપડી આપણે એજ દિવસે નવી ખરીદી હોય તેજ એ મીસ્તર ઉઠાવી જવાના.

શકરાઓને પારકાઓની લાગણીની કીંમતજ હોતી નથી. તે તો પારકું સાહિત્ય પડાવીને વાંચવામાં પોતાની હુંશીઆરી સમજે, અને જુદી જુદી ચોપડી અને ચોપાનીઆંને પોતાનો શીકાર સમજે.

મુંબઇમાં મારો ઓળખીતો એક મિત્ર છે, જે વાંચનની અને પુસ્તકોની વાતમાં ઉપર જણાવ્યું તેવો શકરો છે. તેણે એ શકરાવૃત્તિથીજ પોતાને ત્યાં મસ મોટી લાયબ્રેરી ઉભી કરી છે. એક ચબરાક એડીટર તેને જો એ શકરાનો લેખ જોઇતો હોય તો તે આંખડી ઠીક અજમાવતો. અહિં ઇન્સાફ ખાતર કહેવું જોઇએ કે આ શકરો બહુશ્રુત અને કલમબાજ હતો. પેલો તંત્રી પોતાના કોઇ ખાસ અંકની બે ત્રણ દિવસ પહેલાં એ કોઇ નવી ચોપડી લઇ આવે અને પેલા શકરાને બતાવે. અને પછી કહે કે લેખ તૈયાર કરી આપે તો આપું. ચોપડીની લાલચમાં એ શકરો ગમે તેવો અઘરો અને લાંબો લેખ રાતે ઉજાગરો કરીને પણ લખી આપે.

સરકસમાં વાંદરાં, વાઘ અને હાથીને ખાવાની લાલચ આપીને તેમની આગળ જેમ કસરત કરાવવામાં આવે તેવુંજ આ કંઇક થયું.

શકરાઓને સીધા કરવાનો એકજ રસ્તો. તેની જોડે દોસ્તી પાડવીજ નહીં. પડી ગઇ હોય તો જમવા નહીં દેવી, અને એ વધારે છૂટ લેવા જાય તો તેનું અપમાન કરી નાંખવું.

પાડોશમાં શકરાઓ રહેતા હોય તો ઘરધણીએ પોતાની રૂમમાં પાટીયું મારવું કે, "આ ઓરડીમાંના કોઇ પણ સાહિત્યને હાથ અડાડવાની મનાઇ છે. છાપું વાંચવા લઇ જનારે ધર્માદાની પેટીમાં એક આનો નાંખી પછીજ તેને હાથ લગાડવો."

આ નુસખાને અજમાવો અને પછી જોઇ લ્યો મઝા.

# ભૂલકણા ઉપરી

અગાઉ હું ભૂલકણાં માણસોને લગતા મારા લેખમાં મારા એક મિત્રના ભૂલકણા ઉપરીની જે રમુજી વાત લખી ગએલો છું, એ સંબંધમાં એજ ઉપરીની કેટલીક વિચિત્ર ટેવો અને ખાસીયતોની વધુ રમુજી હકીકત અને મારા એ મિત્ર તરફથી મળી છે. આ ઉપરી એક જાણીતા નેતા છે એટલે એમનું નામ જાહેર કરી શકાય તેમ નથી, પણ નામ જણાવ્યા વગરજ તેમના સ્વભાવ અને વર્તનનો રમુજી કીસ્સો હું વાંચકો સમક્ષ મૂકીશ.

## ખાવાનું ભૂલી જાય

મારા મિત્રના ઉપરી એ અસાધારણ કામ કરનાર નહતા પણ તેમનામાં કામ કરવાનો ઉત્સાહ, ખંત અને ચીવટપણું એટલાં બધાં જબરદસ્ત હતાં કે દિવસના ૨૪ કલાક એકજ બેઠકે, અને એકજ ખુરશી ટેબલ આગળ કામ કરવામાં એ થાકતા નહી. વાત એમ હતી કે જે કામ એ હાથમાં લેતા તેમાં એટલી હદ સુધીના તન્મય થઇ જતા કે પછી પોતાની આજુબાજુ શું બને છે તેનું તેમને ભાન રહેતું નહિ. પોતે પોતાના ટેબલપર કંઇક લખાણ કરવા બેઠા હોય અને તેમાં મશગુલ બની ગયા હોય ત્યારે બહાર રસ્તામાં બેંડવાજાં સાથે મોટો વરઘોડો નીકળે તો તેનું ભાન એમને રહેતું નહી. બહાર રસ્તામાં ગમે તેવો શોરબકોર થતો હોય તો પણ આ ભાઇ તો પોતાના કામપર ચોંટયા તે ચોંટયા બસ્સ ત્યાંથી ઉખડેજ નહી.

આવી તેમની તન્મયતાને લીધે ઘણી વખત તો એ પોતે ખાવાનું પણ ભુલી જતા. ઘણાઓ કોઇને મેણું મારતાં કહે છે કે "ફલાણી વાત ભૂલી ગયો તો ખાવાનું કેમ ભૂલતો નથી?" બીજાં સામાન્ય માણસો સમય થાય ત્યારે આ વાનું નહીં ભૂલતા હોય, પણ આ નેતા તો એ વાત પણ ભુલી જાય. ઘણીએ વખત એમનો ઘાટી એમનું ભાણું એમના રૂમમાં લઈ આવે. નેતા એ ભાણાને પોતાના ઓરડામાં કોઈ ટીપાઇપર કે ખુરસીપર મૂકવાની આજ્ઞા કરે. અને રામો ગયા પછી પાછા કામમાં પરોવાઇ જાય તો તેમાં એટલા ઉંડા ઉતરી જાય કે પેલી ભોજનની થાળી તેને ઠેકાણે રહે. સહવારના અગીઆર વાગે આવેલું ભાણું બપોરે બે વાગે, ત્રણ વાગે કે ચાર વાગે પણ એ સુરબ્બી યાદ આવે ત્યારે આરોગે. કોઇ વખત રામો એમનું ભોજન ભાતોડીઆમાં લાવે, અને એ ભાતોડીયું ઓરડામાં એક અભરાઇપર મૂકી છાંડે; અને કોઇ વખત ત્રણ ચાર કલાક વીતી જાય એટલે સાહેબને નહી જમવું હોય એમ ધારી રામો ટીફીન

બોક્ષ ઓરડામાંથી પાછો બહાર લઇ જાય, અને તેમાંના ખોરાકની પોતાની મરજી પ્રમાણેની વ્યવસ્થા કરી ટીફીન બોક્ષ માંજીને સાફસુફ કરીને પાછો અભરાઇપર ચડાવી દે.

**એમાં પણ સંભ્રમ**

પેલા નેતા કામમાંથી પરવાર્યા પછી પેલા અભરાઇ આગળ જાય, અને ભાતો ડીયું ખાલી અને સાફ જુએ તો એમને પોતાને પણ સંભ્રમવિભ્રમ થઇ જાય કે પોતે જમ્યા છે કે નહિ? ઘણીએ વખત તો ભાતોડીયું ખાલી જોઇ પોતે બપોરે તેમાંથી ભોજન કર્યું હશે એ સંભારી પાછા મુંગા મુંગા કામ પર લાગી જાય.

**યાદ આપે**

એમના આટલા હદ સુધીના ભૂલકણા સ્વભાવને લીધે એમનો પ્રાઇવેટ સેક્રેટરી મારો પેલો મિત્ર પોતાના ઉપરી જમ્યા છે કે નહીં તેની હંમેશ કાળજી રાખતો, અને બપોરના બાર એક વાગે એમના રૂમમાં ડોકીયું કરી સાહેબને યાદ આપે કે "સાહેબ! હજી આપ જમ્યા નથી, માટે ભોજન કરી લ્યો."

પોતાનો સેક્રેટરી આ વાકય બોલે ત્યારે સાહેબને યાદ આવે કે પોતે ક્ષુધાર્થી છે. એકદમ પોતાનું ગોળ અને વિશાળ પેટ પસવારતા બોલી ઉઠે કે "ઓ:! માસ્તર મેની થેંક્સ, હા, હું એક કલાકથી ભૂખ્યો છું, એટલેજ મારૂં કામમાં મન પરોવાતું નથી. ચાલો ચાલો આપણે જમી લઇએ."

આમ બોલી ઓરડામાં પડેલું ભાણું કે ટીફીન બોક્ષ લઇ ભોજનની તૈયારી કરે. પણ એ ભોજનમાં કોઇએ તેમની સાથે સાથ પૂરાવવોજ જોઇએ. એકલા જમતાં તેમને ફાવેજ નહીં, અને એમની આજુ બાજુનાં માણસો એમની એ ખાસીયત જાણતાં હોવાથી એમનું મન રાખવા એમની સાથે બેસે અને જરા ચાખે, અને ખાસ કાળજી રાખી સાહેબ બરાબર જમે એ ધ્યાન રાખે.

**બધું યાદ આપવું પડે**

સાહેબનો સ્વભાવ ઘણોજ ભૂલકણો હોવાથી એમનો સેક્રેટરી એમની ડાયરીમાં આખા દિવસના એમનાં સઘળાં એન્ગેજમેંટો (રોકાણો) નોંધી રાખે, અને સેક્રેટરીનું મુખ્ય કામ એ કે સાહેબને શું કામ કરવાનું છે અને કયાં ભાષણ કરવા કે કોને મળવા જવાનું છે એ સાહેબને બરાબર વખતસર યાદ આપવું. ઉપરાંત તેમનો સેક્રેટરી સાહેબની કુદરતી હાજતો માટે પણ ચોકસાઈ રાખતો.

પોતાના ઉપરીની જાહેર રોકાણ ઉપરાંત તેમની હંમેશની જરૂરીઆત અને હાજતનું લીસ્ટ પણ તેમનો સેક્રેટરી રાખતો, જેમકે દરરોજ સહવારે સાહેબની ડાયરી એ તૈયાર કરે ત્યારે મુખ્ય ડાયરીમાં તેમની રોકાણોનું લીસ્ટ લખી એક બીજી કાપલીપર પોતાની જાણ માટે આ રીતની નોંધ કરે:—

૧. સાહેબને કયારે ઉઠાડવા? (સાહેબને હર રાતે ઉજાગરા થતા હોવાથી એ કયારે સુતા એ નક્કી કરી અને ઘણી વખત

રાતે પોતેજ તેમને સૂવાડી સેક્રેટરીજ નક્કી કરે કે સવારના સાહેબને ક્યારે ઉઠાડવો).

૨. સાહેબને ચાહ પીવા કહેવું.

૩. સાહેબને ન્હાવા મોકલવા.

૪. ઉપરીને લુગડાં બદલવા કહેવું.

૫. સાહેબને જમવાનું કહેવું.

૬. સાહેબને પાણી પીવાનું કહેવું.

૭. સાહેબને બપોરના બે કલાક આરામ લેવાનું કહેવું.

૮. સાહેબને લઘુશંકાની યાદ આપવી.

૯. સાહેબને પોતાને ઘેર લખવાનું યાદ આપવું વગેરે.

ઉપરો

એક દિવસ સાહેબ બપોરના પોતાના સેક્રેટરીના રૂમમાં ગયા. એ તે દિવસે સહવારેજ પુનેથી મુંબઇ આવ્યા હતા. મુંબઇનાં એક ચોક્કસ છાપાં પર પોતે લખેલો કાગળ પોતાનાં ટેબલપર એ શોધતા હતા. પોતાથી એ કાગળ ન જડયો એટલે એમણે પોતાના સેક્રેટરીને બોલાવ્યો. સેક્રેટરીએ પણ એમની ટેબલ પર પોણો કલાક શોધખોળ કરી પણ કાગળ ન મળ્યો.

નેતાને એકદમ યાદ આવ્યું કે કદાચ પુનામાં એ પત્ર પોતે ભૂલી ગયા હશે.

તેમણે સેક્રેટરીને ફરમાવ્યું, અત્યારે પાછલી પહોરે એક ગાડી પુના જાય છે, તેમાં તમે પુના ઉપડો, ફલાણી સંસ્થામાં કાગળ માટે તપાસ કરજો, ત્યાં તે નહોય તો પછી બીજી સંસ્થામાં તપાસ કરજો. ત્યાંના મારાં ટેબલનાં ખાનામાં એ જરૂર હશે. લ્યો, આ તે ટેબલની ચાવી, અને ત્યાં પણ નહોય તો ફલાણા વાડામાં મારા ફલાણા મિત્ર રહે છે તેને ત્યાં જજો, ત્યાં તો જરૂર એ કાગળ સેંકડે નવાણું ટકા તમને મળવો જોઇએ. જાવ ઉપડો, વિક્ટોરીઆ ન મળે તો ટેક્ષી કરી બોરીબંદર પહોંચો."

સાહેબનો હુકમ થાય એટલે ના તો પડાયજ નહી, તેમ સંદેહ પણ ન અણાય. વળી તેમની સાથે કામ કરનારા માણસોને તેમની પ્રત્યે એવી મમતા હોય કે કોઇ ના પાડેજ નહી, તેમ તેમનું કામ કરવામાં ગમે તેટલા પૈસા ખર્ચાય તો તેની તેમને પરવાહ નહી. એટલે એમની એ આજ્ઞા સાંભળી એનો સેક્રેટરી પુને ઉપડયો. પાછલા પહોરની ગાડી ન મળી ને મધરાતની ગાડીમાં જઇ બીજી સહવારે પુને પહોંચ્યો. અને સાહેબે કહેલી એ દરેક સંસ્થાના મકાને જઇ ત્યાં સાહેબના કાગળ માટે તલાશ કરી, પણ એ કાગળનો પત્તો લાગ્યો નહી. એ દરેક સંસ્થાપર પણ મુંબઇથી સાહેબ તરફથી પોતાના સેક્રેટરીને કાગળ શોધવામાં મદદ કરવા માટે સંસ્થાના કાર્યવાહકોને તારથી તાકીદ કરી હતી.

ઉપલી બે સંસ્થાઓમાં સાહેબના પત્રનો પતો નહીં લાગતાં સેક્રેટરી પેલા ચોક્કસ વાડામાં રહેતા સાહેબના જાની દોસ્તને ત્યાં ગયો. એ દોસ્તને પણ સાહેબ તરફથી પોતાના સેક્રેટરીને કાગળ શોધી આપવાની તાકીદ હતી. સેક્રેટરી અને સાહેબના મિત્રે સાહેબ પૂના ગયેલા ત્યારે જે રૂમમાં ઉતર્યા હતા તેનું

ખૂણેખુણું શોધી વળ્યા. દરેકે દરેક ટેબલનાં ખાનાં તપાસી વળ્યા. જમીન પર પાથરેલી સાઢડી ઉંચી નીચી કરી જોયું. સંડાસમાં પણ તપાસ કરી આવ્યા. સાહેબ ઘણી વખત તાર અને કાગળ નિરાંતે વાંચવા પાયખાનામાં સાથે લઇ જતા અને ઘણી વખત તે ત્યાંજ રહેતાં. પણ ક્યાંય કાગળનો પત્તો ન મળ્યો, સેક્રેટરી નિરાશ થયો હતાશ થયો, અને હ્વીલે રહોંએ મુંબઇ પાછા જઇ સાહેબને શો જવાબ આપવો તેનો વિચાર કરતો હતો, ત્યાં સાહેબના મિત્રે તેને સૌથી પ્રથમ ભોજન કરી લેવાનો આગ્રહ કર્યો. સાહેબની સાથે રહી એ સેક્રેટરી પણ જમવાની બાબતમાં જરા ભૂલકણો થઇ ગયો હતો.

સાહેબનો મિત્ર અને સેક્રેટરી જમવા બેઠા, અને જમીને ઉપર મેડીમાં આવી સેક્રેટરી પાછો મુંબઇ આવવા તૈયારી કરે છે ત્યાં મુંબઇથી એમના મિત્ર પર સાહેબનોજ તાર આવ્યો, જેમાં લખવામાં આવ્યું હતું કે "કાગળ મળ્યો છે. ચિંતા ન કરતા. મારા સેક્રેટરીને જલદી મોકલો. અને તેના વગર કામ કરવું ફાવતું નથી."

સેક્રેટરી રેલ્વે ટ્રેન જેટલી ઝડપથી લાવી શકે તેટલી ઝડપથી મુંબઇ આવ્યો, અને સીધો સાહેબને મળ્યો. સાહેબે તેના ખભા પર હસીને ધબ્બો મારતાં કહ્યું કે "માફ કરજે, મારા દોસ્ત! મેં તમને નકામો ધક્કો ખવરાવ્યો, તમને ઘણી તકલીફ થઈ."

"આપના કામને હું તકલીફ ગણતો નથી. પણ વારૂ કાગળ તો મળ્યો ને?" સેક્રેટરીએ પૂછ્યું.

"હા કાગળ મળ્યો છે અને તમે પેલા તંત્રીને આપી આવો આ રહ્યો તે." એમ બોલી ઉપરીએ એક સીલ કરેલું કવર સેક્રેટરીના હાથમાં મૂક્યું.

"શું ટેબલપરજ એ હતો?" સેક્રેટરીએ પૂછ્યું.

"નહી. મારા કોટના ખીસામાંજ હતો!" નેતા બોલ્યા અને તેમનો ખાનગી કારભારી અજાયબીથી દિગ્મૂઢ બની તેમની સામે જોઇજ રહ્યો.

---

# જરા ગમ્મત

### મોટરના ભૂંગળા જેવું !

મુંબઇની જનરલ પોસ્ટ ઓફીસમાં એક બુઢ્ઢાં પારસી બાઇ એક હાથમાં એક પર બીડીયું અને બીજા હાથમાં કેટલીક પોસ્ટની ટીકીટો લઇને આવ્યાં, અને દરીયાપારના ટપાલના કાગળો જ્યાંથી જાય છે તે કાઉન્ટર આગળ ઉભું રહી એ ખાતાના કલાર્કને પૂછવા લાગયાં કે,

બાઇ:—આય કાગજ મારે ચીન મોકલવું છે તો નંબર કેટલા આનાની ટીકીટ લગાડું ?

કલાર્ક:—પણ માયજી ! ચીનમાં એ કાગલ ક્યાં મોકલવાનું છે ?

બાઇ:—ચીનમાં મારો વડો દીકરો જહાંગીર રહેછ ને તેને આ કાગલ મોકલવાનું છે.

ટપાલખાતાના એ પારસી કલાર્કે બાઇના હાથમાંથી પેલું પરબીડીયું લીધું, અને તે પરનું શરનામું વાંચી કહ્યું કે:

"માય ! આમાં તો એકલું તમારા દીકરાનું નામ છે, પણ ચીનમાં કયું ગામ તે તો લખ્યુંજ નથી. એટલે કંઇ મોકલીએ ? ગામનું નામ યાદ હોય તો કહો, હું આય કવર પર લખી આપું."

બાઇ:—"હુંબી એ નામ ભૂલી ગેઇ છ, તેથી તો તમારી સલાહ લેવા આવી છ."

કલાર્ક:—પણ માયજી ! એ ચીન તો આપણા આર્ય હિંદસ્તાન જેવડો મોટો દેશ છે, તેમાં તમારા એકલદોકલ જહાંગીરનો કંઇ પત્તો લાગે. વળી ચીનની વસ્તીબી ખાસ્સી ૪૦ કરોડ માણસની છે.

કલાર્કની આ વાત સાંભળી પેલાં બાઇ વિચારમાં પડી ગયાં અને થોડીવાર રહીને બોલ્યાં કે; "જોવની, મારો જહાંગીર કેહતો હતો કે ચીનમાં જે ગામમાં એ રહે છ તે ગામનું નામ મોટરનાં ભુંગળાંના અવાજને મળતું છે."

પેલાં બુઢ્ઢાં બાઇની આ વાત સાંભળી પેલા ટપાલખાતાંના પારસી કલાર્કે પોતાની બાજુમાં કામ કરતા એક બીજા પારસી કલાર્કને પૂછ્યું કે;

"રૂસ્તમ, મોટરના ભુંગળાનો અવાજ કેવો નીકળે ?"

"હોંક, હોંક, હોંક !" રૂસ્તમ આબાદ મોટરના ભુંગળાંનો અવાજ કાઢી બોલ્યો કે તુરતજ પેલાં બુઢ્ઢાં બોલી ઉઠમાં કે, "જીવતો રહેજે દીકરા ! મને યાદ આયું. મારો જહાંગીર ચીનમાં હોંગકોંગ કરીને ગામ છે ત્યાં રહે છે."

### રેતીના રણનું પ્રાણી

મુંબઇના તાજમહાલમાં ડેન્સનો મેળાવડો હતો. એક લાંબટાંગ લંબુસ એક ગોરી ગોરી અને બહુજ રુટડી છોકરી સાથે ડેન્સ કરી રહેલો હતો. એ લંબુસ યુરોપી

અને દેશના ગુનામાં બરાબર પાયરો નહિ હોવાથી ડંગલા વગર નાગો રહ્યો હતો. પેલી છોકરી તેનાથી ડરતી નહ હતી, પણ ડ્રેસ પૂરો ગયા વગર તેને છોડી પણ કેમ શકે ? એમ નાગની અવસ્થામાં પોતાના જોનારને છોડી દે તો એ અઠીક નહિ ગણાય. પેલો લંબુસ પેલી છોકરીના સોનેરી બાલ અને આસમાન જેવી બે આંખો જોઈ તુરતમાં આવી કવિતાના પ્રદેશોમાં ઉડી ગયો અને એ બંને વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો:-

લંબુસ:-આજે આપ જેવાં સુંદરી ગળ વાથી હું જાણે ગોયા સીધો બ્હેસ્તમાં પહોંચી ગયો હોઉં એમ મને લાગેછ. અત્યાર સુધીનું મારૂં જીવન રેતીના રણ જેવું વેરાન હતું.

છોકરી:-આપનું નૃત્ય જોઇ, એ વાત હું સમજી શકું છું.

આ નાનકડો વાર્તાલાપ સાંભળનારાં છોકરીનો પ્રત્યુત્તર સાંભળી ખડખડાટ હસી પડયાં, પણ લંબુસ સમજ્યો નહિ કે એ છોકરીએ તેની કયા પ્રાણી જોડે સર ખામણી કરી.

### પાન ચાવતું વાંદરૂં

જાણીતો અંગ્રેજ સાયન્ટીસ્ટ કહી ગયો છે કે, માણસ જાતના વડવાઓ વાંદરા હતા. આ વાતની ખાતરી કરવી હોય તો મુંબઇમાં કોઇ પાનવાળાની દુકાને જઇને પા કલાક ઉભા રહેવું. ત્યાં પાન ખાવા આવનાર દરેક માનવપ્રાણી દુકાનમાં પૈસો ફેંકી દુકાનમાં ગોઠવેલા આરસામાં પોતાના ડાચાનું પ્રતિબિંબ જોઈ આબાદ વાંદરા જેવોજ અભિનય કરવાનો, મુંછો સરખી કરવાનો, માથાપરની ટોપી કે પાઘડી સરખી કરવાનો. કોઈ કોઈ તો પાન ખાધા પછી પોતાની જીભ બરાબર લાલ થઈ છે કે નહીં તે ન્હાનાં છોકરાંઓની માફક નિરખવાનો, અને કોઈ તો મ્હોના એટલા બધા ચાળા કરવાનો કે આબાદ માંકડું લાગે.

મુંબઇના પાનવાળાઓ પણ લોકોની ખાસિયત આબાદ સમજે છે. તેઓ પાન માં નાંખવાને બે જાતની સોપારી રાખે સારી અને સડેલી. એક ઘરાક આરસા સામે જોયા વગર પાન માગે તેને પાનવાળો પેલી સારી સોપારી આપવાનો, પણ જે વાંદરાની માફક આરસીમાં પોતાનું ડાચુ નિહાળ્યાં કરતો હોય તે ઘરાકને સડેલી સોપારી નાંખી પાનનું બીડું બનાવી આપી દેવાનો, અને પેલું વાંદરા ફેશન માણસ એ બીડું જોયા વગર મ્હોંમાં મૂકી બકરાની માફક પાન ચાવતું ચાવતું દુકાન આગળથી હીંડવા માંડવાનું.

### ગાળ ખાવાનું માહાત્મ્ય

આપણા લોકોમાં એક જુની અને વ્હેમી માન્યતા છે કે, ગણેશ ચોથને દિવસે ચંદ્ર નાં દર્શન કરી કોઇની ગાળ ખાઇએ તો સારૂં. આ માટે ગામડાંઓમાં ગણેશ ચોથ ને દિવસે લોક પાડોશીઓનાં ઘરમાં કાંકરાં ફેંકે અને પેલાંઓ ગાળ દે એટલે સંતોષ પામે. પેલાં પાડોશીઓ પણ એ નુસ્ખો અજમાવે, અને અરસપરસ ગાલિપ્રદાન કરી સઘળાં સંતોષ લે.

પણ મુંબઈ જેવા સુધરેલા શહેરમાં ચોથની રાતે એ નુસ્ખો અજમાવવા જતાં કોર્ટ દરબારનું લફરૂં થવાનો ભય હંમેશ રહેલો હોય છે. તેમ રસ્તામાં કોઈ અજાણ્યો મળે અને તેને ગાળ દઇએ તો થોબડું રંગાઇ જવાનો ભય. આ સંજોગોમાં સલામત રહીને લોકોની ગાળ કેમ ખાવી તેના થોડાક નુસ્ખાઓ હું બતાવું.

૧. ટેલીફોન—ટેલીફોનથી સારામાં સારી રીતે કોઇની ગાળ ખાઇ શકાય છે. તમારા ઘરમાં ટેલીફોન હોય તો ગણેશ ચોથની બરાબર મધરાતે ટેલીફોન બુકમાંથી જેને તમે ન ઓળખતા હો તેવા શખ્સનું નામ શોધી કહાડો. તેનો નંબર જોડી તેને ફોનપર બોલાવો. દાખલા તરીકે તમે મુંબઇ રહેતા હો તો વાંદરે કે ઘાટકોપર રહેતા કોઇને બોલાવો. ટેલીફોનના તારની સાથેનું માણસ ટેલીફોનપર આવી "એલાવ એલાવ" બોલી તમે કોણ છો એમ એમ પૂછી વાત કરવા લાગે ત્યારે તમારે તમારો નંબર કે નામ ઠામ કશું ન આપવું. ઠંડે કલેજે પેલા સામેવાળાને પ્રશ્ન પૂછવો કે "તમારી બાજુ અત્યારે વરસાદ પડે છે કે?"

મધરાતે પોતાને ઉંઘમાંથી ઉઠાડી આવો વિચિત્ર સવાલ પૂછનારને એ સામેવાળો જરૂર સાત સાત પેઢીની ગાળો ચોપડવાનો.

આ નુસ્ખામાં તમે ન ફાવો, અને સામેવાળો ખરેખરો ગૃહસ્થ કે રાંક માણસ ની કળે તો કોઇ મેજીસ્ટ્રેટના ટેલીફોનનો નંબર શોધી એ નામદારને ઉંઘમાંથી ઉઠાડી, એ સુરબ્બીજી ટેલીફોન આગળ આવે ત્યારે એમને વિનયથી પૂછવું કે;

"આજે સટ્ટા બજારમાં આંક શું આવ્યો?"

મેજીસ્ટ્રેટ અને તેની સાથે વળી જુગારના આંક ફરકની પદપૂછ!

તમારો પ્રશ્ન સાંભળી એ જરૂર છેડાઇ અંગ્રેજીમાં ગાલિપ્રદાન કરશે અને તમારૂં નામ ઠેકાણું જાણવા કોશેસ કરશે, અને વધુ છેડાશે તો ટેલીફોન કંપની મારફત તમારા ટેલીફોનનો નંબર મેળવવા પ્રયાસ કરશે. માટે આ નુસ્ખો અજમાવતી વખતે બે આના કઢવા કરી જાહેર ટેલીફોનનો ઉપયોગ કરવો, એજ સલામતીભર્યું છે.

ગણેશચોથની રાતે કોઇ વાંઢા મિત્રને ઉંઘમાંથી ઉઠાડી આ બાજુથી તમે બોલો કે,

"પ્રાણનાથ! આ તમારી પ્રેમપ્યાસી દાસી તમારી વાટ જુએ છે, માટે મારે મંદિરીએ પધારો મહારાજ!"

એમ બોલો તો પેલો પરણવાની કોટવાળો કુંવારો કોઇ દોસ્ત તેની રેવડી કરે છે એમ સમજી જરૂર બે ચાર ગાળો ચોપડી કહાડવાનો.

નં. ૨. હારમોનીયમ:—

ઘરમાં ટેલીફોનની સગવડ ન હોય તો હારમોનીયમનો નુસ્ખો અજમાવવો. ગણેશ ચોથની રાતે વહેલાં 'ચાંદનાં દર્શન કરી આવવા' પછી મધરાત થતાં માળાનાં બીજાં ઘરબાહુત પંખીઓના માળાની માફક પોતપોતાની ખોલીમાં ભરાઇ ઉંઘમાં પડે કે તુરતજ આપણી ઓરડીમાં અંદરથી બારણાંને કડી મારી બતી પેટાવી બેસવું

અને હારમોનીયમ બહાર કાઢી ભેંસાસુર જેવા અવાજે ગાવું કે, "શું કહું કથની મારી હો રા......જ, શું કહું કથની ?" રાત્રિની નિસ્ત શાન્તિમાં ભંગ કરનાર, અને આજુબાજુનાં પાડોશીઓ ઉંઘમાંથી બકીને જાગી ઉઠે એવો એ તમારો સુર સાંભળી જરૂર પાડપાડોશીઓ તમને સંતોષ થાય એટલી ગાળો સંભળાવવાનાં. કોઈ તમારૂં તાડન કરવાની ઇચ્છાથી તમારી ઓરડી આગળ આવી બારણું ખખડાવે તો એ ઉઘાડવું નહિ. પણ અંદરથી ઓરડીમાં બેઠાં બેઠાંજ એ બારણું ઠોકનારને તમારે પોતેજ ગાળો ઝાપટવી, એટલે એ સામી ઝાપટે એટલે સંતોષ વાળી તમારે બત્તી હોલવી સૂઈ જવું.

નં. ૩. વિજળીક બત્તી:–

બીજો કોઈ રસ્તો ન હોય, ઘરમાં ટેલીફોન પણ ન હોય, કે હારમોનીયમ પણ ન હોય, ત્યારે માળાની વિજળીક બત્તીની સ્વીચ દબાવી આખા માળની લાઇટ હોલવી નાંખવાનો અખતરો અસરકારક છે. બરાબર માળામાં પંચોતેર ટકા લાહુતો પોતપોતાની ખોલીમાં આવી ગયાં હોય અને પીરસેલી થાળીપર ભોજન લેવા બેસવાની તૈયારી કરતાં હોય તેજ વખતે તમારે લાઇટ હોલવી નાંખવી. એક વખત માળામાંના તો અકસ્માત સમજે માટે એક વખત હોલવી પાછી પેટાવવી અને ફરી પાછી હોલવવી. એમ થોડી વાર નખરાં કરવાં. પણ એ વાત ધ્યાનમાં રાખવી કે માળાના ભૈયાના હાથમાં આવવું નહિ. આવા પ્રસંગે પાવલી આપી તેને તમે વિશ્વાસમાં લીધો હોય, એ ઇચ્છવા જોગ છે.

નં. ૪. ચંપીવાળો:

કોઈ નવું પરણેલું જોડું માળામાં રહેતું હોય. મધરાત થતાં પોતાની ઓરડીની બત્તી ગુલ કરી એ સુવા જવાની તૈયારી કરતું હોય ત્યારે નીચે કોઇ ચંપીવાળો બુલંદ અવાજથી "ચંપી...અ" કરતો બુમ મારતો ફરતો હોય તેને બોલાવી પેલું પંખીડાની ઓરડી તરફ 'તને ત્યાં બોલાવે છે.' એમ કહી ઉપર પેલાં નવદંપતીના રૂમ આગળ ધકેલી દો, અને ચંપીવાળા જોડે ખુલાસો થયા પછી કોઇએ જાણી જોઇને એને ઉપર મોકલ્યો છે, આમ ખબર પડતાં જરૂર તમોને રાતો પીળો થઇને ગાળ દેશે.

મેં તો આ થોડા નુસ્ખા બતાવ્યા. ચકોર આંખે ચારે બાજુ શોધનારને બીજા પણ મળી આવે એમ છે.

---

# માનવપ્રકૃતિ

## દોઢ ડાહ્યાં

ડાહ્યાં માણસો પણ અનેક પ્રકારનાં હોય છે. પણ તેની ચર્ચા શરૂ કરીએ તે પહેલાં ડહાપણ શબ્દનો ખરેખરો શો અર્થ થાય તે જોઈએ. ડહાપણ એટલે બુદ્ધિનો યોગ્ય ઉપયોગ. જ્યાં જરૂર પડે ત્યાં યોગ્ય પ્રસંગે અને યોગ્ય પ્રમાણમાં બુદ્ધિ વપરાય તો તે વાપરનાર માણસ બુદ્ધિમાન્ ગણાય છે. જગતને છક્ક કરી નાંખે એવો કોઈ માણસ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે, અને માનવસમાજના મોટા ભાગનું કલ્યાણ થાય એવી રીતે પોતાની અક્કલનો ઉપયોગ કરે, તો તે માણસ અસાધારણ ગણાય, મહાન્ ગણાય.

## અડધાં ડાહ્યાં

પણ ઘણાં માણસો એવાં હોય છે કે જે પોતાની અક્કલનો ઉપયોગ અડધો કરે, અક્કલ પૂરેપૂરી વાપરે નહિ, અને કદાચ વાપરે તો તેનો ઉપયોગ પૂરેપૂરો કરી શકે નહિ. કારણ કેટલાંક માણસ અધુરી કે અડધી અક્કલવાળાં જન્મથી જ હોય છે. તો કેટલાંક આળસ અને પ્રમાદથી અને વિચાર કર્યા વગર કામ કરવાની તેમની ટેવને લીધે અડધી અક્કલવાળાં રહી જાય છે અને એમનાં કામ પણ હંમેશાં અડધાં થવા પામે છે. એવા માણસ તમે બજારમાં શાક લેવા મોકલો તો તે પોતાની શાકની ઝોળી જ શાકવાળાને ત્યાં ભૂલી આવે, અને ઉલટું પોતાના રૂમાલ કે ધોતીયામાં બાંધીને શાક લાવે. કોઈને ત્યાં આવાં અડધાં ડહાપણવાળાં માણસને કંઈ સંદેશો કહેવા મોકલો તો એ અડધો સંદેશો આપે અને અડધો ખાઈ જાય.

## પછમબુદ્ધિયાં

કેટલાક માણસો પછમબુદ્ધિયાં આવે છે. આપણામાં કહેવત છે કે "અગમબુદ્ધિ વાણીઓ, પછમબુદ્ધિ બ્રહ્મ, તુર્તબુદ્ધિ તરકડો કે મારે મુક્કો ધમ." બ્રાહ્મણો પછમબુદ્ધિયા ગણાય છે. તેઓ બુદ્ધિમાન્ ખરા, વિચારવંત ખરા, વિદ્વાન્ અને સંસ્કારી ખરા, પણ એક પ્રસંગ કે વાત બની ગયા પછી તેમને પાછળથી રહીને રહીને શું કરવું જોઈતું હતું, શું રહી ગયું અને કેવી રીતે કામ લીધું હોત તો વધુ લાભ થાત, એ વાતો સુઝે.

## એક ભ્રમ

પરંતુ ઉપલી કહેવત ઉપરથી એમ નથી સમજવાનું કે વાણીઓ એટલે હિંદુઓની જે વાણીઆ નામક નાત આવે છે તેજ જ્ઞાતિનો એક માણસ; અથવા બ્રાહ્મણ એટલે ગળામાં જનોઈ ધારણ કરનાર કોઈ બ્રાહ્મણને પેટ અવતરેલું માનવ

પ્રાણી. કારણ એ કહેવતો જ્યારે જોડાઇ ત્યારે માણસોના ધંધા અને વ્યવસાય ધ્યાનમાં રાખીને જોડાઇ હતી; નહીં કે જન્મને ધ્યાનમાં લેઇને. એટલે વાણીઆ એટલે વ્યાપારધંધો કરતો એવો એક સમાજનો વર્ગ, એજ અર્થ ધ્યાનમાં લેવાનો, પછી તે ગમે તે જાતનો કોમનો કે ધર્મનો હોય. આ રીતે મુસ્લીમ કોમનો વેપારી વર્ગ એ પણ વણિકની કક્ષામાં આવી જાય. સુઇદોરો અને કપડવંજી સાબુના ગોટા વેચનારો દાઢીવાળો વ્હોરો પણ વાણીઓજ કહેવાય, દુકાને બેઠેલો પારસી પણ વાણીઓજ કહેવાય. તેમ આ દેશમાં રાજ સત્તાની કુમકપર છાતો કાઢી ચાલનારા, કંન્તરદાર, આખર કરીને વેપારી બુદ્ધિવાળા ગોરાઓ પણ વાણીઆજ કહેવાય, અને દરેક પ્રજાની વેપારી કોમ, જેમ હંમેશાં હોય છે તેમ, એ વેપારીઓ હંમેશાં અગમ બુદ્ધિના હોય છે. આગળથી બુદ્ધિ વાપરી ગણતરી કરી કામ ન કરે તો કદિ વેપલો કરી શકેજ નહી, પછી એ બુદ્ધિનો ઉપયોગ પોતાનાં સાધન અને પોતાનાં પીઠબળ પ્રમાણે કરે. નાની મૂંડીથી શહેરમાં નાનકડું હાટડું માંડનાર નાનો દુકાનદાર પોતાની ગુંજાશ પ્રમાણેની અગમ બુદ્ધિ વાપરે. જેઓને તેમની બળવાન્ સરકારોનાં શસ્ત્રઅસ્ત્ર, અને નૌકાનું તેમ લશ્કરનું જે પીઠબળ હોય એમાં શ્રદ્ધા રાખતારા ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને અમેરિકાના વેપારી વાણીઆઓ અગમ બુદ્ધિ વાપરી, આખા દેશોના દેશોને ગુલામીની બેડીમાં, આર્થિક પરવશતાની જંજીરમાં જકડી લે. અને એમની કુમક મોટી હોવાથી એ હમેશ ફાવેજ. એમનો નાશ એમના જેવાઓ મારફતજ થાય. જુદા જુદા દેશના શાહ સોદાગરો અરસપરસ હરિફાઈ કરવા લાગે ત્યારે આ શાહી વાણીઆઓના હાથ હેઠા પડે. અને એ ગોરા વેપારી વાણીઆઓની અંદર અંદરની હરિફાઇને લીધેજ મોટાં મોટાં રાજ્યો એક બીજાની સામે યુદ્ધમાં ઉતરે, અને જગતમાં મહાયુદ્ધની નોબતો વાગે.

## વિદ્વાનો અને ધર્માચાર્યો

બ્રાહ્મણ એટલે કે સમાજના વેપારધંધા કે ઉદ્યોગમાં નહી પડેલાં માનવો, જેમણે જીવનના અનુભવો મારફત નહી, પણ પુસ્તકોમાંથી જ્ઞાન મેળવ્યું હોય એવો સમાજનો વિદ્વાનવર્ગ ધર્મગુરુ જેવો લાગે. મુસ્લીમ સમાજના મૌલવીઓ અને સૈયદો, પારસીઓના દસ્તુરો, ખ્રીસ્તીઓના પાદરીઓ તેમ પ્રોફેસરો, માસ્તરો વગેરે આ બ્રાહ્મણવર્ગમાં આવે છે. આ વર્ગોનાં માણસો જો વેપારમાં પડે તો તેઓ વાણીઆ જેવા અગમ બુદ્ધિનાં બની જાય છે. પણ વેપારમાં ન પડયા હોય તો વેપારમાં કોઈ પણ વાતની આગળથી ગણતરી કરવાની ટેવ હોતી નથી, અને તેથી કોઇ પ્રસંગ બની જતાં, કે કોઇ કામ પૂરું થઈ ગયા પછી શાન્ત ચિત્તે વિચાર કરતાં તેમને તેમનું પુસ્તકીયું જ્ઞાન મદદે આવે છે, અને પછીજ ઉંડા વિચારને પરિણામે ચોક્કસ સંજોગોમાં કેમ અને કેવી રીતે કામ કરવું જોઇતું હતું એ તેમને ખબર પડે. એમની બુદ્ધિ આથી હંમેશાં પાછળથીજ કામ કરે.

## તરકડો

તરત બુદ્ધિ તરકડો એમ કહેવાય છે. પણ તેણે સામાને મુક્કો મારવામાં બુદ્ધિનો ઉપયોગ કર્યો છે એમ ન કહેવાય. મુક્કો મારવો એનું પરિણામ શું આવશે તેની ગણતરી કર્યા વગર એણે એ પગલું લીધેલું હોય છે. દરેક દેશનો લશ્કરી વર્ગ, શસ્ત્રબળ અને પશુબળ પર મુસ્તાક રહેવો વર્ગ આ તરકડાની કક્ષામાં આવે છે. જગતના ઇતિહાસો તપાસશો તો માણસ જાતના અરસપરસના સંબંધમાં, પેલા પારસીઓ કહે તેમ, મોટામાં મોટા ભાંગરો વાટનારા આ તરકડા ફેશનનો લશ્કરી વર્ગ હોય છે. એ વર્ગનેજ પોતાનાં હથીયારો અને પોતાના પશુબળ પર એટલી હદ સુધીનો વિશ્વાસ હોય છે કે પોતાનાં પગલાંનું પરિણામ શું આવશે એ આ વર્ગ જોઇ શકતો નથી.

## એક પૂર્ણાંક એક દ્વતીયાંશ ડાહ્યાં

અક્કલ–બુદ્ધિ દરેક પ્રસંગમાં યોગ્ય પ્રમાણમાં વાપરવી જોઇએ. તેનો વધારે પડતો ઉપયોગ થાય તો પછી બફાટ થઈ જાય. દોઢડાહ્યાં માણસો આગળથી બરાબર ગણતરી ન કરે, અને એમનામાં આત્મવિશ્વાસ હંમેશ ઘણો હોય છે. કંઇ પણ કામ હાથમાં લેતાં જે માણસે કામ સોંપ્યું હોય તેની સૂચના કરતાં એ હમ્મેશાં વધારે કામ કરે અને તેમાં ભાંગરો વાટે. વળી એક કામ કરવા મોકલ્યો હોય તો સાથે સાથે બીજું પણ કરી આવે, જે કદાચ ન કરવા જેવું પણ હોય. આવાં માણસને ટપાલમાં નાંખવા પોસ્ટના કાગળો આપ્યા હોય તો પોતાની અક્કલનો વધારે પડતો ઉપયોગ કરીને પોસ્ટ ઓફીસમાંથી ટપાલની ટીકીટ ચોટાડયા વિના પણ કાગળો નાંખી આવે, લઇ આવે. અને ટીકીટો ઘેર લેતા આવે અથવા કાગળ અને ટીકીટ છૂટાં છૂટાં ડબ્બામાં પધરાવી દે. રસોઇ કરવા એવાં દોઢ ડાહ્યાંને બેસાડયો હોય તો તેમાં પણ પોતાનું માથું મારી ઓડનું ચોડ કરી નાંખે. આવી અક્કલના ઓયમીરોના નમુનાઓ જાણવા હોય તો 'ગુજરાતી' પ્રેસે પ્રકટ કરેલો 'મૂરખો' જરૂર વાંચો. તમારી બુદ્ધિની પણ કસોટી થશે. પછી વાંચો 'ચતુરસીંગ' એટલે તમારી બુદ્ધિ કુશાગ્ર જેવી તીવ્ર ધારદાર થશે.

## દૂધપાકમાં લીંબડો

એક માણસને કઢી બનાવતાં સારી આવડતી અને કઢીમાં મીઠો લીંબડો નાંખવાની તેમને હમ્મેશાં ટેવ હતી. એક વખત નાતમાં તેમને રસોઇખાતાંનો ઉપરી બનાવ્યો તો આ ચીસ્તરે ધૂનમાં ને ધૂનમાં કઢીની કઢીમાં મીઠો લીંબડો પધરાવ્યો એટલુંજ નહીં પણ રસાદાર શાકમાં પણ એ લીંબડાનાં પાન પધરાવ્યાં; તે ઉપરાંત બાકી રહેલો હશે તે દૂધપાકની અંદર પણ મીઠો લીંબડો પધરાવ્યો, અને તે પણ એટલા વિપુલ પ્રમાણમાં કે જમનારાઓ સમજી જ ન શક્યા કે તેઓ કઢી ખાય છે કે દૂધપાક.

## વધારે કરે

કોઠડાહ્યું માણસ કોઇ દિવસ કોઇની આજ્ઞા પ્રમાણે કામ કરી શકેજ નહિ. એ સ્વતંત્ર ધંધો કરતું હોય કે કોઇનું ઓશીઆળું ન હોય તેવાંઓ અને બીજાઓ તો સુખી થાય, બાકી એ કોઇ ઓફીસમાં નોકરી કરતું હોય તો તેની પાસેથી કામ લેવામાં મેનેજર શેઠને ભારે તકલીફ પડે, અને કોઇ વેપારીને મુદ્દાસર ટુંકો કાગળ લખવા આપ્યો હોય તો તેમાં પોતાની ફીલસુફી હાંકી સામે વાળો ચમકી જાય એવુંજ લખી નાંખે.

## બર્નાર્ડ શો જેવો

એક ચોક્કસ છાપાંમાં એક એવો કોઠ ડાહ્યો લેખક નોકરીએ હતો. અધિપતિએ તેને બર્નાર્ડ શોનો એક લેખ તરજુમો કરવા આપ્યો, તો બર્નાર્ડ શોના લેખના બે એક પેરેગ્રાફ લખી બાકી આખા લેખમાં પોતાનું ડહાપણ નાખી દીધું અને તંત્રીએ એમ કરવાનું કારણ પૂછ્યું તો તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો કે, બર્નાર્ડ શો અને મારા વિચાર સરખા છે. આનું નામ કોઢ ડહાપણની અવધિ ! !

# પાનકી પતિયાં!



ક્યા?

# છોટી છોટી બતિયાં!!

કલાકાન્ત




૧

મહાત્મા ગાંધીજીની ભીષણ પ્રતિજ્ઞા છાપામાં વાંચી અમારા ભૂરાભાઇ પણ ભગરી ભેંસની માફક હાથમાં છાપાં સાથે જ મારી ઓરડીમાં ધસી આવ્યા, અને ઉતાવળમાં ને ઉતાવળમાં એમના ચરણકમળ ઉર્ફે ટાંટીયાની ઠેસ મારા ચાના રકાબી અને પ્યાલાને લાગતાં પ્યાલો ટેનીસ બોલની માફક ઉડીને ભીંતની જોડે અથડાયો, અને એ પ્યાલામાં ચારૂપી જે ગરમાગરમ પ્રવાહી હતું તેનું મોટું પ્રમાણ તેમના જમણા પગનાં આંગળાં ઉપર પડતાં એ મીસ્તરનો પગ દાઝી જતાં "ઉઇ ઉઇ" કરતો એણે પગ ઉંચો લઇ લીધો અને એક પગે તેમણે તાબુતની પરીની માફક મારી આખી ઓરડીમાં નૃત્યનો આરંભ કર્યો. મારી ચા ઢોળી નાંખવા માટે મારો તેમને ગાલિપ્રદાન કરવાનો વિચાર હતો પણ તેમનું એ નવીન કોમીક સ્વરૂપ જોઇ હવામાં અદ્ધર ઉડી ગયો.

પણ ભલાની દુનીઆ છે જ કયાં? અને તેમાં પણ મારા પડોશી ભૂરાભાઇ અને ભલાઇની એ બે વચ્ચે બાર ગાઉનું છેટું છે. મારું પ્યાલુ

# ભીષ્મ પ્રતિજ્ઞા

## સુએ

મસ્ત ફકીર




ફોડી નાંખ્યું અને ચા ઢોળી નાંખ્યો, એ તો જાણે હિસાબમાં જ નહિ, પણ ઉપરથી ચોર કોટવાળને દંડે તેમ, પોતાનો પગ દાઝયો તે માટે તે મારા પર ચીડાઈ ગયા અને એક ખુરશી પર બેસી જઇ, જમણા પગનાં આંગળાંને પંપાળતાં પંપાળતાં બોલ્યા કે, "ઓરડીની વચમાં બેસીને ચા પીએ છે? આવડી મોટી ઓરડી છે તે એક બાજુ નથી બેસાતું? આવા સપ્પરમે દહાડે, રહેંટીઆ બારસની પ્રભાતે મારો ટાંટીઓ બાળ્યો."

ભૂરાભાઇની નફ્ફટાઇ જોઇ, અત્યાર સુધી મહાપ્રયત્નથી દબાવી રાખેલો મારા મગજનો પિત્તો એકદમ ગરમ થઇને હાથથી ગયો. મેં નેણ ફેરવી બૂમ મારી કે, "ભૂરાભાઇ! તમે તો માણુસ છો કે ફાનસ? એક તો મારી ઓરડીમાં સવારના પહોરમાં વગર રજાએ મસ્તાન આખલાની માફક ધસી આવ્યા, મારો ખાસ સ્પેશીઅલ ચા, જે મારા સ્વહસ્તે તૈયાર કરેલો તે ઢોળી નાંખ્યો, અને વધારામાં મારો ચાર આનાનો કપ ભાંગી નાંખ્યો અને ઉપરથી પાછો રૂવાબ કરો છો?"

"પણ મારો પગ દાઝયો તે?" ખુરસી પર બેઠાં બેઠાં પગનાં આંગળાં પંપાળતાં ભૂરાભાઈ બોલ્યા, અને ઉમેર્યું કે; "આ દાઝયો તે હવે મને

ફરફોલા પડશે; મારી ચામડી બહુ નાજુક છે, જોડાબી જરા સાંકડા હોય છે તો મને ડંખ પડી આવે છે. તારો તો એક ટંકનો ચા ઢોળાયો, પણ આ દાઝવાથી હું તો આઠ દહાડા હેરાન થઈશ." એ વિચિત્ર માણસે પોતાની દલીલ શરૂ કરી.



શ્રી. મસ્ત ફકીર

"હેરાન થાવ તો ભોગ તમારા. તમારે પોતાને વાંકે તમો દાઝયા છો, તમને આંખ છે કે ફાંકાં? ન દેખાતું હોય તો ચશ્માં પહેરો, પણ આમ લોકોના ઘરમાં જઈ ભાંગફોડ ના કરો." મેં કહ્યું.

"પણ તારે મને કહેવું તો જોઈતું હતું કે, અહીં ચા પડયો છે." ભૂરાભાઈ જેમનું નામ તેમણે પોતાનું નાકું છોડયું જ નહિં.

"તમે હડકાયાંની માફક આંખો મીંચીને ઘરમાં ધસી આવો, તો હું તમને કયાંથી ચેતવું?" મેં કહ્યું.

અમારો વાર્તાલાપ કોણ જાણે કેટલોયે લાંબો ચાલ્યો, પણ ત્યાં તો, આ રીતે તો મિથ્યા સમય વ્યતીત થાય છે એ જોઇ ભૂરાભાઇ પોતે સમજી ગયા અને મારી જોડે વધુ ચર્ચામાં ઉતરે તો તેને પોતાને જે વાત કરવી હતી તેની મજાહ ઉડી જાય. એ જોઇ તેમણે પોતેજ એ ચર્ચા બંધ કરી અને બોલ્યા કેઃ "જાની દોસ્ત! પહેલા સગા તો પાડોશી; તેમાં પણ તું તો મારો પરમ મિત્ર છે. માળામાં રહેતા બીજા ભાડુતો તો મૂઢમતિ અને મહામૂર્ખશિરોમણિ છે. મારા જેવા વિદ્વાને તારા જેવાની મિત્ર તરીકે પસંદગી કરી હશે તેમાં કંઇક અર્થ હોવો જ જોઇએ."

તેમની વાત સાંભળી હું જે હવે તદ્દન શાંત થઇ ગયો હતો તે બોલ્યો કે: "ઓ મહાનુભાવ! આપની મારા ઉપર જે મહતી કૃપા છે, અને આપ જે મને આપનો મિત્ર ગણો છો તે હું મારાં અહોભાગ્ય સમજુ છું. ફરમાવો ગુરૂદેવ! આપની શી આજ્ઞા છે?"

મારાં ઉપલાં વચનોથી તડબૂચ જેવું ગોળ ને વિશાળ ભૂરાભાઇનું મુખારવિંદ હાસ્યની અનેક રેષાઓથી અંકિત થયું અને ફાટેલા દાડમ જેવું મોઢું ફગલાવી હસ્યા. ફોડેલી સોડાવોટરની બાટલીમાં જેમ ઉભરો આવે ને બાટલીની પ્રવાહમાં બુદબુદા આવી જેમ ગેસ બહાર નીકળે, તેમ ભૂરાભાઇના બન્ને ઓષ્ઠોમાંથી "હીહીહી" કરીને અટ્ટહાસ્યનો ધ્વનિ બ્હાર પડયો અને એ હાસ્યની અસર તેમના આખા બદન પર છવાઈ રહી, અને તેમનું ગણપતિ જેવું મોટું ગોળ અને વિશાળ પેટ ઉંચું નીચું થઈ રહ્યું.

આનંદ અને અજાયબીથી એ દ્રશ્ય હું જોઈ રહ્યો. સ્વસ્થ થયા પછી ભૂરાભાઈજ બોલ્યા કે, "દોસ્ત! તેં આજ સવારનું છાપું વાંચ્યું?"

"હા વાંચ્યું" મેં કહ્યું: "તેમાં ગાંધીજીની પ્રતિજ્ઞાની વાત છે, પણ તેનું શું?"

"એ જ મુદ્દાની વાત છે!" ભૂરાભાઈ બોલ્યા. "મેં પણ જ્યારથી બાપુજી અન્નનો ત્યાગ કરે અને પોતાનો ભીષણ નિરધાર અમલમાં મૂકે ત્યારથી મેં પણ અપવાસ પાળવાનું નક્કી કર્યું છે."

"ઓ પ્રભુ! આ હું શું સાંભળી રહ્યો છું? ભૂરાભાઈ અને તે પણ અપવાસ કરે! ટંકે બારબાર લાડુ જમનારા અને ન્યાતના જમણમાંથી લોટો ભરી ઘી તફડાવી લાવનારા, તમારા જેવા ભૂદેવો જો બાપુજીના પંથે પંથે ચાલી આવી રીતે ભોજન નહિ લેવાનો ભીષણ નિરધાર કરશો તો જરૂર દાણાવાળાઓ, ઘીવાળાઓ, ગોળખાંડ વેચનારાઓ, અને પત્રાવળીઓ બનાવનારા બીચારાઓ રવડી જશે, અને દેશમાં છતે અનાજે, મેઘ રાજાની મહેર હોવા છતાં પણ સૂકો દુકાળ પડશે!"

"અરે દોસ્ત! મશ્કરી છોડને," ભૂરાભાઇએ જરા ચીડાઇને કહ્યું. "આવી ગંભીર બાબતમાં જ્યાં મહાત્માજીની–પ્રતિજ્ઞાથી નવે ખંડો ચમકી

ગયા છે, ત્યાં તમે હસો છો અને આમ ઠેકડી ઉડાવો છો તો તમે કયા નરકમાં પડશો ?"

"હું મહાત્માજીની મશ્કરી ક્યાં કરું છું ?" મેં કહ્યું: "મારો કહેવાનો ભાવાર્થ એ છે કે, આપ જેવા ભૂરાભાઈઓ અન્નજળનો ત્યાગ કરશો અને કટ્ટર અનશનવ્રત લેશો ત્યારે દેશની શી પરિસ્થિતિ થશે તેનો ખ્યાલ કરું છું."

"હવે બધી વાત જવા દો, જુઓ, મારે તમારું શું કામ છે તે હું તમને કહું." ભૂરાભાઈએ કહ્યું: "હું આજથી જ અપવાસ આદરું છું અને જ્યાં સુધી હિંદને સ્વરાજ નહિં મળે ત્યાં સુધી અનાજનો દાણો પણ મોમાં નહિ નાંખવાનો મેં નિશ્ચય કર્યો છે."

"બહુ સારો નિશ્ચય છે," મેં ઉભા થઇ ભૂરાભાઇનો બરડો ઠોકતાં કહ્યું.

"જુઓ, મારે તમારું એક કામ છે. મારા આ અપવાસની ખબર તમે મુંબઇના અને બહારના દરેકે દરેક છાપામાં આપો. જોઇએ તો ભેગો મારો ફોટો મોકલાવો અને મારા ભીષણ ત્યાગથી પ્રભુ મારો અવાજ ન સાંભળે અને માળામાં જ મારી કોટડીને વિષે મારા દેહનું પતન થાય તો મુંબઇના સોનાપુરમાં મને અગ્નિદાહ દઇ, બની શકે તો મારા શબને સુખડથી અને ઘીથી બાળી, મારા દેહનાં અસ્થિ અને રાખને મારા કોઇ સગાં માર્ફત કાશી મોકલી ત્યાં ગંગા નદીમાં પધરાવજો."

"સાબાશ ભૂરાભાઇ! સાબાશ! તમે તો બધી તૈયારી આગળથી જ કરી રાખી છે. અન્નનો ત્યાગ કરવા માગો છો એટલુંજ નહિ, પણ સાથે દેહનો પણ ત્યાગ કરવા પહેલેથીજ ઉત્સુક છો અને ભૂખથી દૂકાળીઆની માફક તરફડી તમારો પ્રાણ આ તમારા ચરબીદાર અથાણાની બરણી જેવા બદનમાંથી ઉડી જાય ત્યારે એ બદનની શી વ્યવસ્થા કરવી એ સૂચના પણ તમે મૂકી જાવ છો! તમારાં હાડકાં ગંગાજીમાં નાંખવાની વ્યવસ્થા તો કાશી સુધીના આવવાજવાના ગાડીભાડાના પૈસા મૂકી જાવ તો બની શકે એમ છે; પણ સુખડ અને ઘીથી ચેહમાં બળવાની તમે વાત કરો છો, તો સુખડ અને ઘી કોણ આપશે, તમારો બાપ ?"

"મારો મુદ્દો સમજ્યા વગર જ તું નકામી બડબડ કરે છે." ભૂરાભાઈ દુર્વાસા મુનિની માફક તપી ગયા અને બોલ્યા કે; "મારા નિશ્ચયની વાત જાહેર છાપામાં તું છપાવ અને તું પોતે જ જોઇશ કે મારી ભીષ્મ પ્રતિજ્ઞાની જનતા ઉપર, મારી નાત ઉપર, દેશમાં બેઠેલા મારા ડોસાડગરાં ઉપર, મારા સસરા ઉપર અને આજ પચીસ પચીસ વરસ થયાં, મારો પગાર નહિ વધારનાર મારા શંખ અને મખ્ખીચુસ પારસી શેઠીઆ પર શી અસર થાય છે તે. સુખડ સુખડ શું કરે છે? મારી આખી મોદકીઆ બ્રાહ્મણોની નાત ભેગી થઈ મને બે ગાડાં સુખડથી બાળશે, ને જીવતો રહીશ ત્યાં સુધી, અડોશીપડોશી તો શું, પણ જે જે મારૂં લખાણ છાપામાં વાંચશે, તે તે મારા દર્શને પધારશે, અને મારા ચરણમાં દ્રવ્ય મૂકી મારૂં સ્વાગત કરશે, અને ન કરે નારાયણ અને હું ગુજરી જાઉં તો દેશ માટે દેહત્યાગ કરનારા દેશભક્તોની સંફમાં બીરાજવા મારા પ્યારા વતન માટે શહીદ થઇ હું સ્વર્ગે સંચરીશ."

× × × ×

ભૂરાભાઇએ આ પ્રમાણે અનશનવ્રતની પ્રતિજ્ઞા લીધી, અને તેને લગતી જાહેરાત મેં જરા મીઠુંમરચું ભભરાવી જાહેર છાપામાં આપી દીધી. જો કે ભૂરાભાઇનો અખતરો મને મૂર્ખાઇભરેલો લાગતો હતો અને ગાંધીજીની નકલ કરી એ હાલી નીકળ્યા છે, એમ હું જાણતો હતો, છતાં મારા જૂના પડોશીને જાહેર પ્રજાની નજરમાં સારામાં સારી રીતે રજુ કરવાનો મેં ઠરાવ કર્યો હતો, અને લોકોનું એના તરફ ખાસ ધ્યાન ખેંચાય તે માટે એમનો ફોટોગ્રાફ પણ મેં છાપામાં આપ્યો હતો.

## ૨ ભૂરાભાઇની અકળામણ

બે દિવસ પછી મુંબઇ અને બહારગામના દરેક છાપામાં ભૂરાભાઇનો ફોટોગ્રાફ અને તેમના અનશનવ્રતના ખબર છપાયા.

પણ જે દિવસે એ ખબર છપાયા તે દિવસે ભૂરાભાઇ મારી રૂમમાં ચીઢાએલા અને ઉશ્કેરાયેલા ધસી આવ્યા, અને છાપું બતાવી બોલ્યા કે; "છાપામાં આ તેં શું ભૂંસી માર્યું છે? તેં એમ શા માટે લખી માર્યું કે, હું પાણી પણ નથી પીવાનો; એમ કરું તો હું બે ચાર દહાડામાંજ રામશરણ થઇ જાઉં."

"જલ્દી ગુજરવાનો તો તમારો ઇરાદો જ છે," મેં કહ્યું, "તો પછી બૂમ શેના મારો છો."

"અરે! તું મારો મુદ્દો સમજ્યો નથી. તું ગુજરાતી નથી અને કાઠીઆવાડી છો, એટલે જ મારા વ્રતનું રહસ્ય સમજ્યો નથી, અને બધું ઉંધું ઉંધું લખી તેં તો મારી રેવડી દાણાદાણ કરી નાંખી છે."

"કાઠીઆવાડ ગુજરાતનો પ્રાંતિક ભેદભાવ તું શાનો વચ્ચમાં લાવે છે?" મેં જરા ચીઢાઇને કહ્યું: "તેં મને વાત કરી અને મેં છાપામાં છપાવી."

"અરે, મેં શું કહ્યું હતું, તે તો યાદ કર," ભૂરાભાઇ ચીઢાઇને બોલ્યા.

"તમે એમ બોલ્યા હતા કે જ્યાં સુધી હિન્દને સ્વરાજ ન મળે ત્યાં સુધી તમે અપવાસ કરશો."

"અરે, નહિ, અપવાસની વાત જ ક્યાં હતી?" મેં તો એમ કહ્યું હતું કે, "જ્યાં સુધી હિન્દને સ્વરાજ નહિ મળે ત્યાં સુધી હું અન્નનો દાણો મોંઢામાં નહિ નાંખું."

"પણ એ તો એ જ થયું ને! અન્ન ન ખાવું અને ઉપવાસ કરવો એ બન્ને એકનું એકજ કને?" મેં જવાબ આપ્યો.

"શાનું એકનું એક જ? આવડો મોટો થયો છતાં ગુજરાતી ભાષાનો અર્થ નથી સમજતો! અનાજ એટલે કે જે ખેતરમાં પાકે તે, ચોખા, દાળ, બાજરો, ઘઉં, કઠોળ વિગેરે. એ અનાજના ખાદ્ય પદાર્થો, જેવા કે દાળ, ભાત, રોટલી, શાક એ હું નહોતો લેવાનો, તેને બદલે દૂધ લેવાનો હતો. અને તેંતો એવો છબરડો વાળ્યો છે કે, મારાથી પાણી પણ ન લેવાય."

ભૂરાભાઇની આ વાત સાંભળી, મને હસવું પણ આવ્યું અને મારો મીજાજ પણ ગયો. મેં તેમની સામે નેણ કાઢી કહ્યું કે; "શું, ત્યારે તમો આવી રીતે એક ખોટું વ્રત લઇ જાહેર પ્રજાને ઠગવા માગતા હતા?"

"ઠગવાની વાત ક્યાં છે, લોકો ક્યાં મારે ઘેર જોવા આવવાના હતા?"

"એમ હો તો લોને હું જ ફરીથી છાપામાં લખી મોકલું કે 'શ્રીમાન ભૂરાભાઇનું અનશનવ્રત દૂધવાળું વ્રત છે.' એ નામદાર અનાજ નહિ ખાય, પણ તેને બદલે, દૂધ, દહીં, બાસુંદી, અને શ્રીખંડ પર જ બાકીનું જીવન વ્યતીત કરવાના છે."

"અરે, હવે ખુલાસો આપીએ તો ઉલ્લુ કહેવાઇએ. હવે મારે શું કરવું?" ભૂરાભાઇએ પૂછ્યું.

"હવે તો મુંગા મુંગા અપવાસ જ આદરો, બીજો ઉપાય જ નથી, જોઇએ તો પાણી લેજો. આ આપણા માળામાં દરેકે દરેક ખોલીમાં આ છાપાં પહોંચી ગયાં હશે, હવે પલાળ્યું તો બરોબર મુંડાવો. તમારી ઓરડીમાં જઈ, મૃગચર્મ પાથરી, હાથમાં માળા લઇ, પદ્માસન વાળી બેસો અને માળા ફેરવવા મંડો. માળાના ભાડુતો તમને ધન્યવાદ આપવા આવે ત્યારે મોંઢું ઠાવકું રાખી બરાબર રીતસર વાત કરજો!" મેં ઠાવકી રીતે સલાહ આપી.

"અરે, કાંઈ બીજો રસ્તો? એક પ્યાલો ચા તો આપ." ભૂરાભાઇએ કાલાવાલા કરતાં કહ્યું.

"હવે કંઇ જ નહિ; બાપુજીની વાંસે અનશન વ્રત લેવા હાલી નીકળ્યા હતા, તો હવે આદર્યું તે પૂરૂં કરો. તમને પાણી પણ હું નહિં પીવા દઉં, અને સાંજે બહુ તરસ્યા થશો તો અને છાપામાં આવેલી ખબરનું તમારે માન રાખવું હોય તો અમો બધા ભાડુતો ખુબ આગ્રહ કરીએ ત્યારેજ તમારે પાણી પીવું."

× × × ×

ભૂરાભાઈ પણ હુશીયારી કરતા આબાદ ફસાઇ ગયા હતા. માળાના બીજા ભાડુતો ધીમે ધીમે તેમની ખોલી આગળ જમા થવા લાગ્યા અને ભૂરાભાઈ ગમે તેવા લુચ્ચા, ઢંગધડા વગરના માણુસ હતા છતાં પણ ડોળી અને દંભી તો ન હતાજ. એટલે મારી સૂચના એકદમ માન્ય કરી, પોતાની રૂમમાં જઇ આગલા ખંડમાં મૃગચર્મ પાથરી, પદ્માસન વાળી બેઠા. એક પછી એક ભાડુત આવી ભૂરાભાઇને તેમની ભીષણ પ્રતિજ્ઞા માટે ધન્યવાદ આપતા, ત્યારે ભૂરાભાઈ ઠાવકું મોંઢું કરી જવાબ આપતા કે," પ્રભુનો આદેશ મને મળ્યો, એ મારે માન્યે જ છૂટકો. મને તો આતમજ્યોત જાગી. મારા દેશને માટે આ મારા દેહનું હું બલિદાન આપવા માગું છું."

તેઓ આવા શબ્દો એવા એકટીંગથી બોલતા કે સાંભળનારાઓ તાજુબ થઇ જતા, અને કેટલાકોને તો પૂજ્યભાવની વૃત્તિ તેમના તરફ વળવા

લાગી હતી. બીજા એક બે પાડોશીઓને વિશ્વાસમાં લઈ મેં ભૂરાભાઈની ખોડ ભુલાવવા ઓછામાં ઓછા આઠ દશ દિવસ તેને ખરેખરો ભૂખે મારવાનો અને માત્ર પાણી શિવાય કાંઇ નહિં લેવા દેવાનો ઠરાવ કર્યો હતો.

મને અને ભૂરાભાઇને સારી પેઠે ઓળખતા એક ડાકટરને દૂરથી ભૂરાભાઇનું બદન બતાડી મેં પૂછી લીધું હતું કે, 'આ માનવ પ્રાણી ગુજરી ન જાય, તેમ કેટલા દિવસ ભૂખ્યું રહી શકે?' ડાક્ટરે જવાબ આપેલો કે, 'એના જેવું મોટી ફાંદ અને ચરબીવાળું માણસ સહજમાં પચીસ ત્રીશ દિવસ કાઢી નાંખે ને કદાચ પીસ્તાળીશ દિવસ બી કહાડે.' ડાક્ટર પાસેથી આટલી ખબર મળ્યા પછી મને અને બીજા પાડોશીઓને નિરાંત વળી, અને અમે બધાંએ ભેગા મળીને ઠરાવ કર્યો, કે પચ્ચીસ દિવસ તો નહિ. પણ પંદર દિવસ તો જરૂર એને ખરેખરો ભૂખ્યો જ મારવો.

## ૩ લોજમાં સ્વાગત

સવારમાં તેના રૂમમાં તેને ધન્યવાદ આપવા આવેલા માણસો વિદાય થતાં ભૂરો અંદરના રૂમમાં જઇ શાકના સીકામાંથી કાકડી ખાવાનો પ્રયાસ કરતો હતો, ત્યાં મેં અને વાલજીભાઇ કરીને એક બીજા પડોશીએ તેના હાથમાંથી કાકડી ઝૂંટવી લીધી અને અમે બન્નેએ તેને પાંખડાસથી પકડી, બહારના રૂમમાં પાથરેલા મૃગચર્મ પર પરાણે બેસાડયો. એટલામાં બીજા બે ત્રણ ભાડુતો ભૂરાભાઇની ખબર કાઢવા આવી પહોંચતાં, એ ભાઇને પોતાનું નાક જાળવવા મુંગા મુંગા અપવાસ અને અનશનવ્રતની ડાહી ડાહી વાતો કરવી પડી અને ભૂરાભાઈ એવી રીતે વાતોમાં રોકાએલા હતા ત્યાં એમના ઘરમાંથી ચોખા, ઘઉં, બાજરો, દાળ, ઘી, ગોળ જે કાંઇ હતું તે અમે અમારે ત્યાં ઉપાડી ગયા. ભૂરાભાઇનો એક સગો એક મહીના પહેલાં તેમની સાથે તેમની ખોલીમાં રહેતો હતો, તેના વખતમાં આ બધી વસ્તુઓ વસાવવામાં આવી હતી. પણ એ સગો દેશમાં ગયા પછી ભૂરાભાઇ અમારી સાથે લોજમાં જમવા આવતા હતા. અમે બધાએ લોજમાં જવાની તૈયારી કરવા માંડી. ભૂરાભાઇ પણ તૈયાર થયા અને અમારી સાથે લોજમાં પધાર્યા. તેણે અમને રસ્તામાં ઘણાં કાલાવાલા કરવા માંડ્યા, કે મહેરબાની કરીને એક બે પ્યાલા દૂધ પીવા દો. મેં ચોખ્ખી ના પાડી.

ભૂરાભાઇ રોવા જેવા થઇ ગયા, અને કરગરીને બોલ્યા કે, "રોજ લાડુ અને મિષ્ટાન્ન ઉડાવનાર હું અપવાસ નહિં કરી શકું, જોઇએ તો છાપામાં આવેલી બધી ખબર પાછી ખેંચી લ્યો, અને ખુલાસો કરો કે બધી મશ્કરી જ હતી. પણ ભાઇસાબ મને દૂધ તો પીવાજ દ્યો."

"બીલકુલ બને નહિ, અમે તારા દોસ્ત, તારા પડોશી, હવે તો અમારૂં નાક જાય. છાપામાં તારા અનશનવ્રતને લીધે આપણો માળો પણ જાહેરમાં આવ્યો છે, અને બીજું નહિં તો આપણા માળાની આબરૂને ખાતર પણ તારે આ વ્રત છેવટ સુધી પાળવું જ જોઇએ, અને નહિં પાળીશ તો અમો તારી પાસે પરાણે પળાવીશું."

"અરે મારા લોજના પૈસા જશે." ભૂરાએ અમારૂં ધ્યાન ખેંચ્યું.

"કંઇ નહિ. તે હું મજરે આપીશ," વાલજીએ જવાબ આપ્યો.

"ખોરાક વગર હું નબળો થઇ જઇશ અને મારો દેહ દુર્બળ થઇ જશે, તો ઓફીસમાં હું કામ પણ નહિં કરી શકું અને શેઠ મને જે કહેવાય તે શ્રીફળ યાને પાણીચું આપશે."

"એ બાબતની તું ચિંતા ના કર," વાલજી જે તેની ઓફીસમાં જ કામ કરતો હતો તેણે કહ્યું: "હું મેનેજરને સમજાવી લઇશ અને શેઠને પણ વાત કરીશ."

"પણ આહાર વિનાનો હું અશક્ત બનતાં ચાલી નહિ શકું તેનું કેમ?" ભૂરાએ પ્રશ્ન ઉઠાવ્યો.

અમારી હાજરજવાબીથી ભૂરો બીચારો અવાચક જ થઇ ગયો. અને 'ઠીક ત્યારે તમો ત્યાં જઇ આવો હું અહિં બેઠો છું' એમ બોલી લોજવાળા મકાનના ઓટલાપર આવેલા એક બાંકડાપર બેઠો. પણ થોડી વારે અમો જેવા ભાણાંપર બેસવા જઇએ તેવો એ ગત વાપરી લોજના મેનેજરની ટેબલ આગળ આવી બેઠો. એની દાનત અમને ખબર ન પડે તે રીતે પીરસનારા છોકરા પાસેથી દૂધનો પ્યાલો મંગાવી ગટગટાવી જવાની હતી. પણ અમે પહેલેથી જ લોજમાં વાતાવરણ તૈયાર કરી નાખ્યું હતું.

જેવા ભૂરાભાઈ મૅનેજરની ટેબલ આગળ આવ્યા કે, તરતજ મૅનેજરે ઉભા થઈ તેમનો સત્કાર કર્યો અને બોલ્યો કે, "આહો, ભૂરાભાઈ! તમે તો જબરું વ્રત લીધું. અમારી લૉજનું પણ જનતામાં માન વધાર્યું. ટકે બાવીસ બાવીસ રોટલી જમનારા એવા જે તમે તેણે અન્ન તો શું જળ પણ છોડ્યું. એ સાંભળી હું તો આશ્ચર્યમાં ડૂબી ગયો હતો. જળ તો તમે શરૂ કરો. બાપુજી પણ જળ તો પીએ છે, અંદર ચાલો, જમનારાઓ તમારાં દર્શન કરવાને આતુર છે." એમ બોલી ખભામાંથી પકડી લૉજનો મૅનેજર ભૂરાભાઈને અંદર ગરાડી લાવ્યો. અમો બધાએ 'ભૂરાભાઈની જે' બોલાવી.

લૉજમાં તે દિવસે ભૂરાભાઈને ભાવતું મિષ્ટાન્ન, શિખંડપૂરી, ખમણઢોકળાં અને વાલની દાળ હતી. હું ને વાલજી તેની સામે જોઈ ટેસથી સુરકારા મારી કઢી પીતા હતા અને હાથમાં ખમણ ઢોકળું પકડી ભૂરાભાઈને બતાવી કહેતા હતા કે, "ભૂરાભાઈ, ઢોકળાં આજે બહુ જ સરસ થયાં છે. ખટાશ અને તીખાશ તમને ભાવે એવીજ છે. ચાર પાંચ દિવસ અનશનવ્રત પાછળથી લીધું હોત તો કેવી મજા પડતે? તમો પણ આજે ભેગા જમવા બેસી સ્વાદ ચાખત. પણ મગર, અફસોસ! તમે તો મહા ભીષણ એવું અનશનવ્રત લીધું છે, એટલે અમે લાચાર છીએ."

અમારી મશ્કરી અને ઠઠ્ઠાથી ભૂરાભાઈનું મોઢું કટાણું થઈ જવાની અણીપર હતું. પણ મહા મુશ્કેલીએ તેમણે પોતાનો ચહેરો શાંત રાખ્યો, કારણ કે લૉજના મેનેજર, અને બીજા જમનારાઓ તરફથી તેમના ગળામાં કીર્તિની વરમાળા પરાણે આરોપાઈ ગઈ હતી.

ભૂરાભાઈનું પણ જોઈ લૉજના મેનેજરે, એમના પાસના બાકીના દિવસોના પૈસા બધાના દેખતાં રોકડા આપી દઈ, પોતાની ઉદારતાનું પ્રદર્શન કરાવ્યું હતું.

## ૪ ભૂરાભાઈની ઑફીસ

લૉજમાંથી બહાર નીકળ્યા પછી; અમારાથી છટકી કોઈ હોટલમાં જઈ નાસ્તો કરી આવવાની ભૂરાભાઈની દાનત હતી. લૉજમાંથી નીચે ઉતરતાં જ, પાંખડાંમાંથી પકડી વિકટોરીઆમાં નાંખી અમે તેને સીધો

ઓફીસમાંજ તેની ખુરસી ઉપર પધરાવી દીધો, અને ઓફીસના ભટ્ટા પાસેથી ચા મંગાવવાનો વિચાર કર્યો તે પહેલાં જ, બૂમાબૂમ કરી, હોહા કરી, અમે ભૂરાભાઇના અનશનવ્રતની વાત આખી ઓફીસમાં જાહેર કરી દીધી. બધા કલાર્કો ભૂરાભાઇને ધન્યવાદ આપવા તેમની ટેબલની આગળ જમા થયા. ઓફીસના મેનેજર મી. રૂસ્તમજી લીલાંઉવાળા જે પાકા નેશનાલીસ્ટ હતા અને ગાંધીજી તરફ પૂજ્યભાવ ધરાવતા હતા તેમના કાને ભૂરાભાઇની ભીષણ પ્રતિજ્ઞાની વાત પડતાં તેઓ ચેમ્બરમાંથી બહાર આવી, ભૂરાભાઇને ધન્યવાદ આપી બોલ્યા કે, "હલ્લો, મી. ભૂરાભાઇ! હું ઘનોજ ખુશી ઠયોછ. ટમેબી ગાંધી માફક ઘનોજ મજાનો રેઝયોલ્યુશન કર્યોછ. ખુદા ટમને ટન્દોરસ્ટી બક્ષે અને ટમોબી ટમારા ઉપવાસ પુરા કરી ટમારૂં પન રાખો."

"પણ એવણે તો દેશને સ્વરાજ ન મળે ત્યાં સુધી અપવાસ કરવાનો નિર્ણય કર્યો છે," વાલજીએ કહ્યું.

"માર્યા ઠાર, અરે! એવરો મોટો નિશચય કરયો હશે, તો ટો એવન ગુજરી જસે," રૂસ્તમજી બોલ્યા.

"નહિ, એટલા બધા અપવાસ અમે નહિ કરવા દઇએ. બહુ બહુ તો ખાસ્સા એક મહીના સુધીજ અમો એને ભૂખ્યા રહેવા દઇશું" વાલજીએ કહ્યું. વળી પાછી લાગ જોઇને તેણે સોગઠી મારી કે; "રૂસ્તમજી! એક વિનંતી કરવાની; ભૂરાભાઇ અપવાસ અને કામ એ બે સાથે ન કરી શકે, તો તમે એને એક મહીનાની રજા ચઢતે પગારે ઘેર બેઠાં આપો તો એમને જરા વધુ સવડ થાય."

"ઓહ! ગનીજ ખુશીથી; હું આજે જ જહાંગીરજી શેઠ આવસે એટલે તેમની જોડે વાત કરી નાખીસ–ભૂરાભાઇ જેવું માણસ અને તેબી વળી આપણી ઑફીસમાં! અને વળી આવું તે સારૂં કામ કરે! આપણે તો એમના માટે ઘનુંજ મગરૂર થવું જોઇએ," રૂસ્તમજીએ કહ્યું.

ભૂરાભાઇનું મોંહું જોવા જેવું થઇ ગયું હતું. ભૂખથી એમને બગાંસાં આવતાં હતાં. અને એ તદ્દન થાકી ગયેલા લાગતા હતા અને તેથી તેનું કામ વાલજીએ ઉપાડી લીધું.

× × × ×

બપોરે જહાંગીરજી શેઠ ઑફીસમાં આવતાં રૂસ્તમજીએ તેમને ભૂરાભાઇની વાત કરી. જહાંગીરજી શેઠ યુરોપ, અમેરીકા જઇ આવેલા, તદ્દન જૂદી જ ખોપરીના માણસ હતા, તે તો ભૂરાભાઇના અનશનવ્રતની વાત સાંભળી તરત જ ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા કે; રૂસ્ટમ! તું અજીબી એવનને સમજાવ, ટદ્દન ઘીની બન્ની જેવો તો છે; અને આવા આકરા સોગન તે સાને લઇ મૂકે?"



પણ મી૦ ભૂરા ટમારે તીશમે દારે સાજામાજા થઇ કામપર ચઢી જવું પરસે. વચમાં ગુજરી જવાની હું ટમને ખાસ મના કરૂં છું. જહાંગીર શેઠે ભૂરા તરફ ફરીને કહ્યું.

બહાર બેઠા બેઠા જહાંગીરજી શેઠના શબ્દો સાંભળી ભૂરાભાઇ મનમાં ઇચ્છતા હતા કે, 'ખુદા કરે અને મોટા શેઠ કડક રહે, મને અપવાસ કરવાની મના કરે અને અપવાસ હું તાબડતોબ ન છોડું, તો મને નોકરીમાંથી તુરતાતરત પાણીચું આપવાની ધમકી આપે તો બહુ જ સારૂં; કે જેથી હું મારા દુષ્ટ દોસ્તો અને પડોશીઓના સકંજામાંથી છુટું. એ લોકોએ મને છતી નોકરીએ, મુંબઇ ગામમાં છતાં લોજો અને હોટલોએ, મને ભૂખ્યો રાખી મારી નાંખવાનો ઠરાવ કર્યો લાગે છે.' જેવા ભૂરાભાઇ આમ મનસુબો કરી ઉભા થઇ પોતે જ ચેમ્બરમાં મોટા શેઠ આગળ ધસી ગયા અને એમને અપવાસની આપત્તિમાંથી છોડવે એવી વિનંતિ કરવા જાય છે ત્યાં તો ચેમ્બરમાં ચક્કર ઉંધું ફરી ગયું. મેનેજર મી૦ રૂસ્તમજી લીલાઉંવાળાએ, ભૂરાભાઇના દૃઢ નિશ્ચયની ખૂબ ખૂબ તારીફ કરી, મોટા શેઠને તેમને ચઢતે પગારે એક માસની રજા આપવા વિનંતી કરી અને મોટા શેઠે પણ મેનેજરના શબ્દોનું માન રાખી કહ્યું કેઃ

"રૂસ્તમજી! ટમો કહેતા હો ટો બેલાશક એવન એક મહીનો ભલે ગેર રહે, પન એવનના કામનું શું?"

"મી૦ વાલજી તેટલો વખત ભૂરાભાઇનું કામ ઉપાડી લેશે." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

"ટો મને કંઇ વાંધો નથી." જહાંગીરજી શેઠ બોલ્યા, અને ઉમેર્યું કે; "એવણ ભૂરાભાઇને ઘેરે એકલા સોહવાટુ ન હોય, ટો બેલાશક ઓફીસમાં આવી ધ્રજીચેર પર પડી રહે. કોઇ એમને ડીસ્ટર્બ નહી કરે. પણ મી૦ ભુરા ટમારે તીશમે દારે સાજામાજા થઇ કામપર ચઢી જવું પરશે. વચમાં ગુજરી જવાની હું ટમને ખાસ મના કરૂં છું." જહાંગીર શેઠે ભૂરા તરફ ફરીને કહ્યું.

જહાંગીરજી શેઠના આ શબ્દો સાંભળી ભૂરાને લાગ્યું કે મારો મૃત્યુ ઘંટ હવે ચોકસ વાગી ચૂકયો છે.

## ૫ ભજનમંડળીમાં ભૂરાભાઈ

એ ત્રણ દિવસ ભૂરાને ખોરાકથી અળગો રાખવામાં મને અને વાલજીને ભારે મુસ્કેલી નડી. પહેલે દિવસે વિકટોરીઆમાં ઑફીસથી ઘેરે લાવતાં એ નાના છોકરાની માફક ખાવા માટે કજીઓ કરતો હતો. એ

પછાડી ભૂરીઆને અમે ભજનમંડળીમાં લઈ ગયા. આખી રાત ભજન ચાલ્યું અને તેનું સ્વાગત કરવા મારા ખીસામાંથી રેશમી રૂમાલ કાઢી ભૂરાના પગ આગળ પાથરી તેમાં એક રૂપીઓ મૂક્યો. ભૂરો પૈસાનો [illegible] હતો. તેમ થવાથી ખુશી ખુશી થઈ ગયા, અને ભજનમાં આવેલા બીજા માણસોએ પણ, કોઈએ રૂપીઆ, કોઈએ આનો, કોઈએ પાવલી, કોઈએ બે આના, કોઈએ પૈસો, એમ નાંખવાથી કુલ રૂપીઆ ચાલીસ ઉપર આનાપાઈ જેટલી રકમ ભેગી થઈ. સવારે પાંચ વાગે અમે ઘેર પહોંચ્યા. ભૂરીઓ તો મૂડદા જેવો થઈ ગયેલો હતો. તેને ખભામાંથી પકડી અમે ઉભો કર્યો, તે ચાલી પણ શકતો ન હતો. પેલા ભેગા થએલા રૂપીઆ તારા જ છે, એમ તેને ખાત્રી આપતાં અને પેલા રૂમાલમાં તેના કાન આગળ ખખડાવતાં, કોણ જાણે ક્યાંથી તેના ટાંટીઆમાં એવું તો જોર આવ્યું કે તે રૂમાલ અમારા હાથમાંથી ઝૂંટવી લઈ, સડસડાટ પોતાના ઘેર દોડી ચાલી ગયો.

૬ ભૂરાભાઈને થએલો લાભ

બીજે દિવસે સવારે તો ભૂરીઆના સસરા તેની વહુને લઈને આવી પહોંચ્યા, અને બપોરે તેના બાપા આવ્યા. અમે પહેલેથી એ બધાંને એવી વાત ચડાવી દીધી હતી કે; "ભૂરીઆએ ખરેખરી ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે, આપણું માણસ અપવાસ કરે, ત્યારે જેમ જેમ દિવસો જાય તેમ તેમ ભેજું ગાંડું પડતું જાય, અને એને ખોરાકની બહુ ઇચ્છા થાય. અને જો કદાચ ખોરાક ખાય તો તરત જ ગુજરી જાય, તો જો એ કદાચ રડે, કૂદે, કે નાચે તો પણ તમારે એને કંઈ પણ ખાવા ના દેવું. ફક્ત પાણી જ માગે તો આપવું."

અલબત્ત, ભૂરાનું કરજ ટાળવા અને બીજી રીતે તેને જનસમાજમાં પૂજાવવા અમે તેને ત્યાં સવાર, સાંજ અને રાતના ભજનપાર્ટીઓ ગોઠવી હતી અને બપોરના આજુબાજુની ચાલનાં બૈરાંઓ તેનાં દર્શને આવતાં, અને ભૂરા મહાત્માનાં દર્શન કરી પાવન થતાં તેમ જ તેના ચરણ આગળ પાઈ, પૈસો કે રૂપીઓ મૂકી જતાં. એક દહાડો તો અમે સાંજને વખતે ભૂરાને પાલખીમાં નાખી તેનો વરઘોડો કાઢ્યો અને ખાસ ત્રીજા ભોઈન

વાડામાં જ્યાં તેમની ન્યાતજાતનાં માણસો વસે છે ત્યાં વરઘોડો અર્ધો કલાક ઉભો રાખી, ખુબ બેન્ડ વગડાવ્યાં; કે ભૂરાભાઇના નાતીલાઓ જાણે કે, આપણી નાતમાં પણ એક રતન પાકયું છે.

× × × ×

પાંચ દહાડાના અપવાસમાં તો ઘીની બરણી જેવો ભૂરો સૂકા વાંસડા જેવો બની ગયો. તેનાં ડાચાં બેસી ગયાં, પેટની ફાંદ અંદર ઉતરી ગઈ. ઉભો થતો ત્યારે એને ચક્કર આવતાં. હવે એને ખોરાકની રુચિ થતી નહિ, અને એનાં દર્શને આવતા માણસો આગળ પહેલાં જે ખોટો દેખાવ કરવો પડતો હતો તેને બદલે હવે સાચો દેખાવ દેખાતો હતો, જાણે આત્મજ્યોત પ્રકટી હોય, તેમ માંદી બકરી જેવો અવાજ કાઢી એ ડાહી, ડાહી વાતો કરતો.

છઠ્ઠે દહાડે અમારા ડાકટર મિત્રે અમોને બાજુમાં બોલાવી કહ્યું કે, "આજથી હવે ભૂરાને ખોરાક આપવા માંડજો, અને શરૂઆતમાં તો મોસંબીનો રસ જ આપજો; પછી તેનો ડોઝ વધારજો. આવતી કાલે તેને છાશ આપજો. અને ધીમે ધીમે જ ખોરાક વધારવાનું રાખજો. એને હવે આખો દહાડો સુવાડી રાખજો અને તેની વહુને કહેજો કે જરા મંદ ગતિથી પગ દાબ્યાં કરે અને તેના બાપને અને સસરાને કહેજો કે, ભૂરાના મગજ પરનો બોજો તત્કાલ ઉપાડી લેજો; નહિતર એ ચિંતાના આંચકાથી બીચારો ગુજરી જશે."

ભૂરાનો સસરો મને ને વાલજીને પૂછવા આવતાં, અમે ભૂરાના મગજ પર શો બોજો હતો તે વાત કરી. અમે કહ્યું કે, "આ મહાત્મા છ મહીનાથી ઘરનું ભાડું નથી ભરી શક્યા. તેમ દૂધવાળાના બે મહીનાના પૈસા હજી બાકી છે. તેમ દાણાવાળો અને દાતણવાળી વાઘરણ પણ પૈસા માગે છે. બે પાળીના તો હજામના પૈસા ચઢી ગયા છે."

ભૂરાના સસરાએ અને બાપે મળી એ પૈસા તત્કાલ ચુકવી આપ્યા. વીસ દિવસે ભુરો હાલી ચાલી શકે એવો ટટાર થયો. મોસંબીના રસના પ્રયોગથી એનું લોહી એકદમ સાફ થઇ ગયું અને તદ્દન જાણે નવું જ માણસ હોય તેવો આબાદ દેખાવા લાગ્યો. ત્રીશમે દહાડે તો ચાલતો

અમારી સાથે ઑફીસમાં આવ્યો. જહાંગીર શેઠ તેનો દીદાર જોઇ એટલા તો ખૂશ થયા કે તેના પાંચ રૂપીઆ પગાર વધારી આપ્યો.

આજુબાજુના લોકોએ પડપૂછ કરવાથી અમોએ ખુલાસો કર્યો કે; "ભૂરાભાઇ તો સપુર્ણ સ્વરાજ ન મળે ત્યાં સુધી ખાવાના જ નહતા. પણ ઢેડાઓ જોડે સમાધાની થઇ જવાથી અસ્પૃશ્યતાનું કલંક હિંદુ કોમના ભાલપ્રદેશમાંથી ભૂંસાઇ જતાં, અને ભૂરાભાઇને અમે ખૂબ ખૂબ સમજાવવાથી તેમણે અનશનવ્રતનો ત્યાગ કર્યો હતો."

ભૂરો નગુણો તે નગુણો જ રહ્યો. જરા એના બદનમાં શક્તિ આવતા તેણે મને અને વાલજીને ગાલિપ્રદાન કરવાની શરૂઆત કરી, અને બોલ્યો કે; "તમો તો મને મોતના ડાચામાં નાંખવા માંગતા હતા, પણ મને ભગવાને બચાવ્યો."

અમારો મીજાજ ગયો, અમે કહ્યું કે; "જાજા, ભગવાન વાલી! તારો સસરો તારી બૈરીને મોકલતો નહતો, તેમ તારી બૈરી તારૂં કહ્યું માનતી નહતી. ઉપકાર માન અમારો કે તારી બૈરી તારા પગ દાબે! બાકી, કડકા બાલુસ! તેં તો પૈસા સટ્ટામાં ગુમાવ્યા હતા, તેમજ ભાડું છ મહીનાનું ચઢી ગયું હતું. એ બધો બોજો અમોએ તારા માથાપરથી ઘણી જ સીફતથી ટાળ્યો! તારાં દર્શન કરવા આવતાં લોકોએ જે પૈસા તને ચઢાવ્યા તેનો વકરો તો સવાબસોનો થયો! તારા જેવા ડફોળને કોઇ ઓળખતું નહોતું, તે અમારી યુકિતથી નાતજાતમાં મહાત્મા ગણાયો. પણ ખરી રીતે તો અમોએ તને જાડામાંથી પાતળો બનાવ્યો તેને માટે તારે અમોને પાંચસો રૂપીઆ આપવા જોઇએ! અમેરિકાની જાડી એક્ટ્રેસો તો પાતળી થવા માટે જાન પટકી નાંખી લાખોનો ખર્ચ કરી નાંખે છે, અને તને તો ફુલેલી દુધીમાંથી તૂરીયાં જેવો બનાવી દીધો! ને વળી પાછો અમારી સામે મીજાજ કરે છે? તારે તો અમારા ગુલામ થઇને રહેવું જોઇએ. બસ; તારી ફઇએ તારૂં નામ ભુરીઓ એટલે બળદીયો પાડયું છે, તે બરાબર છે. વધુ ગડબડ કરીશ તો અમો ખરી બાબત જાહેર કરી દઇશું. તે રાતે "ભાઇસાબ! એક કેળું ખાવા દો," એ ચીઠ્ઠી તેં લખેલી તે અમારી પાસે સાબુત છે, મોજુદ છે."

અમારી આ ધમકીથી ભૂરો અમારાથી ડરી ગયો અને અમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, કોઈ દિવસ અમારા પર ગુસ્સે ન થવાનું તેણે વચન આપ્યું.

ઇતિશ્રી વિસમી સદી યુગે ગાંધીપુરાણે શ્રી મોહમયી મધ્યે
ડોકા મરડીયાંત આવલેલી ચાલી મધ્યે ગાંધીજીની સૂજે
સુરૂ ઝાલેલા ભૂરાપુરાણ સમાપ્ત.

# પાડોશીઓના પ્રકાર

## પાડોશી એટલે ?

બહુ નિષ્ઠુરતાથી પાડોશીની વ્યાખ્યા આપીએ તો એમ કહી શકીએ કે પાડોશી એટલે આપણી પાડોશમાં, આપણા ઘરની નજીકમાં, મુંબઇ જેવાં શહેરોમાં કોઇ માળામાં આપણી બાજુની ઓરડીમાં રહેતું માનવ પ્રાણી. સારા અર્થમાં વિચાર કરીએ તો 'પહેલું સગું પાડોશી.' સગાં વહાલાંઓ અને નાતિલાઓ તો આપણાં રહેઠાણથી દૂરદૂર વસતાં હોય, વાર તહેવારે કે શુભ માઠા પ્રસંગે આપણે તેડાવીએ ત્યારે તે આવે. જ્યારે પાડોશીઓ તો વરસનાં ત્રણસો ને પાંસેઠ દિવસ આપણી સાંનિધ્યમાં રહે. અને આપણે ઓચિંતાં માંદા સાજા થઇએ ત્યારે પાડોશીઓ સારાં હોય અથવા તો આપણે પોતે જાતે માળામાં સૌની જોડે અને ખાત્રી કરીને પાડોશીઓ જોડે સારૂં રાખ્યું હોય તો આવે પ્રસંગે પાડોશીઓ પહેલાં કામ આવે છે. માનવ સ્વભાવજ એવો હોય છે કે તેને માણસનો સહવાસ ગમે છે. કોઇ વ્યકિતને માણસોના નિવાસથી દૂર દૂર કોઇ એકાંત કોટડીમાં કેદ કરી રાખો તો જરૂર એની ડાગળી ચસકી જાય, એના મગજનો નકુચો ઢીલો થઇ જાય, અને માનવની ગેરહાજરીમાં પેલા બાસ્ટીલના કિલ્લાના કેદીની માફક એ ઉંદરો જોડે દોસ્તી બાંધી તેનો સહવાસી તેને પોતાના પાડોશીઓ બનાવે.

## પોતાપર આધાર

અલબત પાડપાડોશીઓ વચ્ચેના સંબંધમાં આપણે જેવા હોઇએ તેવો આપણને પાડોશીઓનો અનુભવ મળે એ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે. આપણો સ્વભાવ મળતાવડો હોય, આપણે સારે માઠે પ્રસંગે પડોશમાં રહેનારાઓને મદદ કરવા ઉત્સુક હોઇએ તો પાડોશીઓ પણ તેવા આપણે માટે, યાતો તેમની મૂળ ખાસિયત ભલી ન હોય, તો પણ આપણા દાખલાથી તેમના સ્વભાવમાં અને વર્તનમાં જરૂર ફેર થઇ જાય. આમ છતાં પણ માણસ સ્વભાવ એવો વૈવિધ્યવાળો અને વિચિત્ર હોય છે કે આપણે ગમે તેટલો ભાવ બતાવીએ છતાં કેટલાક પ્રકારનાં પાડોશીઓ તો પોતપોતાના સ્વભાવ અને ખાસિયત પ્રમાણે વરત્યાજ કરવાનાં.

## સંસ્કારની સમાનતા

પાડોશીઓ વચ્ચે સારો એખલાસભર્યો સંબંધ ટકી રહેવા માટે બુદ્ધિ સંસ્કાર અને આર્થિક સ્થિતિ સમાન હોવાની ખાસ આવશ્યકતા છે. પ્રખ્યાત અંગ્રેજ લેખક મી૦ ઓલીવર ગોલ્ડસ્મીથનાં પ્રખ્યાત નવલ

"વિકાર ઓફ વેકફીલ્ડ"માં તેનો નાયક વેકફીલ્ડનો પાદરી પોતાનાં કુટુંબને સૌથી પહેલી એ સોનેરી શીખામણ આપે છે કે એક માણસે જો સુખી થવું હોય તો જીવનમાં પોતાના સમાન દરજ્જાનાં માણસો સાથેજ ભળવાની આશા રાખવી જોઇએ. પોતાના કરતાં ચઢીયાતી આર્થિક સ્થિતિ વાળા માણસો જોડે જે માણસ મળવા કરવા કે ભળવાનો પ્રયાસ કરે એ જરૂર ખત્તા ખાય. આજ પ્રમાણે એક માણસે મુંબઇ જેવા ગામમાં પોતાનું ઘર શોધતી વખતે જો સુખી થવું હોય તો આ વાત ખાસ લક્ષમાં રાખવી કે, પોતા જેવી સ્થિતિના અને સરખી આર્થિક હાલતવાળાં માણસો જ્યાં વસતાં હોય તેનીજ પડોશમાં રહેવા જવું જોઇએ. દાખલા તરીકે કોઇ ફેશનેબલ ચાલ કે માળામાં જ્યાં વકીલ, બેરીસ્ટર અને ડોક્ટરો જેવા કેળવાયલા, મહીને ઓછામાં ઓછા બસો પાંચસો રૂપીઆ કમાનાર માણસો રહેતા હોય ત્યાં કોઈ મહીને પચાસ પોણોસો મેળવતો મારકેટનો સામાન્ય ગુમાસ્તો એકાદ નાની સરખી રૂમ મળી જાય અને રહેવા જાય તો કદિ પણ પોતાનાં બડેખા પાડોશીઓ સાથે સારી રીતે સમાનતાથી માન ભરી રીતે ન જ રહી શકે. કાં તો તે એ લોકોથી તદ્દન અતડો રહે તો ટકી શકે. કાં તો એ લોકનું કામકાજ કરી એ સારી સ્થિતિવાળાઓની ખુશામત કરી પોતાનું ગાડું ગબડાવે.

પેલા બેરીસ્ટરો અને વકીલની બૈરીઓ સ્હાંજ પડે કે ભભકાદાર સાડી અને પોલકું સજી ધણી ઠીઅરની જોડે એપોલો બંદર કે હેંગીન ગાર્ડન ફરવા જાય, જ્યારે પેલા ગુમાસ્તાની બૈરીને બાપડીને એ સમયે તો રાત્રિના ભોજન માટે ચુલો સળગાવવો પડે. આમ જ્યાં આર્થિક અંતર બહુ મોટું હોય ત્યાં સાથે રહેવાનું ફાવે નહિ.

તેજ પ્રમાણે કોઈ સસ્તાં ભાડાંના લોભે પોતા કરતાં ઘણી ઉતરતી પાયરીનાં લોકોના માળામાં કે ચાલમાં રહેવા જાય તો તે પણ ખત્તા ખાય. પેલાંઓ ગમે તેવા અપશબ્દો ઘરમાં બોલતા હોય, ઘરમાં સ્ત્રીને ઝાડઝુડ કરતા હોય, ભાઇઓ ભાઇઓ અંદર અંદર હાથોહાથ આવી જતા હોય, આ બધાં દશ્યો તેમને જોવાં પડે. સમાન બુદ્ધિ અને આર્થિક સ્થિતિનાં પાડોશીઓ શોધ્યા પછી જાતજાતની ખાસીઅતનાં પાડોશીઓ આવે છે તેની સાથે કેમ વર્તવું તે માટે બુદ્ધિ વાપરવાની જરૂર છે.

**ન જ ભળી શકે એવાં**

કેટલાંક પાડોશીઓ આફ્રિકાનાં ઉંટ જેવાં કે ઘુવડ જેવાં આવે છે. એ કોઇની પણ જોડે ભળી શકતાંજ નથી. આવાં માણસો કાં તો બહુ શરમાળ હોય અથવા તો એકલપેટાં અને સ્વાર્થી હોય છે. એટલે માળામાં સાંજે આવે ને બીજી સ્હવારે દશ અગીઆર વાગે નોકરી પર જાય ત્યાં સુધી પોતાની ઓરડીમાં બારણું વાસી કુકડાની માફક ભરાઇ રહે છે. એવાં માણસો પોતે કોઇનાં દુઃખમાં ભાગ લેતાં નથી તેમ તેમના દુઃખમાં કોઇ ભાગ લેતું નથી. દશ દશ અને પંદર પંદર વર્ષો સાથે

એકના એક માળામાં રહેતા છતાં માળાનાં બીજાં ભાડુતો તો શું, પણ તેની બાજુનાં રહેનારાં પણ તેનું આખું નામ પૂરેપૂરું ન જાણે, એવાં અદ્ભુત માણસો પણ મેં જોયાં છે.

## લીંબુનાં પાણી

ત્યારે તેથી ઉલટું કેટલાક પાડોશીઓ એવાં હોય છે કે તેમનો માળો તો શું પણ આખી શેરી, શેરીને નાકે મોટા રસ્તા પર આવેલી દુકાનોનાં લોકો તેમને સારી રીતે ઓળખતાં હોય. એવાં પણ માણસો આવે છે કે પોતે જ્યાં રહેતા હોય તેના અડધા માઇલના વિસ્તારમાં આવાં લોકો નું નામ જાણીતું અને માનીતું હોય છે. આવાં માણસો—આવાં પાડોશીઓ ઘણાંજ મળતાવડાં હોય છે, અને લીંબુનાં પાણી ની માફક જેની સાથે પરિચયમાં આવે તેની સાથે ભળી જાય છે. અલબત્ત, આ મળતાવડાપણું અને આ લોકપ્રિયતા જાળ વી રાખવા માટે આવાં માણસોને ઉંચા પ્રકારની સેવાવૃત્તિ કેળવવી પડે છે. પોતે જેની ઓળખાણમાં આવે તેને મદદ કરવા, તેનું કંઇ કામ કરી આપવા, તેને જરૂર પડે યોગ્ય સલાહ આપવા, આવાં માણસો સદાકાળ તત્પર હોય છે. અને આવા લોકપ્રિય, ભડ અને મળતાવડા એકજ માણસની માળા માં હાજરી રહેવાથી માળાનું નૈતિક ધોરણ ઉંચું રહે છે. અને ચાલની દરેકેદરેક ઓરડી વાળાં ઉપર એમની નજર અને વગ વસીલો હોવાથી દરેકનાં ઘરની સંભાળ રહે છે. આવાં ખરેખરાં સેવાભાવી અને મળતાવડાં પાડોશીને ત્યાં કંઈ પ્રસંગ આવતાં આખો માળો અને તમામ શેરી તેને ત્યાં જમા થઇ તેનો પ્રસંગ દીપાવી દે છે અને એ માણસ પણ દરેકને મદદ કરવા આતુર હોવાથી માળામાં કોઇને પણ ત્યાં સારો પ્રસંગ આવતાં, સત્યનારાયણની કથાની કે સંગીતની પાર્ટી ગોઠવાતાં, ગણપતિની માફક સૌથી પહેલાં તેને બોલાવવામાં આવે.

## છાપીઆં

છાપીઆં પાડોશીઓ ! તમે કોઈ છાપાં જોડે સંબંધ ધરાવતા હો, યા તો તમારે ત્યાં છાપાંઓ આવતાં હોય, તો તમારા પ્રત્યે માન કે લાગણીથી નહી, પણ માત્ર તમારાં છાપાં ખુદાબક્ષ વાંચવા માટે દર સવાર સાંજ તમારી ઓરડીપર ધામો નાખતાં માણસોને મેં છાપીઆં પાડોશીઓનું જ નામ આપ્યું છે. છાપીઆંઓ પોતાની મત લબમાં એટલી હદ સુધીનાં સ્વાર્થી અને બેધ્યાન બની જાય છે કે સ્હવારે તમે પથારીમાંથી તુરતના ઉઠી હજી તો દાતણ પાણી અને નિત્ય કર્મમાંથી પરવાર્યા પણ ન હો તે પહેલાં તમારી ઓરડીને સાર્વ જનિક લાઇબ્રેરી રૂમ સમજી ત્યાં ધામો નાંખે. અને નિરાંતે કલાક દોઢ કલાક બેસી આખું છાપું પહેલેથી છેલ્લે સુધી ચીપી ચીપીને વાંચે. આવાં છાપીઆં પાડોશીઓ કેટલાક તો ત્યાં સુધીના સ્વાર્થી આવે કે સાંજે સવારે તમે ખરીદીને આણેલું કે તમારે ત્યાં આવતું છાપું તમે પોતે જાતે વાંચ્યું છે કે નહી, તે જાણવાની દરકાર કર્યા વગર તમારૂં છાપું બેધડક પોતાની

ઓરડીમાં ઉઠાવી જાય અને પછી પાછું આપવાનું જ ભૂલી જાય. તમારે ત્યાં આવતા દિવાળીના કે પતેતીના અંકો એ લોકો તમને પૂછ્યા કર્યા વગર જ ઉપાડી જાય અને તમે વધુ ભલા હો તો તમારે ત્યાં આવતું એક પણ પુસ્તક કે સારું માસિક કે અઠવાડિક સલામત ન રહે.

**પડપૂછીઆં**

કેટલાંક પાડોશીઓ ભારે પડપૂછીઆં હોય છે. તમે આખા દિવસના કામકાજ થી થાકેલા પાકેલા તમારી ઓરડીમાં પગ મૂકો કે આવાં માણસો આવીને તમને વળગવાનાં. તમને જીવતી બે ટાંટીઆવાળી ડીક્ષનરી સમજી, યાતો જીવતું છાપું સમજી "કેમ, કાસભાઈ! આજની શી ખબર?" એમ પ્રશ્ન પૂછી તમારી પાસેથી બધી વિગતો જાણવાની ઇચ્છા કરે. એ એમ જ આશા રાખે કે એને માટે તમારે તેને આખા દિવસની જે ખબર હોય તે મ્હોડે કરી આખી કહી જવી. એ પીડા ટાળવા તમે તમારું સાંજનું છાપું તેના હાથમાં પકડાવી દો, એટલે એ ત્યાર પછીથી છાપી યું પ્રાણી બની જાય.

**રાતના સાથીઓ**

કેટલાંક પાડોશીઓ રાતના સાથી હોય છે. બીજાં બાહુતો બીચારાં સૂવા જાય ત્યારે આવા રાતના સાથીઓ હારમોનિયમ લઇ રાગડા લલકારે અથવા પાનાં ઓ ટીચ્યા કરે અથવા તો સોગઠાંબાજી માંડી સોગઠી મારતી વખતે ઉંચા કુદી કુદી ને માલતા પાડાની માફક બારડે અથવા પોતે સટોડીઆ હોય તો મોડી રાતે ઘેર આવી આંકફરકની અને અમેરીકન ફ્યુચર ની મોટે મોટેથી વાતો કરે અને બાંગ તો એવા જોસથી પાડે કે છાપરાંનાં નળીઆં ઉભાં થઇ જાય. આવાં માનવોને રાતનાં ઉંઘ આવતી નથી એટલે પોતાનાં પાડોશી ઓને જબરદસ્તીથી જાગરણ કરાવે અને છક્કા પંજાની વાતો કરી સારી રાત વ્યતીત કરે છે, અને દિવસે અઘોરી બાવાની માફક કે પાડાની માફક ઘોરે છે.

**ગૃહકલેશ**

કેટલાંક પાડોશીઓ પડોશમાં બીજા કોઇને ન રંજાડે પણ એમના ઘરમાં ગૃહ કલેશ એવો હોય કે રોજ મારામાર અને ધમાધમ થાય. સાસુ વહુ લડે કે વરવહુ લડે અને તે પણ મોટેથી. ઘણીવાર તો પ્રાણનાથ પ્રિયતમાને ઝુડવા મંડી જાય અને આજુ બાજુવાળાઓને પેલી બાઇ નાં રૂદન પરથી ત્રાસ થાય. આવાં અનેક પ્રકારનાં બાહુતો આપણી ચાલીમાં મળી આવે છે. વાંચક! તારા માળામાં ઉપર વર્ણવાયલાં કેટલાં પાડોશી છે?

---

# સ્નાન

સ્નાન વિષે આજે હું કંઈક લખવા માગું છું. રખે કોઈ ભડકતાં! સ્નાનના સમાચાર આપવા માગતો નથી. એવા સમાચારો જાણવાનો જેને શોખ હોય તેણે શેરબજાર કે સટ્ટાબજારમાં જઈ આંખો વીંચી પાસા ફેંકવા, જેથી બીજે દિવસે સવારના પહોરમાંજ સ્નાનના સમાચાર તમારી સાન્નિધ્યમાં વાજતેગાજતે હાજર થશે જ. વેપારવણજ ન કરતા હોય યા તો પરીક્ષામાં ન બેઠા હોય એવાં માણસોને તારનું પરબીડીયું એ સ્નાનના સમાચાર કે મંડપાડના માઠા ખબર હરહમેશ આપેજ છે. પણ હું તો આ જે સ્નાનની વાત કરું છું તે તો ન્હાવાની—માણસના બદનને પાણીથી સાફ કરવાની કળા સંબંધીની છે.

### બિલાડી સ્નાન

સ્નાન, આંગોળ, ન્હાવું એ એક જાતની શરીરને સ્વચ્છ રાખવાની ક્રિયા છે, અને એ ક્રિયામાં માણસો અને ઘણાંખરાં પશુઓ પણ મોટે ભાગે મુખ્ય પાઠ ભજવે છે. માણસ સિવાયની બીજી સૃષ્ટિમાં નજર નાંખીએ તો બિલાડી દરરોજ કોઇ ફેશને બલ બાનુની માફક ટોયલેટ કરે છે. પોતાની ચામડી, મ્હોં, પૂંછડી અને પંજાઓને સાફ કરે છે. પણ મીંદડીનાં સ્નાનમાં પાણી નથી આવતું. જળ તરીકે બિલાડીબાઇની જીભ અને સાબુ તરીકે તેનો પંજો ઉપયોગ માં આવે છે. જ્યાં પહોંચી શકે ત્યાં જીભ વતીજ બિલાડી પોતાની સુંદર રૂવાંટીવાળી ચામડીપર ચોંટેલી ધૂળ કે કચરો સાફ કરે છે. પોતાના પંજાઓ અને પૂંછડીને તે જીભ વતી ચાટી ચાટીનેજ સાફ કરે છે. વળી તેની જીભ ખડબચડી હોવાથી એ રીતે શરીર સાફ કરવામાં અનુકૂળ થઇ પડે છે. પોતાનાં મ્હોંપર અથવા બદનના બીજા ભાગોપર જ્યાં તેની જીભ ન પહોંચી શકે ત્યાં બિલ્લી પંજો જીભથી ભીનો કરી તેનાથી સ્નાન કરે છે. વાઘ અને સિંહ બિલાડીની જાતનાં હોઇ બિલાડીની માફક જ પોતાનું બદન સાફ રાખે છે.

### ચકલી સ્નાન

ચકલીઓ અને બીજાં કુકડાં વગેરે પક્ષીઓ પણ સ્નાન કરે છે અને તેમનો પાવડર રસ્તામાંની ધૂળ છે. ચકલીઓ રસ્તામાં ધૂળમાં આળોટતી હોય ત્યારે એમ ન સમજતા કે એ માત્ર રમત કરે છે, જાણજો કે ચકલીબાઇ પોતે સ્નાનવિધિમાં ગુંથાયાં છે.

### હસ્તિ સ્નાન

હાથી પાણીનો બહુ શોખીન હોય છે, અને લાગ મળે ત્યારે કલાકો વેર કોઈ નદી

કે તળાવમાં પડી સૂંઢમાં પાણી ભરી ભરી પોતાનાં બદન અને શિર પર નાંખે છે.

### કૂતરા સ્નાન

કૂતરૂં પણ માંદું ન હોય ત્યાં સુધી પોતાનું બદન સાફ રાખવા કાળજી રાખે છે, અને જળાશયવાળા પ્રદેશની પડોશમાં રહેતાં કૂતરાંઓ લાગ ફાવે ત્યારે નદી કે તળાવમાં તરવા પણ પડે છે.

### સાપની કથા

એક બિલાડી અને ઉંટ શિવાય દરેકે દરેક પ્રાણીને તરતાં આવડે છે. સાપ ન્હાતો નથી, પણ વખતો વખત ડ્રેસ બદલાવે છે, પોતાની ચામડી જુની થતાં બદન પરથી કહાડી નાંખે છે. સાપની કાંચળી એ બીજું કંઇક નહિ, પણ સાપે ત્યાગ કરેલું તેનું વસ્ત્ર હોય છે.

### મનુષ્યસ્નાન

માણસો જો પશુઓની માફક કુદરતી જીવન જીવતાં હોત, તેમનાં બદનપર ગોરીલા અને ઉરાંગ ઉટાંગ વાંદરાને હોય છે એવા લાંબા લાંબા વાળ હતે. તે વસ્ત્રો નહિ પહેરતાં હતે અને ખુલ્લી હવામાં, મા એ જણ્યાં તેવાં, ફરતાં હતે તો તેને દરરોજ ન્હાવાની જરૂર ન પડતે. પણ જ્યારથી માણસે પોતાના બદનને વસ્ત્રોથી ઢાંકવા માંડ્યું; જંગલનાં કંદ અને ફળપાનને મૂકીને જાતજાતનાં અનાજ માંસ આદિ રાંધીને ખોરાક લેવા માંડયો ત્યારથી તેનું શરીર મેલું વધારે થવા માંડયું, લુગડાંથી તેને પરસેવો થવા લાગ્યો, અને રાંધેલાં અનાજથી તેના બદનમાં એવું પરિવર્તન થવા લાગ્યું કે તેને દરરોજ ન્હાવાની જરૂર પડવા લાગી. માણસના શરીરની ચામડી સૂક્ષ્મદર્શક યંત્રથી જુઓ તો જણાશે કે અસંખ્ય બાકોરાંવાળી ચારણી જેવી એ ચામડી છે. શરીરમાં ગરમાવો થતાં તેમાં થી પરસેવો નીકળે છે. અને એ ચામડીનાં છિદ્રોને હરહંમેશ સાફ રાખવામાં આવે તો જ શરીર સારૂં રહે છે. આ ચામડીનાં છિદ્રોને સાફ રાખવાની ક્રિયા તેનું! નામ સ્નાન.

### ઠંડા પ્રદેશમાં સ્નાન

દુનિયામાં એવા દેશો છે કે જ્યાં ઘણી ઠંડીને લીધે લોકો બબ્બે કે ત્રણ ત્રણ મહિના સુધી ન્હાતાં નથી. કાશ્મીરની ઉત્તરે લાડક કરીને દેશ છે ત્યાંના લોકો વરસે વરસે ન્હાય છે, અને પછી તેમનાં બદન એવાં વાસ મારતાં થઇ જાય છે કે પાસે ઉભા રહેવું ગમે નહિ. લાડકમાં કોઇ પરદેશી જાય તો ત્યાંના રહેવાસીઓ થી દૂર ઉભીને જ વાત કરે. કાશ્મીર બહુ રળીયામણો દેશ છે. ત્યાંના લોકો ઘણાં ખુબસુરત હોય છે. પણ કાશ્મીરના હિંદુ પંડિતોને બાદ કરતાં ત્યાંના બીજા લોકો ઘણાંજ મેલાંઘેલાં ફરે છે. આપણા પર રાજ્ય કરનારી અંગ્રેજ કોમ પોતે સંસ્કૃતિ, સાહસ અને બુદ્ધિમાં બહુ આગળ વધી છે એવો દાવો કરે છે, પણ તેમાં એવા લોકો આવે છે કે જેઓ આઠ આઠ કે પંદર પંદર દહાડે ન્હાય છે. અલબત, હિંદમાં નોકરી કરી ગએલા

## મુસ્લીમ સ્નાન

ખાવાની અને ન્હાવાની ક્રિયા, તેમાં પણ મુસલમાનો અને હિંદુઓ વચ્ચે કેટલો તફાવત? એક મખ્ખીચુસ, માત્ર પૈસાને જ પૂજનાર હિંદુ જેમ તેમ ગુપચુપ ખાઈ લે. જ્યારે એક મુસલમાન ભલે સાધારણ ખીચડી ખાતો હોય છતાં બરાબર સાથરો બિછાવી, હાથ મ્હોઢું ધોઇ ભપકાથી જમવા બેસે. તેમ ન્હાવાની ક્રિયામાં પણ, મુસલમાનોએ ન્હાવામાં પણ કળા આણી. હમામખાનાં અને ચૂળ તર્કીશબાથો એ ઇસ્લામી બિરાદરોની અસલ શોધ. જેમ મીયાંભાઇઓ પાન શોખથી ખાય, શરબત લ્હેરથી પીએ, તેમ ન્હાવા ધોવામાં પણ એ કળા અને આનંદને ભોગવે. મોટાં શહેરોમાં મુસ્લીમ હજામોની દુકાનોની જોડે ન્હાવાનાં હમામ તૈયાર હોય જ, અને ત્યાં સારો જેવો વખત લઈ મુસ્લીમો સ્નાનવિધિ કરે.

## સંસ્કારી સ્નાન

અલબત્ત, હિંદુઓનો સંસ્કારી અને કેળવાયલો વર્ગ સ્નાનવિધિ સુંદર રીતે કરે. સાધનસંપન્નવાળા બાથ રૂમમાં નિરાંતે ખાસ્સો પા અડધો કલાક ગાળી ન્હાય. ન્હાતી વખતે કેટલાકો સાબુથી શરીર સાફ કરે. બંગાળ અને મદ્રાસમાં તો બદનપર તેલનું માલીશ કરી પછી ન્હાવાની ક્રિયા શરૂ થાય. ઉપલાં અને સંસ્કારી કુટુમ્બમાં ન્હાનાં છોકરાંઓને પણ તેમની મા સ્હવાર માં સારી રીતે ન્હવાડી, બાલ હોળી, ધોયેલાં વસ્ત્ર પહેરાવી, ફૂલ જેવાં બનાવી બહાર મોકલે, જેની સામે જોતાં બે ઘડી નજર ઠરી રહે. પણ અજ્ઞાન માતાઓ પોતે બરાબર ન્હાતી ન હોય ત્યાં બાળકો ને કયાંથી ન્હવરાવે?

## ફેશનેબલ સ્નાન

કેટલાક ફેશનેબલ માણસો આખા દિવસમાં હાથમોઢું ઘણી વખત ધોયાં કરે. ઓફીસમાં પણ વારંવાર નળ આગળ જઈ, મોઢું હાથ ધુવે, બાલ હોળે, ટુવાલથી મોઢું લુંછી શણગારી ઓફીસમાંથી બહાર પડે. આવા લોકો આટલી ક્રિયાથી બસ થયું સમજી ન્હાય તો બબ્બે ત્રણ ત્રણ દહાડે. મુંબઇની ફેશનેબલ કોમનાં બદન તથા તેમનાં લુગડાં ઉતરાવી જુઓ તો તેમનાં હાથમ્હોડાં અને ગરદન સાફ હોય, જ્યારે ઘણાંને ગરદનપર અને પેટપર મેલની થર જામેલી હોય છે, વળી આ ગરમ દેશમાં પાટલુન અને મોજાં પહેરનારા કેટલાક ફેશનેબલ જીવડાઓ પણ એ મોજાં અને પગને સાફ નહી રાખવાથી પગ બહુ મેલા થઈ જાય છે. અને તેથી એમની ચામડી ઉપર અનેક પ્રકારના ઉપદ્રવો થવાનો સંભવ રહે છે. અને ફેશનમાં ફસાઇ પડે છે. લોકોને કેમ ન્હાવું એ પણ કેટલીક વખત શીખવવાની જરૂર પડે છે.

# દેખાદેખીના સપાટામાં

દેખાદેખી કરવા જાય,
મરે નહિ તો માંદો થાય.

### ડારવીનનો સિદ્ધાન્ત

જગવિખ્યાત આંગ્લ વૈજ્ઞાનિક ડાર્વીન કહી ગયો છે કે માણસ જાતના વડવાઓ વાંદરા હતા. આ સિદ્ધાંત અમેરિકાના કેટલાક રૂઢિચુસ્ત લોકોને ગમતો નથી. બીજા હાલના કેટલાક નવા સાયન્ટીસ્ટો કહે છે કે માણસ જાતો માછલીમાંથી ઉત્પન્ન થઇ છે. આ સિદ્ધાંત પણ ઘણાને પસંદ પડતો નથી. પણ કેટલાંક અટકચાળાં માણસો જોતાં તેમ કેટલાક માણસોનાં, કોઇ પણ જાતના ભાવ વગરના, બુદ્ધિ કે ચંચળતાના ભાવ વગરનાં માછલી જેવાં મ્હોંડાં જોતાં વિજ્ઞાનની એ બન્ને અટકળો સાચી લાગે છે. પણ માણસોમાં જે નકલ કરવાની ખાસિયત હોય છે, ગતાનુગતિક જખાની, દેખાદેખી વર્તન કરવાની ટેવ હોય છે તે તેના અસલવારેના વાનર વડીલોનો તેનામાં અંશ રહી ગયો હોય છે, એ બતાવે છે.

### સામાજિક દેખાદેખી

આપણા સામાજિક રિવાજો જુઓ, આપણી રૂઢિઓ તપાસો, આપણા વરઘોડાઓ, બીજા શુભ પ્રસંગો જુઓ, બધેબધ આ દેખાદેખીની વલણ દેખાઇ આવે છે. એક જણે વરઘોડામાં દશ બત્તી મંગાવી તો બીજો તેનો પાડોશી પોતાને ત્યાંના પ્રસંગમાં વીસ બત્તીઓ મંગાવી જરૂર અજવાળું કરી નાખવાનો, પછી તેથી તેનાં ખીસ્સાં ખાલી થાય, કે દેવાનો ડુંગર ચઢે તેની તેને તે વેળા તો પરવા રહેજ નહીં. ગામમાં એક જણ કસાકના ૨૦૦ રૂપીઆ ખર્ચી બેંડ મંગાવે તો બીજો દેખાદેખીથી તેની સરસાઇ કરવા ૩૦૦ કે ૫૦૦ આપી બેંડ બોલાવી, સાજવગ કે મશકો લગાડી સરકારી બેંડ મંગાવે. સુરતમાં થોડાક વરસ પહેલાં આ બેંડો અને વરઘોડામાં ધૂમ ખર્ચ કરવાનું હાસ્યપદ થાય ત્યાં સુધી વધી ગયું હતું. ત્યાર પછી કેટલાંક કારણોથી તેમ ગાંધીજીની ચળવળથી એ વરઘોડા અને બેંડનું ચેટક સુરતમાં ઓછું થયું છે. પણ તેને બદલે ૧૯૩૦–૩૧ માં રાષ્ટ્રધ્વજ વંદનના મેળાવડાઓમાં પણ એવી દેખાદેખી થતી હતી, અને એક બીજાને આંજી દેવા ધૂમ ખર્ચો થતા હતા.

### પત્રકારોની દેખાદેખી

વેપારી સાહસોમાં તેમ ધંધાદારીઓમાં પણ આપણે જોઇએ છીએ કે નવું કરી બતાવવાની શક્તિ બહુ થોડાં માણસો બતાવે છે. બાકી બીજાં તો એકે કોઇકે અઠવાડિક કહાડયું કે બસ બીજાંઓ એની

વાંસે હાલીજ નીકળે છે, અને ક્ષેત્રમાં એકજ સરખા એટલાં બધાં અઠવાડિકો ઉભરાઇ જાય છે કે વાંચકો શું વાંચવું તેની ગુંચવણમાં પડતાં બધાંનો તરાપો લેગો ડૂબે છે. ખાસ કરીને નાટક સીનેમાનાં અઠવાડિકોમાં આવું બહુ બને છે. તેમાંનાં કેટલાંક તો ચોમાસાનાં અળસીઆંની માફક એક મોસમમાં ફુટી નીકળી બીજી મોસમ માં આથમી જાય છે.

## સાબુવાળાઓની દેખાદેખી

હાલની સ્વદેશની ચળવળનો લાભ લેવા કોઇએ સાબુનું કારખાનું કહાડયું તો બધા સાબુ પાછળ પડે છે, અને બજારમાં સાબુ ઉભરાઇ જાય છે. પણ તેને બદલે, પશ્ચિમ વાસીઓની માફક પોતાનો માલ સારામાં સારો બનાવવા, તેમાં નવી નવી શોધખોળ કરવી, કે ખુબીથી વધુ પ્રમાણમાં જાહેરાત આપી પોતાના સાબુને બજારમાં જાણીતો કરવાની દાનત રાખવાને બદલે ઘણા માણસો તો જેમ બને તેમ થોડી મુદતમાં પૈસા જમા કરી નાંખવાની દાનત રાખે છે અને પરિણામે બજારમાં એવા સાબુઓ ઘુસી જાય છે કે જે મેલજ ન કાપે, અથવા હવા કે તડકો લાગતાં અતિ વૃદ્ધ માણસનાં ડાચાંની માફક સૂકાઇ અને અમળાઇ જાય. અલબત્ત ગોદરેજ અને તાતા ૫૦૧ અને એવા બીજા સાબુ બનાવનારાઓ અપ વાદ રૂપ છે.

## સીગારેટમાં દેખાદેખી

એજ પ્રમાણે સવિનય અનાદરની ચળ વળનું પ્રચંડ મોજું દેશભરમાં ફરી વળતાં સૌથી પ્રથમ કલકત્તામાં જાણે કોઇએ જાદુ કર્યો હોય તેમ પરદેશી સીગારેટોનો લોકોએ બહિષ્કાર કરી નાંખ્યો. પરદેશી સીગારેટો ની જગ્યા દેશી બીડીઓએ લીધી. આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય જેવા માણસે લોકોને દેશી બીડી ફુંકવાની સલાહ આપી. ઘણાઓએ પાંતરાંની બીડીઓને અપનાવી, પણ સીગારેટની ટેવવાળાઓને એ પાંદડાંની બીડીઓ માફક નહિ આવતાં દેશી સીગારેટોના કારખાનાં ઠેકઠેકાણે ઉભ રાઇ ગયાં. પણ કેટલાક અપવાદો બાદ કરતાં દેશી સીગારેટો કેવી આવે છે, એ તેના વાપરનારાઓ સારી રીતે સમજે છે.

## બૈરાંઓમાં દેખાદેખી

આમ દરેક દિશામાં દેખાદેખીનું પરિ બલ હોય છે. સ્ત્રીઓમાં પણ દીવાનખાનાં માં રહેનારી મણિ બહેને ચોક્કસ ડીઝાઈન ની અને બુટ્ટાની કીનારીવાળી સાડી લીધી, તો પંદર રૂપીઆની ઓરડીમાં રહેનાર કમળા બહેનને પણ એ પહેરવાનું મન થાય. ગજરા બહેને વેણી લીધી તો ચંપા બહેને પણ લેવીજ જોઇએ.

## યુવાનોમાં દેખાદેખી

એમ દેખાદેખીથી મોટાની સાથે ન્હાનાં ઓ પણ તણાઇ હેરાન થાય છે.

એવા પણ કુલણજી યુવાનો મેં જોયા છે કે જે પોતાને માત્ર ૭૫ રૂપીઆનો પગાર મળતો હોય છતાં સ્ટેશનપર પણ કોઇ શેઠીઆની ઓળખાણ પડે તો તેની સાથે સેકન્ડ ક્લાસમાં બિરા જવા માટે પોતે પણ સેકન્ડ ક્લાસની

ટીકીટ કઢાવી ભેગા બેસે અને પછી મહીનાના બાકીના દિવસોમાં પરખર્ચનું ગાડું ગબડાવવા દોસ્તો અને સગાંઓ પાસેથી પૈસા ઉછીના લે. આમ ચારે બાજુ જીવનનાં હરેકે હરેક ક્ષેત્રમાં ગાડરીઓ પ્રવાહ ચાલી રહ્યો છે તે ઝીણી નજરે જોનારને દેખાશે. પણ આ દેખાદેખી કરવા જતાં, શા માટે નકલ કરવામાં આવે છે, તેમાં અક્કલ નહી વાપરવામાં આવે તો કેટલીક વખત ભારે હચુંબર થઇ જાય છે, એવા કેટલાક દાખલાઓ જોઇએ.

શેઠ અને નોકર

મકનો પોતાના દોસ્ત રામલાને મળવા ગોવાળીઆ ટેંક પર આવેલા રામલાના પારસી શેઠને બંગલે ગયો. શેઠ બંગલાના હોલમાં બેઠા બેઠા છાપું વાંચતા હતા, અને રામલો તેને માટે ચાહ લઇ ગયો. શેઠનું મોઢું છાપાંમાંજ ચોંટી ગયું હતું. મકનો એ હોલની બહાર ઉભો ઉભો રામલો શું કરે છે, એ જોયા કરતો હતો.

શેઠની પાસે પડેલી એક ટીપાઇપર ચાહની ટ્રે મૂકી, રામલાએ શેઠના હાથપર હાથ લગાડી, તેનું છાપું ખસેડી સલામ કરી, શેઠને બેચાર ગાળો ચોપડી દીધી. મકનો તો એ દેખાવ જોઇ આભોજ બની ગયો. તેણે બરાબર જોવા આંખ ચોળી અને કાનમાં આંગળી નાંખી કાન સાફ કર્યો, અને ફરી અંદર નજર કરી. ખરે ખર, રામલો તેના શેઠને ફાવે તેમ ગાળો ચોપડી રહ્યો હતો.

શેઠને સલામ કરી રામલો તેની સામે જોઇ બોલ્યો કેઃ—"ચાલ લે, આય ચાહ પી લે, કમબખ્ત મારી સામે શું જોયા કરતો છે. લે આ ગરમ પાણી તારાં હોજ શેમાં હોમાલ. ગધેડા, એમ મારૂં મોઢું નહી જો, આ બીસ્કુટબી તેં કાલે કીધેલું તારે હું એ બજારમાં જઇ લાવેલો છે. વાંદરા, જલદી કર કે લાફો મારૂં ?"

આટલું ભાષણ કરી ફરી શેઠને સલામ કરી રામલો રૂવાબભેર બહાર આવ્યો, અને મકનાને બંગલાના કંપાઉંડમાં નાકે આવેલી પોતાની ખોલીમાં લઇ જઇ તેને સાદડી પાથરી તેપર બેસાડયો. બીડી આપી અને પછી ભાવથી ખબર અંતર પૂછી કે "કેમ મકના ભાય, આજે આ બાજુ નીકલી આયવા."

"શેઠનું કામ હતું. તે ઇફાથી જતો હતો ને થયું કે રામલાના છેટનો બંગલો છે તો રામલાની ખબર લઉં. ગામથી કંઇ કાગળ આવેલો કે, તારી મણકી હમણાં અહિં નથી ?" મકનો બોલ્યો.

મકનાએ એલાર પેલારની ઘણી વાતો કરી પણ બંગલાના હોલમાં તેણે જે દેખાવ જોયો હતો તે તેનાથી ભૂલાતો ન હતો, એટલે બહુ ચટપટી થવાથી તેણે રામલાને પૂછ્યું કે "રામલા ભાય! માફ કરજે, પણ એક વાત મારે તુને પૂછવાની છે. તું તારા છેટને ગાળો ભાંડે તે એ કંઇ બોલતો નથી ?"

આ પ્રશ્ન સાંભળી રામલો ખડખડાટ હસી પડયો અને મકના સામે આંખો

નચાવી બોલ્યો કે; "એ શું બોલે? લાફો એક મારૂં! છેટ લોકને તો એમ ગાળ દઇએ તોજ એ આપણાથી બ્હીતા ચાલે. વચમાં વચમાં સલામ કર્યાં જવાની જેથી તેને ગુસ્સો ચડે તો સલામથી ઉડી જાય. એક સલામની એક ગાળ, બેની બે એમ હીસાબ રાખવાનો. જોયુંને હું ગાળ દેતો હતો અને મારો છેટ હસતો હતો. રૂવાબ રાખવો જોઇએ, નહી તો શેઠશેઠાણી આપણા જેવા નોકર માણસને તો કુતરાં સમજે કુતરાં!"

## ઓડનું ચોડ

પછી બીજી કેટલીક વાતચિત થયા પછી મકનો વિદાય થયો.

મકનો પણ નેપીઅન્સી રોડપર એક પારસી શેઠને ત્યાં કામ કરતો હતો અને તેનો શેઠ ઘણા ગરમ મીજાજનો હતો અને કામમાં જરાક ચૂક થાય તો મકનાને ગાળો દેતો હતો, એટલે મકનો તેનાપર હમ્મેશાં મનમાં બહુ ચ્હીડાતો અને ખીજાતો, પણ નોકરી જવાના ભયથી ઉંચું માથું કરી શકતો નહિ. તેણે વિચાર્યું કે રામલાની યુકિત ઠીક છે. તે આજે અજમાવીએ અને શેઠને સીધો કરીએ.

બપોરે બંગલામાં ડાઇનીંગ રૂમમાં શેઠને ભોજન પીરસવાનું કામ મકનાના હાથમાં હતું. મકનાએ એ કામ શરૂ કર્યું. બબરચી ખાનામાંથી એક પછી એક ખાદ્ય પદાર્થની પ્લેટો લાવી ટેબલપર શેઠની સામે મૂકતો હતો. એક પ્લેટ જરા ઝડપથી મૂકતાં તેમાંનું પ્રવાહ બહાર ઢોળાયું અને બગલાની પાંખ જેવું સફેદ ટેબલ કલોથ બગડયું.

શેઠે બરાડ મારી: "આંધળો છે, દેખતો નથી, સંભાળીને મૂક!"

મકનાને લાગ્યું કે શેઠને સીધા કરવાની આ બરાબર તક છે. મકનાએ રામલાનું વર્તન યાદ કરી શેઠ સામે જોઇ નેણ ચઢાવી કહ્યું કે: "આંધળો તારો બાપ. ગધેડા! મુંગો મુંગો ખાઇ લે, નહીં તો એક લાફો મારૂં." મકનાનો જબરદસ્ત આગવાળો પહાડી! શેઠ અરદેશર એન્જીનીયર પોતાના લાલીયાના આ શબ્દો સાંભળી ખુરશી પર ટટ્ટાર થઇ ગયો.

થોડી વાર તો અજાયબીથી અવાચક બની ગયો. તેની આંખો વિસ્તૃત થઇ, છાપરામાં નળીઆં ઉભાં થઇ જાય અને બહાર રસ્તામાં ચાલતું માણસ ભડકીને ઉભું ભાગી જાય એ રીતે તેણે જબરદસ્ત ત્રાડ મારી—પછી શું બન્યું તે મકનાને યાદ રહ્યું નહોતું. એ શુદ્ધિમાં આવ્યો ત્યારે બંગલાના નોકરોની ઓરડીમાં એક ખાટલી પર સૂતો હતો. અને બે એક નોકરો તેની ચાકરી કરી રહ્યા હતા, અને શેઠના કુટુંબી ડોકટર મકનાનું નાડ તપાસી રહ્યા હતા, મકનાને માથે પાટો બાંધ્યો હતો. મકનાએ પથારીમાંથી બેઠા થવા પ્રયાસ કર્યો, પણ બીજા નોકરોએ તેને પકડીને પાછો સુવાડી દીધો. મકનાએ યાદ કર્યું તો એટલુંજ યાદ આવ્યું કે શેઠની બરાડ પછી તેના મ્હોડા સાથે કોઇ ગરમ પ્રવાહીની ઝલક લાગી હતી, અને બીજી

પછી તેના માથામાં કંઈ લાગતો તેને આસમાનના તારા દેખાતા હતા.

પંદર દિવસ પછી મકનો સાજો થયો, અને શેઠે તેને પાસે બોલાવી માયાથી તેના બરડા પર હાથ ફેરવી કહ્યું કે; "જો હવે કદીએ કામને વખતે તાડી પીને નહીં આવતો. આ તારી પહેલી ભૂલ હતી એટલે મેં માફ કર્યું છે, પણ ભવિષ્યમાં એવી વર્તણૂંક ચલાવશે તો બંગલામાંથી ગડગડીયું મળી જશે."

મકનાએ શેઠની ખાનદાની અને ઉદારતા માટે તેમને પગે પડીને માફી માગી અને મનમાં સોગંદ લીધા કે કદિ ફરીથી રામલાની દેખાદેખી કરવી નહિ.

એક દિવસે મકનો રામલાને રસ્તામાં મળી ગયો. રામલાએજ નજીક આવી વાત કહાડી, તેણે મકનાના બંગલાના બીજા નોકરો મારફત મકનાનો કીસ્સો સાંભળ્યો હતો.

તે બોલ્યો કે; "મકના ભાય, શું બન્યું ? તમારા છેટે તમારૂં ડોબરૂં કેમ રંગી નાંખ્યું ?"

"જોને ભાય ! હું એ તારા જેવું કરવા ગયો, ને શેઠને ગાળ દીધી."

આ ખુલાસો સાંભળી રામલો હસતાં હસતાં બેવડ વળી ગયો અને બોલ્યો કે; "તારી અક્કલ બળે તારી મકના ! મારો છેટ તો તદ્દન ભીંત જેવો બહેરો મુંગો છે !"

આ ખુલાસો સાંભળી મકનાનું મ્હોંડું અજાયબીથી ફાટી રહ્યું અને રામલો હસતો હસતો વિદાય થયો.

સેન્ડોની સુઝે

મુંબઈમાં એક પરામાં એક અવેલટપ્પુ પહેલવાન સેંડો રામમુર્તીની સુઝે સુઝે સાંકળ તોડવાને પ્રયોગ કરવા ગયા હતા. પ્લેટફોર્મ પર બે ખુરશીઓ મૂકી. તેપર હાથ મૂકી નીચા વળી બે ખભાપર નાનાં ઓશીકાં મૂકી તેપર સાંકળ ગોઠવી ઉભા થઇ સાંકળ તોડવાનો પ્રયાસ કર્યો, પણ તેનામાં સેન્ડો રામમુર્તી જેવું જોર નહી હોવાથી તેમજ સાંકળ તોડવાની યુક્તિ બરાબર શીખેલો નહી હોવાથી, અથવા આગળથી રીહરસલ નહીં કરેલું હોવાથી સાંકળ તૂટવાને બદલે પ્લેટફોર્મ પરનું પાટીયું જેની જોડે સાંકળ જડી હતી એ નીકળી આવ્યું અને એ ઈમીટેશન પહેલવાનનો હુરીયો થયો.

વળી કમરે દોરડું બાંધી મોટર અટકાવવા ગયા, પણ મોટરના શોફરને તેમને માટે ઠંડક હોવાથી એ હજી મોટરના પાછલા ભાગમાં બાંધેલા દોરડાનો બીજો છેડો પોતાની કમરે બાંધી પૂરેપૂરો ટટાર ઉભો રહે તે પહેલાં મોટરવાળાએ ઝડપથી આંચકા સાથે મોટર હંકારતાં પ્રોફેસર કોઠીની માફક ગબડી પડી થોડે સુધી જમીનપર ચત્તાપાટ મોટર સાથે ખેંચાયા અને લોકોમાં હાસી થઇ તે તો જુદી.

આવાં ઘણાં ફારસો ગજા કમતીક માણસો સમજ્યા વગર કરવા જાય તેમાં બની જાય છે.

બનીઆકી સુઝે

સુરત ગામમાં ભગલો હજામ બહુજ પોતાની કળાનો ફાંકો રાખતો હતો. તેને

ઘરાકી પણ જબ્બર હતી, તેમ તે અભિમાની પણ ઘણો હતો. બુઠ્ઠા અસ્ત્રે કામ કર્યે જતો હતો. એક વાણીઆને ત્યાં તે દર ચાર દહાડે કલઇ કરવા જતો હતો. મુંડો સફાચટ કર્યાં પછી તે માથે તેલ નાંખતો અને હજામત બરોબર થઇ છે કે નહિ તે જાણવાને ટપલી મારતો. વાણીઓ સહન કરી લેતો, પણ મનમાં ગાંઠ વાળી રાખતો કે હજામની ટેવ તેને ભારે પડાવવી.

એક દિવસે પેલા વાણીઆએ હજામત પૂરી થયે એક પાવલી કાઢીને આપી અને કહ્યું કે, 'ભગલા ! હજામત કરી રહ્યા પછી, તેલ નાંખી માથું ચંપી કરવાની રીત બહુ સારી છે.'

ભગલા ભાઇએ બીજે દિવસે એક મીયાં ભાઇની હજામત કરી, તેલ ચોળી એક જોરથી ટપલી લગાવી, મીયાંભાઇએ સા... કહીને બે લાફા ફડકાવીને ચોહડી દીધા અને ઉપરથી હજામત કર્યાના પૈસા પણ ના આપ્યા.

ચોથે દહાડે વાણીઆ ભાઇને હજામે હજામત કરતાં કરતાં વાત કરી ત્યારે વાણીઆને ટાઢક વળી. હજામત પૂરી થયે હજામે ટપલી મારવી ત્યાર બાદ છોડી દીધી હતી.

# ડારીનો કુટુંબાટ

## મુંબઇની ચોપાટી

સઢ વિનાના વહાણની માફક, આદર્શ વગરના અધિપતિની માફક, પ્રેમ વગરનાં દંપતીની માફક, લક્ષ્ય વિનાની મોટરની માફક ક્યાં જવું છે, અને શા માટે જવું છે તે નક્કી કર્યા વગર સેન્ડહર્સ્ટ રોડપર હું એ બપોરે ફરી રહ્યો હતો. ચોપાટીના સમુદ્રતટપર જઇ આવ્યો, પણ ત્યાં કશી મઝા ન પડી. ભેળવાળા લાલાઓ, પુરી કચોરી વેચનાર ભૈયાઓ, શીંગા ગંડેરી વાળા, કુલફીમલાઇવાળા, ચંપીવાળા, બાવડીકા જળવાળા, સી. પી. ટેંકનાં ભજીયાં વાળા, પાણીવાળા, નાળીયેરવાળા, રેવડી વાળાની બૂમાબૂમ અને શોરબકોરથી કંટાળી પાછો સેન્ડહર્સ્ટ રોડપર આવ્યો; અને એજ રસ્તાપર આગળ જવું કે બાજુની ભટ્ટવાડીમાંથી ગીરગામના રસ્તા તરફ ફંટાઈ જવું, એ વિચાર એ ગલીને નાકે ઉભો ઉભો કરતો હતો ત્યાં મારવાડી વિદ્યાલય આગળ બૈરાંઓનું ટોળું જોઇ મારી કુતૂહલવૃત્તિ ઉશકેરાઇ. કુતૂહલવૃત્તિએ મગજને ટેલીફોન કર્યો, મગજે મારાં ચરણ કમળોને જ્ઞાનતંતુનાં ટેલીફોન મારફત આજ્ઞા કરી અને મારા પગો એ ક્રિયામાં વળ્યા.

## પ્રોટેસ્ટ સભા

મારવાડી વિદ્યાલય હોલમાં મેં પ્રવેશ કર્યો તો મને જણાયું કે તે એક પ્રોટેસ્ટ, વિરોધ કરનારી સભા હતી, અને ખાસ કરીને ગુજરાતી બાયડીઓની પડકાર સભા હતી. એ પ્રોટેસ્ટ સભા કોની સામે અને શા માટે બોલાવવામાં આવી છે તેની હું પડપૂછ કરું તે પહેલાં હોલની સામેના ભાગમાં જ્યાં લાકડાનું વ્યાસપીઠ ગોઠવ્યું હતું તેની ભીંતપર મારી નજર પડી. એ ભીંતપર એક મોટો પડદો ટાંગ્યો હતો, તેપર પ્રાઇમસ સ્ટવનું એક મોટું ચિત્ર હતું. અને એ પ્રાયમસના મોઢીયા ઉપર હાડપિંજરની ખોપરી જાણે મોતનું માથું હોય તેમ મૂકી હતી, અને તેની બાજુમાંથી હાડકાંના બે પાતળા હાથો દેખાતા હતા, અને નીચે કેટલીક સ્રીઓનાં દિલ કંપાવનારાં મૂડદાં પડમાં હતાં. ચિત્ર ખરેખર ભયંકર અને જોનારનાં દિલ ઠંડાગારજ કરી નાંખે એવું હતું અને પડદાપર મોટા અક્ષરે લખવામાં આવ્યું હતું કે,

**"પ્રાઇમસ એટલે મોતનો પરોણો."**

વળી તેની નીચે લખવામાં આવ્યું હતું કે,

**"સ્ટવ એટલે ગુજરાતી બ્હેનોનો જાન લેનાર ઝેરી સાપ."**

પ્લૅટફોર્મ પર જે ટેબલ મૂક્યું હતું તે પર પણ ટેબલના ચાર ખૂણાપર ચાર પ્રાયમસો મૂકવામાં આવ્યા હતા.

**કોરોનર સાહેબ આઠવલે**

મને તપાસ કરતાં ખબર પડી કે મુંબઇના વિદ્વાન કોરોનર સાહેબ રા. બ. આઠવલે સાહેબના પ્રમુખપદે ગુજરાતી હિંદુ બ્હેનોની અને ગુજરાતી બોલતી બ્હેનોની સભા સ્ટવ સામે પ્રોટેસ્ટ કરવા મળી હતી. સભામાં ગુજરાતી બ્હેનોની મોટી સંખ્યા હાજર હતી, અને પ્લૅટફોર્મ પર કેટલીક પારસી, મુસલમાન, અને દક્ષિણી સ્ત્રીઓ પણ નજરે પડતી હતી.

**પ્રમુખનું ભાષણ**

પ્રમુખ આઠવલે સાહેબે ભાષણ કરતાં જણાવ્યું કે, "બ્હેનો! અને ખાસ કરીને ગુજરાતી, કાઠીઆવાડી અને કચ્છી બ્હેનો! આવી સભા જરા વ્હેલાં મળવા જોઇતા હતા, પણ તમારા ગુજરાથી કોમમાં અક્કલ ઘણા કમી છે. જ્યુરી હાઉસમાંથી હું વખતો વખત આ પ્રાઇમસ સામે પડકાર કરેલા છે, પણ તમારા ગુજરાથી લોક એ વાત સમજયા જ નથી. તમારા ગુજરાથી બાયકો બિચારા ભોળા છે, જ્યારે યમારા ગુજરાથી ભાયડા લોક ઘણા સ્વાર્થી અને લબાડ છે. કોરોનર તરીકે હુંએ ઘણી વખત એ લોકને કહી ગયા કે "ભાઈ લોક યમે સ્ટવને ના બાળો—સ્ટવ નહી વાપરો," એ યમારા બાયકો લોકના જાન લે છે. પણ ગુજરાથી ભાયડા લોક સમજયા જ નથી. એ લોકને બીજી બાયડી કરવી જોઇએ, એટલે વારવારમાં પોતાના બાયકોને કહે છે કે "અલી પ્રાયમસપર મને ચાહ કરી આપ." તેના બાયકો અજ્ઞાન હોય, તેને સ્ટવ કેમ સળગાવવા તે માહિથી નહી હોય, તે સ્ટવને સળગાવે અને બળી જાય. તેના નવરા એમ સમજે કે બાયકો મેલી તો કાંઇ વાંધા નહિ, બીજી પરણશે. માટે મારી આપ ગુજરાથી બ્હેનોને એક હે બાત છે કે "તમારા ભાયડા—તમારા નવરા—તમારા હઝબન્ડ તમને મારી નાંખે, પણ તમારા લોકોએ સ્ટવ નહી સળગાવવા જોઇએ છે. અને એવા ઘાતકી નવરાઓને ઠેકાણે લાવવાના બીજા એક રસ્તા એ છે કે જેનું બૈરૂં સ્ટવથી દાઝીને મરી જાય તેને લગભગ નાગો કરી લંગોટી પહેરાવી આપવાની અને પછી માળાના બીજા બૈરાં લોકોએ નળ આગળ લઈ જવા જોઇએ અને આય આવા મારા હાથમાં ચાંમડાના ચાબુક છે તેવા ચાબુકથી સટાસટ ત્રીશ ફટકા તેના બરડા પર મારવા જોઇએ." (જોરભેર તાલીઓ અને હસાહસ)

હસાહસથી મી૦ આઠવલે છેડાય છે અને સભાના જે ભાગમાંથી હસવાના અવાજ આવ્યા હતા તે તરફ ફરીને બોલ્યા કે, "તમે લોકો જુવાન છોકરાઓ છો, આ વાત કેટલી ગંભીર છે તે તમે લોક નાદાન છો, એટલે સમજયા નથી. તમારે પ્રાઇમસ સ્ટવે કેટલા ગુજરાથી બ્હેનોના જાન લીધા તેનો તમારે વિચાર કરવા જોઇએ છે. હવે મારે તમને વધારે કંઈ નથી કહેવું. આજના મુખ્ય ઠરાવ શીરીન બાઈ માણેકજી ચણાકુરમરાવાલા રજુ કરશે."

**શીરીનબાઇનો ઠરાવ**

અંતરે ચશ્માં પહેરેલાં એક ફેશનેબલ ડ્રેસવાળાં યુવાન પારસી બાઇએ નીચે પ્રમાણે હસવા જેવો ઠરાવ મૂક્યો હતો.

"મુંબઇની મહિલાઓની આ સભા ગુજરાતી હિંદુ સ્ત્રીઓનાં મોત જે પ્રાઇમસ સ્ટવ નીપજાવે છે તેની સામે પ્રોટેસ્ટ કરે છે. અને ગુજરાતી બ્હેનોને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે એવા ઝેરી સાંપ જેવા સ્ટવને ઘરમાં કદિ સંઘરવો નહી અને જેના ઘરમાં હોય તેણે તેને ચટણી વાટવાના પત્થરથી ભાંગી તોડી નાખવો."

**ઠરાવના ટેકામાં**

બાદ ભાષણ કરતાં શીરીનબાઇએ જણાવ્યું હતું કે,

"તમો વાનીયાણીઓમાં અક્કલ નહી મળે. ("ખોટી વાત" "ખોટી વાત"ના અને "જા જા ડાહલી"ના અવાજો) હું ખરૂં કહુંછ, અહીં મુંબઇના કોઇ નરને જ પૂછોની? અમારી કોઇણી પાર સણ સ્ટવથી દાઝીને બળી મૂઇછ કે? હરગીઝ નહિ, હરગીઝ નહીં. એટલે હિંદુ બૈરીઓ અપ–ટુ–ડેટ કેળવણી નહી લો, તદ્દન માવડી જેવાં રહો, પ્રાઇમસને પંપ મારી તેનાં મોંઢાં પર કાંઠી લગાડી ભડકો થાય ત્યારે તેને પીન મારવા અંદર મૂંડી ખોસો, એટલે બળી જાવ નહી તો શું થાય? વળી તમે લોક ઘેરમાં ધોતી સાડી અને સાડલાઓ પહેરી અમારી માફક સદરા જેવું કંઇ પહેરણ–આઇમીન બદી સાન–કે કંઇ બ્લાઉસ જેવું પહેરો અને સાડીને ઠેકાણે "(એક અવાજઃ–અમે સાડી આ તો લગનમાં પહેરીએ છીએ છ)" એમ વચમાં નહી બોલો. તમે લોક કેટલાં હુશીઆર છેઓ તે હું જાણુંછ. તમારા લોકની ગુંજાય શું? અમારા લોકની કાની નાંખી દેતાં ચાલીસ પચાસ રૂપીઆથી માંડીને વણસો ચારસોની સાડી તમે લોક પહેરી શકો?"

અહીં એક ગુજરાતી હિંદુ છોકરીએ પોઇંટ ઓફ ઓર્ડર ઉઠાવ્યો હતો કે "વક્તા સ્ટવની વાતપરથી સાડીની સીધા રસ્તાપર ઉતરી ગયાં છે, તે રીતસર છે કે?" પ્રમુખે વક્તાને વિષયને વળગી રહેવાની વિનંતી કરી હતી.

વક્તાએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે, "તમારા જેવી જંગલી અને માવડી જાત આગળ ભાષણ કરવા આવી તેથી હું પસ્તાઉંછ, પણ મારૂં કહેવાનું તમને લોકને એજ છે કે, ગુજરાતી હિંદુ બૈરાંઓમાં અક્કલ જેવી વસ્તુજ નથી, એટલેજ એ કુકતાઓ, એ નખ્ખોદ ગઇઓ બળી મરેછ, તેનાં એ લોકના અસરાફ અને ગરીબ ગાય જેવા માટીડાઓનો જરાબી વાંક નથી."

સભાના કેટલાક ભાગની વર્તણુંક પરથી ગુસ્સે થઇ મ્હોરૂં મરડાવી શીરીન બાઇ ભાષણ કરી બેસી ગયાં!

**કંકુડોશીનું ભાષણ**

સભામાં પૂરેપૂરી ગંભીરતા નહોતી, પ્રમુખના ભાષણથી કેટલીક બહેનોપર અસર થઇ હતી, જ્યારે કેટલીક કેળવાયલી કોલેજમાં જતી છોકરીઓ તોફાનપર ચઢી હતી, તેમાં શીરીનબાઇનાં મહેણાંથી કેટલીક ગુજરાતી બહેનો છેડાઇ પડી હતી

આ બાબત કેટલીક બહેનો સભામાં બોલવા આવી હતી, પણ તેમને બોલવાની પ્રમુખે ના પાડી, અને તેમને બદલે સભામાં આગલી હરોળમાં બેઠેલાં કકલ ડોશીને બોલવા વિનંતી કરી.

કકલ ડોશીએ પ્લેટફોર્મ પર ચઢી ચારેક મીનીટ બો બો ઉલ્લાસથી ખાઇ લઇ ગળું સાફ કરી બોલતાં જણાવ્યું કે, "પરમખ સાયબ, અને બાઇ બેનડીઓ! હું તો ઘરડી થઇ, મેં તો પાંસઠ દિવાળી જોઇ નાંખી, પણ ક્યાંય માહુ આવું નહોતું ભાળ્યું. મારી આગળ પેલી ચસ્માંવાળી" (શીરીનબાઇ:–માયજી જરા લાયકીથી વાટ કરો) કકલબાઇ શીરીનબાઇ તરફ ફરીને બોલ્યાં કે, "તે હું તારૂં નામ ન જાણું, ને ચસ્માંવાળી કહું.-એમાં એટલી બધી કતરાછ શાની?"

શીરીનબાઇ:–(ઉભાં થઇ જઇને) "પ્રમુખ સાહેબ! આ ડોકરી મારૂં ઇનસલ્ટ કરેછ જો."

કકલડોશી; (ટટાર થઇ જઇ બંને હાથ કમરપર ટેકવી નેણ ફેરવી), "ડોકરી તારી મા અને માસી, જો આજ કાલની ફૂટી નીકળી છે ને?"

અતરે પ્રમુખે ઉભા થઇ કકલ ડોશી અને શીરીનબાઇ બંનેને શાંત પાડયાં. અને કકલ ડોશીએ પોતાનું ભાષણ આગળ ચલાવ્યું, એ બોલ્યાં કે, "બાઇઓ! અમારા વખતમાં આવું કંઇ નહોતું. આજ કાલની વહુવારૂઓ, જુવાન ઘોડા જેવી છોકરીઓ આખાં હાડકાંની થઇ ગઇ છે. (નહી નહીના અવાજો) અમારા વખતમાં બાઇ અમે સવારે પાંચ વાગે ઉઠતાં, ગાય ભેંસ દોતાં, માંખણ વલોવતાં અને પછી સોકરાં ઉઠે ત્યારે એને બાજરાનો રોટલો અને માંખણ આપતાં. એ તમારો આજનો પીટયો ચાહ તો મેં જીંદગીમાં પીધો નથી. પછી અમારાં થાપેલાં છાણાં વાડામાંથી લઇ આવી, લાકડાના સળાઓ અને ઝાડની સુકી ડાલીઓ ભેગી કરી દીવેલની કાકડીની વાટ કરી ચુલો સળગાવતાં. તમારૂં ઘાસલેટ પણ અમારા વખતમાં નહોતું. આજની છોકરીઓ તો આડો સેંથો પાડે, નાગી દેખાય તેમ બાંહે વગરની ચોળી પહેરે, અને વાંદરીની માફક મારા જેવું ઘરડું માણસ કંઇ બોલે તો આ ચસ્માંવાલીની માફક ઇનસલ્ કર્યું એમ બોલે."

## સભામાં ખળભળાટ

અતરે શીરીનબાઇ ઘણાં ગુસ્સે થઇ ગયાં. સભામાંથી પણ કેટલીક જુવાન ગુજરાતી છોકરીઓ ઉભી થઇ ગઇ અને બૂમો મારવા લાગી કે, "એ ડોકરીને સોનાપુર લઇ જાવ."

સોનાપુર શબ્દ સાંભળી કકલ ડોશીનો મીજાજ એકદમ ગયો. જે દિશામાંથી એ અવાજ આવ્યો હતો તે તરફ હાથ કરી એ બોલ્યાં કે, "સોનાપુર લઇ જાય તારી માને, વાલા મુઇની ગાળ દેછ. ઘરડાં મનખને ગાળ દેછ. કયે ભવે છુટીશ. આ તે સભા છે કે સાક મારકેટ?"

પ્રમુખ ભડકીને ઉભા થઇ ગયા અને કકલ ડોશી અને બીજાં બૈરાં હાથોહાથ આવે તે પહેલાં સભા બરખાસ્ત કરી નાંખી.

ત્યાં તો મારી આંખ ઉઘડી ગઇ. હું તો મારી ઓફીસની આરામ ખુરશીમાંજ હતો.

# કહેવતોનાં ખોટાં મૂળ

કહેવતોના પક્ષપાતીઓ કહે છે કે કહેવતો તો ડહાપણની ગોળીઓ છે. અનુભવનો નિચોડ છે. સંસારવ્યવહારને સમજદારીનું સત્વ છે. કહેવતો બનાવનારા મહા વિદ્વાન હતા, કાં તો અનુભવના સાગરમાં સ્નાન કરી પીઢ અને પાકા થએલા હતા.

**ખોટી વાત**

હું આ વાત મનાવવા સારૂ ના પાડું છું. કહેવતો જોડનારા અવ્વલ નંબરના અણઘડો અને ફલ્લુઓ હતા, અને એમની કહેવતોએ જગતનું કલ્યાણ કરવાને બદલે લોકોના મનમાં ખોટા ભ્રમ અને ખોટા ખ્યાલો ઉભા કરી તેમને પારાવાર નુકશાન પહોંચાડયું છે, અને તેમાં પણ કહેવતોની અસર કુમળી વયનાં બાળકો પર ઘણીજ ખરાબ થાય છે. વળી અત્યારે આપણી આ ચાલુ વીસમી સદીનું તંત્રજ એવું અટપટું છે કે એ તંત્રમાં કોઇ માણસ કહેવતને વેદવાકય સમજી તે પ્રમાણે અમલ કરવા જાય તો જબરી ઉથલ પાથલજ થઈ જાય.

**ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, કનિષ્ઠ ચાકરી**

આ કહેવત જોડનાર કોઈ ગુલામી મનોદશામાંનો માણસ હોવો જોઇએ. આ દેશમાં આવીને સાર્વભૌમ સત્તા હાથમાં લેનાર ચબરાક અંગ્રેજ પ્રજાનો માખણીઓ હોવો જોઇએ. હિંદુસ્તાનના લોકો મુંગા મુંગા ખેતી કર્યાં કરે, અને યુરોપ અમેરિકાની માફક નવા નવા ઉદ્યોગો કાઢી, નવાં નવાં કારખાનાંઓ ઉઘાડી પોતાની સામે હરીફાઇ ન કરે એ આ દેશનું તંત્ર ચલાવનારા ઇચ્છતા હતા, અને તેથીજ આ દેશનાં બાળકોની કોપી બુકોમાં તે મોટા ભમરડા જેવા અક્ષરે છાપી તેનો પ્રચાર કરાવ્યો. પણ જરા વિચાર કરતાં સ્હેલથી સમજી શકાય તેમ છે કે આજના જમાનામાં તો જેને બીજો કંઇ કામધંધો આવડતો ન હોય, જેનામાં સાહસનો છાંટો સરખો ન હોય, એ હાથમાં હળ લે. બાકી જેનામાં સાહસ હોય, અક્કલ હોય, આવડત હોય, ઉંચા પ્રકારની વ્યવસ્થાશકિત હોય, એ તો વેપાર ખેડે, નવાં નવાં કારખાનાંઓ ઉભાં કરે, અને હુન્નરઉદ્યોગના ક્ષેત્રમાં આગળ વધવા પ્રયાસ કરે. જુઓને, દુનિયાના સામ્રાજ્ય સત્તા ભોગવનારા દેશો મોટા વેપારીઓ નહીં તો બીજું શું છે? માટે 'ઉત્તમ વેપાર' એમ કહેવત શરૂ થવી જોઇએ. ઘેર જમીન ન હોય, અને વેપલો કરવાની પહોંચ ન હોય ત્યારે છેલ્લે નોકરી તો છેજ. પણ નોકરી નોકરીમાં પણ ફેર છે

એક માણસ ઘરઘાટી બનીને ઝાડુ મારે, બીજો કારભારી બની એક આખા સ્ટેટનો કારોબાર ચલાવે. આપણા દેશના હજાર હજાર અને બબ્બે હજારનો પગાર ખાનારા ગોરા સાહેબો–સીવીલીઅનો આપણા નોકરજ છે ને ? હિંદની મહેસુલમાંથી તેમને પગાર આપવામાં આવે છે.

### ઉતાવળાસો બ્હાવરા
### ધીરાસો ગંભીર

આ કહેવત પણ લોકોને આડે માર્ગે દોરવનારી છે. મારા પરામાં એક માણસ ટ્રેન પકડવા ઉતાવળો ઉતાવળો સ્ટેશન તરફ જતો હતો. તેને મેં ઉપલી કહેવત કહી. કહેવત એટલે ડહાપણનો અર્ક, એમ એ માનતો હતો. કહેવતમાં આપેલા બોધ પ્રમાણે વર્તવાનો તેણે ઠરાવ કર્યો. તેની ચાલવાની ગતિ તેણે મોળી કરી નાંખી. પવન નીકળી ગએલા સાઇકલના ટાયરની માફક એ ધીમે ધીમે પગરખાં ઘસડતો ચાલવા માંડયો. પરિણામે તેણે ટ્રેન ગુમાવી. “ઉતાવળા સો બ્હાવરા” એ કહેવતનો અમલ જો પરાંવાસીઓ કરે તો કદિ વેળાસર મુંબઇ નોકરી કે કામકાજે ન આવી શકે.

### ખાડો ખોદે તે પડે !

આ કહેવત પણ કેટલી ખોટી છે ? એક નહીં પણ ચાર માણસોને એક દિવસ મુંબઇમાં એક કંપાઉંડવાળી ખુલ્લી જમીનમાં મેં ખાડો ખોદતાં જોયાં હતાં. પાવડા અને કોદાળીથી એ લોક ખાડો ખોદ્યેજ જતાં હતાં. મને પેલી કહેવત યાદ આવી, એટલે મેં નક્કી ધાર્યું કે આ લોકો જે આ ખાડો ખોદી રહ્યા છે તે જરૂર તેમાં પડશે. અકસ્માત ન પડાય તો જાણી જોઇને–બીજું કશાં માટે નહી, પણ પેલી કહેવતને સાચી પુરવાર કરવા માટે તેમણે ખાડામાં પડવું જોઇએ. હું એમની એ ક્રિયા જોતો એ સ્થળે ઉભો રહ્યો. ખાડો ખાસ્સો છ ફીટ ઉંડો ખોદાયો, અને મને લાગ્યું કે હમણાં આ ચારે જણા અંદર પડશે–ત્યાં તો તેમણે ખાડામાં પોતે પડવાને બદલે એક લાંબી લાકડાની કાળી પેટી તેમાં ઉતારી અને ખાડો પૂરી દીધો–એ કબરસ્તાન હતું. અને પેલા માણસો એક ખ્રીસ્તીની ઘોર ખોદી રહ્યા હતા.

મુંબઇના રસ્તાઓમાં ખાડા ખોદનારાં મ્યુનીસીપાલીટીનાં માણસોને મેં કદિ તેમાં પડતાં જોયાં નથી.

### પહેલું સુખ તે જાતે નર્યાં

છટ્ ! શરીર સારાને શું કરવું છે ? લાલ ગાજર જેવી તબીઅત હોય પણ કામ બિચારો હેલકરીનું કરતો હોય તો તે શું સુખી કહેવાય કે ? ઉલટું ગરીબોને માટે તો સારી તબીયત શ્રાપ સમાન છે. ભૂખ વધારે લાગે, ખોરાક વધારે જોઇએ, આર્થિક સંકડામણ નિરંતર રહ્યાં કરતી હોય એટલે બિચારો હેરાન પરેશાન થઈ જાય. આ જમાનામાં તો પહેલું સુખ તે બેંકમાં થાપણ, બીજું સુખ તે સદ્ધર જમીનગીરીઓમાં તેનું રોકાણ; અને ત્રીજું સુખ તે આંક, ફરક, અને શરતમાં જિતનાર ઘોડાની હરહંમેશ મળતી સ્પોર્ટ ટીપ. પૈસા પાસે પુષ્કળ હોય તો પછી

તબીઅતની કોણ પરવાહ કરે ? ડોક્ટરો બોલાવશું, દવાદારૂ કરવા જશું. બહુ થશે તો કોઇ ફેશનેબલ હોસ્પીટલમાં જઇ પડશું, અને ત્યાં જોઇએ માગી ફી આપશું ને અપસરા જેવી ગોરી ગોરી નર્સો તહેનાતમાં હાજર થશે.

## રાતે વ્હેલા જે સુવે

પેલી કહેવત કે વારંવાર મુરબ્બીઓ અને વડીલો જુવાન છોકરાઓ આગળ ટાંકી બતાવે છે કે:-

"રાતે વ્હેલા જે સુવે, વ્હેલા ઉઠે વીર,
બળબુદ્ધિ ધન રો વધે, સુખમાં રહે શરીર."

આ કહેવત કોઇ ઉંઘણશીએ શોધી કહાડી હોવી જોઇએ. તબિઅતનું તો જાણે સમજ્યા, પણ વહેલા સુવાથી બુદ્ધિ કેમ વધતી હશે ? એમ તો મારો કાકો ગોઠી-આમાં રાતના સાત વાગામાં સુઈ જાય છે તે છેક સ્હવારે જાગે છે. તેની બુદ્ધિ તો કંઇ વધી નથી. જો રાતે વહેલા સુનારા-ઓ બુદ્ધિમાન હોય તો પછી વરસના ૩૬૫ દિવસ મધરાત સુધી પોતાની ઓફી-સોમાં બેસી રહેનારા તંત્રી મહાશયો માટે શું કહેવું ? શું એ લોકો અક્કલના ઓથમીર છે. નાટક, સીનેમાની વાત બાજુએ મૂકીએ પણ પાર્લામેંટ જેવા ઇંગ્લાંડના આગેવાન ધારાસભાના મેંબરો રોજ રાતના ઉજાગરા કરે છે તો શું તેઓ ઉલ્લુ છે, મૂર્ખા છે. એ તો ગામડાંમાં જ્યાં બીજો કામધંધો ન હોય ત્યાં લોકો વહેલાં પહેલાં અંધારૂં થતાં પથારીમાં પોઢાઇ જાય તે એ લોકને પાલવે. મોટાં શહેરોમાં વહેલા સુવું કોઇને પણ પોષાય નહી.

વળી રાતે વહેલા સુવાથી ધન વધે એ વાત સદંતર ખોટી છે. ખરી રીતે તો મધરાત સુધી જે માણસ રાતે બજારમાં રહે, અને અમેરિકન ફ્યુચરના છેલ્લામાં છેલ્લા ખબર મેળવે, અને જેનો બરાબર આંક ફરક લાગે તેજ માણસ ધનનું મ્હોં જોઇ શકે બીજા નહી. કેટલેક સ્થળે ધનની રેલંછેલ આમજ થાય છે.

## આપણે વ્હેંત નમીએ તો—

પેલી કહેવત છે ને કે આપણે "વ્હેંત નમીએ તો બીજો હાથ નમે." મેં આ કહેવતની સચ્ચાઇ પુરવાર કરવા એ અખતરો અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો. એક દિવસે સ્હવારથી સાંજ સુધી જે કોઇ ઓળખીતું મળે તેને નાક આગળથી બરાબર એક બીલ્લસ માપીને મેં સલામો કર્યા કરી, પણ કોઇએ મારી સલામના પ્રત્યુત્તરમાં માત્ર પોતાની એક આંગળીજ ઉંચી કરી, કોઇએ માત્ર પાંનછેરીયું હલાવ્યું, કોઇએ માત્ર હસીને એક આંખ કાણી કરી બીજી આંખ નચાવી, પણ બાર કલાકમાં કોઇ પણ મને આખો હાથ લાંબો કરીને નમ્યું નહી.

ઉપલી કહેવત જોડનાર મૂર્ખો હતો. લોકો આપણને રસ્તામાં મળતાં સલામ કરે તે આપણી શ્રીમંતાઇ અને આપણા

અધિકારના પ્રમાણમાં. આપણે ખાસ્સી પચાસ હજારની રોલ્સ રોઇસમાં ફરતા હોઇએ તો હાથ શું બન્યો છે? બોળખીતાં પાળખીતાં અને સગાંવહાલાંઓ જમીનપર સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી સલામ કરે, આપણે મોટરમાં હોઇએ તો હાથ ઉંચો કરી સલામ કરે, આપણે ભાડુતી વીકટોરીયામાં હોઇએ તો એક વ્હેંત માપીને સલામ કરે, આપણે ટ્રામમાં હોઇએ તો આંગળી ઉંચી કરી સલામ કરે, અને આપણે ટાંટીયા ઠોકતા હોઇએ તો સલામ કરવાના અખાડા જ કરે.

## ધીરજનાં ફળ મીઠાં

ખોટી વાત છે. એક વખત એક ગાર્ડન પાર્ટીમાં ગયો હતો. મેળાવડાના મુખ્ય મ્હેમાન આવ્યા. તેમની જોડે હાજર રહેલાઓની ઓળખાણ કરાવવામાં આવી, થોડુંક સંગીત થયું, થોડાં ભાષણો થયાં. પછી સઘળાઓ લાઇટ રીફ્રેશમેન્ટ લેવા ઉપડયા. એક ટેબલ પર લીલો મેવો બિછાવ્યો હતો. લોકો તેના પર તૂટી પડયાં. ધીરજ રાખવાથી મને કોઈ મીઠાં ફળ ખવરાવી જશે, એ આશાથી હું બાજુએ ઉભો રહી ગયો અને ટેબલ આખું સફાચટ થઇ ગયું. ફળજ ન રહ્યાં, ત્યાં તેની મીઠાશ હું કયાંથી અનુભવું.

## સંતોષી નર સદા સુખી

આ કહેવત માણસ જાતની પ્રગતિના માર્ગમાં એક મોટા પત્થર સમાન છે. કુદરતનો નિયમ છે કે દરેક વસ્તુમાં ફેરફાર થવો જોઇએ, અને માણસે આગળ વધવું જોઇએ. સંતોષ એ સુફલીસ અને બાચીયાંઓની પોતાની નબળાઈ, સાહસની ઉણપ, આગળ વધવાની આવડતની અછત પર ઢાંકવાની શાલ છે. આ જમાનામાં તો જે ધાધલ કરે, જે પોતાના ઢોલ તાસાં વગાડે, જે પોતાનાં બોલ પોતે બોલી પોતે વેચે તેજ માણસ આગળ વધી શકે.

## રૂપવતી ભાર્યાશત્રુ

કોઇ બાયલાને રૂપવતી ભાર્યા મળી હોય તો તે તેની શત્રુ થાય, પણ જે ખરો મર્દ હોય, જેનામાં પુરૂષતત્વ હોય, પોતાની જાતનું અને પોતાની સ્ત્રીનું રક્ષણ કરવાની જેનામાં તાકાત હોય, તેને માટે તો રૂપવતી ભાર્યા શણગાર રૂપ બને. અર્જુન, ભીમ, રામચંદ્ર વગેરેને રૂપવતી સ્ત્રીઓજ હતી, એ તો The Brave deserves the fair."

## ઝાઝા ઘરનો પરોણો ભુખે મરે

વાત તદ્દન પાયા વગરની. એક વાર હું દેશમાં ગયો હતો ત્યારે બીજે ગામ મારાં સગાંવહાલાંને મળવા ગયેલો. તે ગામમાં મારાં ઘણાં સગાંવહાલાં હતાં. અને મને બધાંને ત્યાંથી આમંત્રણો આવવા લાગ્યાં—ઉપલી કહેવત મને યાદ આવી. એ કહેવતને મેં ખોટી ઠેરવવાનો ઇરાદો કર્યો. જે મને આમંત્રણ આપી જાય તેને ત્યાં હું જવા લાગ્યો અને પેટ ભરી ભરીને ખાવા લાગ્યો—હું ભુખે મરું તે કરતાં આ રસ્તો મેં અજમાવ્યો. મારાં સગા-

# ભૂરાભાઈનો ગૃહસંસાર

કેટલીક વ્યક્તિઓ એવીજ આવે છે કે તેના ઉપર ગમે તેટલો આપણે ઉપકાર કરીએ તો તે કાળમીંઢ પત્થર પર પાણી રેડયા બરાબર થાય. ઉપકારથી બિલકુલ પલળે નહીં, તેમ પોચો પણ થાય નહીં. એમનો સ્વભાવજ એવો સંકુચિત અને હલકો હોય છે કે આપણે તેનું કલ્યાણ કર્યું હોય, તેને મદદ કરી હોય, કવખતે તેની સ્હોડે ઉભા રહ્યા હોઇએ તો તે એમજ સમજે કે એ બધું તેનાં નશીબને જોરેજ થયું. અને તેના પર આપણે ઉપકાર કર્યો છે એ વાત તેને યાદ આપીએ તો તે આપણો દુશ્મન થઇ જાય અને આપણી બદબોઇ કરવા લાગે.

## પેલા ભૂરાભાઇ

અમારા ભૂરાભાઇના સંબંધમાં અમને કંઈક આવો અનુભવ થયો. તેની ભીષ્મ પ્રતિજ્ઞા અમે સાચવી લીધી. ગાંધીજીની વાંસે વાંસે એ તો મફતની કીર્તિ ખાટવા બહાર કૂદી પડેલો પણ અમે સીફતથી તેની બાજી સુધારી લઇ તેની નાતમાં તેની આબરૂ વધારેલી તેનો વરઘોડો સુદ્ધાત કઢાવ્યો, અમારી ઓફીસમાં પણ તેનું માન વધારેલું. અને તેના સસરા જોડે તેને નહોતું બનતું તે બનાવ કરાવી આપી, તેની વહુ કમળાને તેને ઘેર આણેલી, આ બધું મારી અને વાલજીભાઇની કુનેહથી બનેલું. અને છતાં જ્યારે પોતાની ગરજ સરી કે અમે તેના વેરી તેના વેરી બની ગયા. તેણે અમારી જોડે બોલવાનું છોડી દીધું, એટલુંજ નહીં પણ અમે જે નાટક કર્યું હતું તેનો લાભ લઇ તે પોતે જાણે ખરેખરો મહાત્મા અને મહાપ્રતાપી વ્યક્તિ હોય તે પ્રમાણે વર્તવા લાગ્યો.

## સેવા

અગાઉ ભૂરાભાઇની પત્ની કમળા તેને ઝાઝી દાદ નહોતી દેતી. પોતાના પતિદેવનાં પાખંડ અને સ્વભાવ તે બરાબર જાણતી હતી: એટલે એ કંઇ બોલે તો સામાં ચાર વેણ સંભળાવતી. પણ પેલા ભીષ્મપ્રતિજ્ઞાના પ્રસંગ પછી કમળાને બાપડીને ભ્રમ થઇ ગયેલો કે પોતાના પતિદેવ કોઇ પ્રતાપી નર છે અને એ લુચ્ચો ભૂરીઓ તેની એ જાતની માનસિક વલણનો આબાદ લાભ લેતો હતો. તે પોતે જાણે વિષ્ણુ ભગવાનનો અવતાર હોય અને કમળા જાણે લક્ષ્મી હોય તેમ તેની પાસે સેવા કરાવતો હતો, અને તે પણ જાણે અગાઉનું વ્યાજ સુદ્ધાત વસુલ લેતો હોય એવું જોનારને લાગતું.

## ઢોંગ

પ્રતાપી પતિદેવનો પાઠ ભૂરીઓ આબાદ ભજવતો હતો. ભીષ્મપ્રતિજ્ઞા પછી કમળા

તેની સાથે રહેવા આવી ત્યારથી સતીધર્મ પતિસેવાના ગ્રંથો ભૂરીઆએ સ્વમુખે કમળાને વાંચી સંભળાવ્યા હતા અને પતિની સેવાથી સ્ત્રીઓમાં સતીત્વનો કેવો પ્રભાવ આવે છે તે સમજાવ્યું હતું. આ જાતનું જ્ઞાન પોતાની સ્ત્રીને ભૂરીઆ આપે તેમાં કશો વાંધો લેવા જેવું નહોતું, પણ અમને જે ચ્હીડ ચડતી તે તેના ઢોંગને લીધે ચડતી હતી.

### કમળાની દિનચર્યા

કમળા સ્હવારે પાંચ વાગે ઉઠતી. પતિ દેવ ભૂરાભાઈ ઘોરતા હોય ત્યાં તેમના જમણા પગનો અંગુઠો ધોઇ પાણી પીતી. પછી એના પ્રાણનાથ ઉઠતા, સ્નાનાદિ ક્રિયાથી પરવારી મૃગચર્મ પાથરી બહુજ ઠઠેરાથી પૂજા કરવા બેસતા. કપાળે અને શરીરે ભસ્મ લગાવી "ૐ" મંત્રનો રણકાર આખો માળો સાંભળે તે પ્રમાણે કરતા. મોટે અવાજે ગીતા વાંચતા. ગીતાના અધ્યાયનું વાંચન કરતાં કરતાં પણ કદાચ જો તેને ભૂખ લાગે તો નૈવેદ્ય માટે રાખેલું કેળું તે ખાય લેતા. એક બે સટોડીઆ પાડોશીઓને તેમનાપર શ્રદ્ધા થઇ તેથી તેમની ઓરડીમાં આવતા અને તેમની જોડે આંક ફરક અને અમેરીકન રીચરની વાત કરતા. પૂજા કરતાં કરતાંજ રસોડા તરફ નજર કરી બૂમ મારતા કેઃ—

"શ્રીમતી! ઠાકોરજી માટે દુગ્ધ લાવો."

કમળા કઢેલું કેસરીયા દૂધ, બદામ પીસ્તાં નાખેલું તેને માટે લઇ આવતી, તે ભૂરીઆ લહેરથી ગટગટાવી જતો. કમળાએ દૂધ પીધું કે નહીં, અથવા એ બાપડીને ભૂખ લાગી હશે કે નહીં તેની એ ભૂદેવ ચિંતાજ નહોતો કરતો.

### ફીલસુફી

કમળા તેને માટે દુધનો કટોરો લઇ આવે ત્યારે તરત વ્યાખ્યાન બંધ કરતો, બંધ થઇ સીધો અક્કડ બેસી મુખ ઉપર ગંભીરતા આણી ભૂરીઓ ફીલસુફી હાંકતો અને કમળા અને ઓરડામાં જમા થએલા માણસોને છક્ક કરી નાંખવા પ્રયત્ન કરતો. વાર્તાલાપ કમળા સાથે આ પ્રમાણે ચલાવતો.

### નાટકી

"શ્રીમતી!"

"જી, પ્રાણનાથ!"

"આ શું લાવ્યાં?"

"દૂધનો પ્યાલો નાથ!"

"દૂધમાં શું છે?"

"સાકર નાંખી છે નાથ!"

"સાકર શબ્દ બહુ ગ્રામ્ય છે, શર્કરા બોલો."

"જી, શર્કરા નાંખી છે."

"જુઓ મારો પ્રેમ શર્કરા જેવો છે."

"મોંરાં અહોભાગ્ય ત્યારે."

### જમવા વખતે

જમવા વખતે પણ બહુજ ડોળ અને દીમાકથી ભૂરાભાઇ જમવા બેસતા. પોતાને જોઇએ છે એમ સીધું કહેવાને બદલે આડી વાત એમ કરે; કે "શ્રીમતી કમળા!

આજે આપણા ઠાકોરજીને દાળ ઢોકળી ધરાવવાની વૃત્તિ થઇ છે, તો આજે તે બનાવજો, અને બની શકે તો પાપડ વળી સેવ પણ તૈયાર કરજો.."

**જતી વખતે**

જમી ખાઇ પરવારી ભૂરીઓ ઓફીસમાં જવા તૈયાર થાય ત્યારે કમળા તેને ડગલો પહેરાવે. તેની પાઘડીને ફટકો મારી આપે. તેના જોડાને પણ લૂગડાના કટકાથી સાફ કરી આપે. આમ બધું નાટક ચાલતું.

**શ્યામ ઝુલે**

અને સાંજે ઓફીસમાંથી ઘેર આવતાં પોતે જાણે ઓફીસમાં કેવીક સખત મજુરી કરી થાકી ગયો હોય એવો ડોળ ભૂરીઓ કરે. કમળા તેનાં લૂગડાં ઉતારે. ભાઈ સાહેબ હીંડોળા ખાટ પર બેસે, અને કમળા તેને પંખાથી પવન નાંખતી ધીમા ધીમા ઝુલાવે, "શ્યામ ઝુલે હીંડોળે મધુ બનમે"નો આખાય પ્રસંગ ભજવાય. આવી રીતે ખૂબ હીંચક્યા પછી કમળા ચાહનો પ્યાલો તૈયાર કરી લાવે તે ભૂરીઆ મહારાજ પ્રેમથી આરોગે, અને પછી રાતની રસોઈ કમળા કરતી હોય ત્યારે મહાત્મા ભૂરાભાઈ રસોડામાં તેની સામે પાટલો નાંખી સતીઓના ધર્મ વિષે તેમની આગળ પાછું વિવેચન કરે.

અને શયન કરતાં શેષ નાગ પર સૂતેલા વિષ્ણુ ભગવાનની માફક ખાટલામાં સૂતાં સૂતાં ભૂરીઓ કમળા પાસે પોતાના પગ તળાંસાવે.

**વિચિત્ર વાર્તાલાપ**

આ બધી સેવાઓ કમળા પોતાના પ્રાણનાથ બહુ ઉંચી કક્ષાએ પહોંચ્યા છે એમ માની મુંગી મુંગી કર્યા કરતી. ન્હાની ન્હાની વાતમાં ભૂરીઓ તેને ટક ટક કર્યા કરતો તે સાંભળી લેતી. કેટલીક વખત તો નજીવી વાતમાં ભૂરીઓ તેની જોડે લડતો. એક વખત એ દંપતી વચ્ચેનો આ જાતનો વાર્તાલાપ અમારી કર્ણેન્દ્રિયને અથડાયો.

"કાચની બરણી ક્યાં?"

"તેમાં તો મેં મીઠું ભર્યું."

"શા માટે?"

"બીજી બરણી ન્હોતી એટલે."

"બહુ ખોટું કર્યું."

"કેમ?"

"તેમાં મારે મુરબ્બો ભરવો હતો!"

"તો મુરબ્બા માટે બીજી લાવશો?"

"એ નહી બની શકે."

"ત્યારે?"

"મીઠું પાછું થાળીમાં કહાડી નાંખો."

"પણ થાળીઓ ઘરમાં થોડી છે."

"મને સામો જવાબ ન આપો. સતી સ્ત્રીનાં લક્ષણ સમજો."

"જી નાથ! આપની આજ્ઞા માથે ચઢાવું છું."

આવી આવી રીતે ભૂરીઓ ન્હાની ન્હાની વાતમાં કમળા જોડે ટક ટક કરતો પણ એ ડાહી સ્ત્રી બોલતી નહીં. કમળા જરા ભોળી પણ હતી, પોતાના પ્રાણનાથ આ બધા ઢોંગ કરે છે એ વાત તે સમજી શકતી નહી.

હદ આવી

પણ જેમ જેમ કમળા ભૂરીઆને વધુ અને વધુ આકર્ષિત થવા લાગી તેમ તેમ એ વધુ અને વધુ સ્વાર્થી થવા લાગ્યો, પોતાની જ એકલાની સગવડ સમ્ભાળ લેવી કાળજી રાખવા લાગ્યો. સ્ત્રીઓના ધર્મ અને ફરજ હોય તો આનુષંગિકપણે વળી સામો પત્નીઓની તરફ ફરજ હશે કે કેમ તે એ સમજતો નહીં. તેને પોતાના ધર્મનું ભાન નહતું, ફરજની તેને દરકાર નહતી.

એટલામાં નાતાલ-ઍંડ મહિનો આવતાં ભૂરીઆભાઇએ ઓફીસમાંથી દરરોજ સાંજે જરા વ્હેલા ઘેર જઇ સાદીની પરીઓને પોતાની ખોલીમાં એકઠી કરી ઓખાહરણ વાંચવાનું શરૂ કર્યું અને તે સાથે સાથે કેટલીક રસિક અને ઉખડેલ વિધવા સ્ત્રીઓ સાથે નયનચાપલ્ય શરૂ કર્યાં. અને રસિકતા કેળવવા માંડી. આમ થવા લાગ્યું એટલે કમળાની ધીરજની હદ આવી રહી તેનામાં સ્ત્રીઓને સહજ એવી ઇર્ષાની લાગણીનો સંચાર થયો. તેણે એ વિષે એક વખત પોતાના પ્રાણનાથ ભૂરાભાઇનું ધ્યાન ખેંચ્યું. પણ તે તો કમળાને ગળે પડયો અને બોલ્યો કે "જે સ્ત્રી પોતાના પતિનાં દૂષણ જુએ તેનાં છિદ્ર જુએ તે રૌરવ નર્કમાં પડે." એટલે કમળા બિચારી મુંગી રહી.

ઓખાહરણમાંથી ભાગવત, અને ભાગવતમાંથી દરરોજ સ્હાંજે ભૂરાભાઇના ઘરમાં ભજનમંડળીઓ જામવા લાગી, અને ગામની વૈષ્ણવીઓ ભૂરા મહારાજની મીઠી જબાન પર આફરીન થઇ તેને ત્યાં હરિ ભજન કરવા આવવા લાગી.

આખરી રસ્તો

કમળા ભૂરાનાં આ જાતનાં નખરાંથી બહુ મુંઝાણી ત્યારે મારી અને વાસુભાઇની સલાહ લેવા આવી. અમે ભૂરાને સીધો કરવા એક આબાદ નુસખો શોધી કહાડયો, અને અમારા બે દોસ્ત વાંગીઓની મદદ લીધી અને તાગડો રચ્યો.

ભૂરાને ત્યાં ભજનમંડળીમાં બે બહુજ ખુબસુરત બાઇઓ આવવા લાગી. ઉત્તર હિંદુસ્તાનની કોઇ શેઠાણીઓ હોય એવી એ લાગતી હતી અને છાપામાં ભૂરા મહારાજની કીર્તિ સાંભળી એમનાં દર્શને આવી હતી એમ એ લોકોએ જણાવ્યું. એ બાઇઓ દરરોજ ભજનમંડળીમાં આવતી. પોતે પણ મંજીરાં સાથે ભજનો ગાતી, અને ભૂરાભાઇની ઓરડીમાં સંગીત અને ભજનની રમઝટ જામતી. એ બાઇઓ એકનું નામ મૃણાલિની અને બીજીનું નામ ચંપાવતી, તે ભૂરાભાઇના ઘરમાં એટલી બધી હળી ગઇ કે ઘણી વખત મહારાજશ્રી ભૂરાભાઇને સ્વહસ્તે દૂધ બનાવી આપતી.

એક દિવસે ભૂરાની નાતનાં માણસો ભૂરાને ત્યાં આવ્યાં હતાં. બીજાં પણ ઉંચી નાતનાં માણસો તેને ત્યાં આવ્યાં હતાં, અને પેલી મૃણાલિની અને ચંપાવતી લોકોને દૂધના પ્યાલા આપી રહી હતી, ત્યાં હાય

માં આહુવાળો એક મેલાંઘેલાં કપડાંવાળો પુરૂષ ઉપર ચઢી આવ્યો અને ચંપાવતી તરફ જોઈ બોલ્યો કે; "અલી ચાંપલી ઘેર હાલ, આ મહારાજે તો તને ગાંડી કરી મૂકી છે."

**ફજેતો**

પેલાં મેલાં કપડાંવાળાને જોઈ ભૂરીઓ ઢબ્બ થઇ ગયો, અને પેલાં ખુબસુરત બૈરાંઓને સંબોધીને બોલાવતો સાંભળી થાંભલાની માફક સ્થિર થઈ બેઠો. પેલાં ઢેડ જેવા દેખાતા માણસને જોઈ ભૂરીઆને પેલી બાઇઓને તેમની નાતજાત સંબંધી પૂછવાનું મન થયું, અને હિમ્મત કરીને ગભરાતો ગભરાતો ઝંખવાણો પડીને પૂછ્યું: "આપ બ્હેનો કઇ નાતે છો?"

"અમે ભંગીઓણો છીએ." પેલી બંને જણીએ જવાબ દીધો.

પછી શું બન્યું હશે તે કલ્પી લેજો.

**પરિણામ**

એક પરિણામ આવ્યું. ભૂરાભાઇને ત્યાંની રસમંડળી પડી ભાંગી. ભૂરો જીંદગીભર મહાત્મા થવાના ઢોંગ કરતો ભૂલ્યો અને તેની પત્ની કમળાનું જોર વધ્યું. કમળા ભૂરાના બધાયે ઢોંગ જાણી ચૂકી. પહેલાં શું બન્યું હતું તે પણ અમોએ જણાવી દીધું હતું. એટલે કમળા હજી પણ "કેમ મારા ભૂરા મહાત્માજી!" કરીને કાન પકડીને ભૂરાભાઇને બેસઉઠ કરાવે છે.

# નખરાળો નાવલિયો

વાંચક! જીવન એક નાટક છે અને એ નાટક જેટલું સુરમ્ય હોય છે તેટલું જીવન આનંદમયું બને છે. પણ જીવન જેમ નાટક છે, તેમ કેટલીક વ્યક્તિઓનાં જીવનમાં નાટક પણ એટલું બધું ઓતપ્રોત રીતે વણાઈ ગયું હોય છે, કે નાટક જ તેનું જીવન બની જાય છે, અને તેવા માણસો હમેશાં નાટકી જીવન જ જીવે છે, અને એમ કરતાં કેટલાક છબરડાઓ કરી મૂકે છે. આ નાટકી જીવન પર વધુ વિવેચન નહિ કરતાં હું આવું એક નાટકી જીવન જીવનાર મારા પરિચયમાં કેમ આવ્યો તેના કેટલાક રમુજી પ્રસંગોની કહાણી ત્હારી સમક્ષ પીરસું છું.

× × × ×

વાત એમ છે કે મારું લગ્ન કાઠિયાવાડના એક શહેરમાં વસતા સંસ્કારી અને શ્રીમંત ઘરના સુખી કુટુંબમાં થયું હતું. મારી પત્ની સરલા પણ સુશીલ, સાદી, ભોળી અને ભાવનાશીલ હતી. મારા સસરા કાઠિયાવાડના એક રજવાડાના ઉપરી અમલદાર હતા અને તેઓ શહેરની બહાર વસેલાં રમણીય પરામાં એક મોટા ભવ્ય કમ્પાઉંડવાળા અને સુંદર બગીચાવાળા બેઠા ઘાટના બંગલામાં રહેતા હતા. એમનું કુટુંબ બહુ જ મોટું હતું. તેની સાથે ચાકર નોકર અને છૈયાં છોકરાંઓથી તેનું આંગણું હમેશાં આનંદ મંગળમાં રહેતું. આવા મંગળમય વાતાવરણમાંથી મારી સુશીલ પત્ની સરલાને મુંબઈના મારા વ્યવસાયમય અને ધાંધલિયા વાતાવરણમાં હું લઈ જવા ખુશી નહોતો. એટલે હું દર વરસે એક માસની રજા લઈ અહીં સરલા પાસે આવી જતો; પણ આ વરસે જ્યારે હું એક માસની રજા સરલા સાથે વિતાવી મુંબઈ આવવાનો હતો ત્યારે તેને આગલા દિવસે વહેલી સવારે ઉઠી એ પતિભક્ત પત્નીએ હઠ પકડીને ઘણી જ લાગણીવશ બની ગભરાયેલી હરિણીની જેમ, મારા પડખામાં લપેટાઈ જઈ, મારા ખભા પર તેનો મુલાયમ અને કોમળ હાથ મૂકી, મધુર અવાજે કહ્યું:

"જુઓ તમે દર વખત ખોટાં બહાનાં બતાવી મને બનાવી ચાલ્યા જાવ છો,

પણ આ વખતે તો તમારે મને મુંબઇ સાથે લઈ જવી જ પડશે."

"અરે વાહ, સરલા! શું હું તને બનાવું છું? બિલકુલ નહીં. તને છોડીને જતાં મને જરાયે ગમતું નથી, પણ આવા આનંદ કિલ્લોલભર્યા વાતાવરણ માંથી ઉંચકીને તને મુંબઇના ધાંધલ ધરપચવાળા વાતાવરણમાં હું એટલા માટે નથી લઇ જતો કે ત્યાં તને એક મિનિટ ગોઠશે નહીં. નાની નાની જ ગ્યાઓમાં રહેવું, પક્ષીઓના માળાઓ તો સ્વતંત્ર માલીકીના હોય છે પણ આ મુંબઇના માળાઓમાં તો અનેક જાતનાં અને જુદા જુદા સ્વભાવનાં માણસો વસે. વળી હું આખો દિવસ એટલો બધો રોકાયલો રહું છું કે સવારે દસે જાઉં ને રાત્રે દસ વાગેજ ઘેર આવું. આવી પરિસ્થિતિમાં તું એકલી, અટુલી મુંઝાઇ જઇશ એમ ધારીને જ હું તને મુંબઇ નથી લઇ જતો, સમજી?"

"હવે સમજ્યાં ઇતો! તમે રાત્રે દસ વાગ્યે તો ઘેરે આવશો ને? પણ અહીં તો એવા કેટલાયે રાત્રિના દસ વાગશે તોયે તમારાં મુખદર્શન નહીં કરી શકું તેનું કેમ? ગમે તેમ થાય પણ હવે હું એક મિનિટે તમારા વગર નથી રહી શકવાની. હું ગમે તે અગવડ ભોગ વવા તૈયાર છું, પછી શી હરકત છે!"

સરલાએ જરા આવેશમાં આવી જઇને કહ્યું અને તેની દલીલ પાસે હું હારી ગયો. મેં માથું ખંજવાળ્યું અને બોલ્યોઃ

"તો ભલે સરલા થઇ જા તૈયાર!" આમ કહી હું સરલાના ગોરા ગોરા ગાલપર એક ટપલી મારવા જતો હતો, પણ એટલામાં તો તેની જ કોમળ કરાં ગુલિઓની એક ધીમી લપડાક મારા ગાલપર પડી. અને એ ચતુર ચપલા કુદીને મારા ઓરડામાંથી બહાર ક્યારે ચાલી ગઇ એ મને ખબર ન પડી. જતાં જતાં એ બબડતી ગઇ.

"કાં, હવે કેમ માન્યા! લુચ્ચા નહિ તો..."

× × × ×

સરલા અને હું મુંબઇ આવ્યાં. હું મુંબઇના ભોઇવાડામાં આવેલા એક ભરચક ભરેલા માળામાં નાની બે ઓ રડીઓ વાપરતો હતો. મારે કોટમાં એક ઇમ્પોર્ટ એકસપોર્ટની ઓફી સમાં નોકરી હતી અને આખો દિવસ વેપારીઓ સાથે જ કામ રહેતું હોવાથી સવારના દસથી રાતના દસ વાગ્યા સુધી મારકીટો અને બજારોમાં જ ભ ટકયા કરવું પડતું. આમ પહેલે દિવ સેજ સરલાને તેનું એકાકી જીવન સાલ્યું. હું જ્યારે રાત્રે દસ વાગે ઘેર આવ્યો ત્યારે સરલાનું મોઢું કુવાંવીયાં, અને

લોટ ફાકવા જેવું થઇ ગયું હતું. તે બિચારી મને ઉપાધિ થાય એ વિચારે કંઇ કહેતી ન હતી તે હું સમજી ગયો હતો. હું સ્વગત જ સ્મિત કરી હાથ પગ ધોઇ જમવા બેઠો. સરલાએ બે થાળીઓ પીરસી અને જમતાં જમતાં મેં સરલાને પ્રશ્ન કર્યો:

"કાં અહીં ગમે છે ને ?"

"કેમ ન ગમે ! રાત ક્યાં જાય છે એ કંઇ ખબર નથી પડતી, પણ... પડોશ... કંઇ નહિ." કહી એણે ભ ળતી જ વાત ઉચ્ચારી અને દેશમાં પહોંચનો કાગળ લખ્યો કે કેમ વિગેરે વાત પર મને ચડાવી દીધો. હું એ પતિવ્રતા પત્નીની કુનેહ સમજી ગયો અને જમી પરવારી રાત્રે નિરાંતે જ્યારે હું પથારીમાં પડયો, ત્યારે મેં સર રલાને પૂછયું:

"સરલા, જમતી વખતે 'પડોશ' કહીને તેં વાત પડતી મૂકી એ તું શું કહેતી હતી ?"

"કંઇ નહિ હવે મૂકોને એ પંચાત વળી અત્યારે ક્યાં લઇ બેઠા."

"ના ના, મારા સમ તારે કહે વુંજ પડશે."

"વાતવાતમાં સોગન શું ખાતા હશો ! તમને તમારી કિંમત નહીં હોય પણ અમને તમારી બહુજ કિંમત છે. સમ જ્યાને ! તમારા સોગન આપ્યા તો હવે હું કહું છું. અહીંનો પાડોશ તો પ્રભુ તોબાહ છે.

આ પહેલા દિવાનખાનામાં કોઇ વૈષ્ણવ કુટુંબ રહે છે. તેના કુટુંબમાં માણસો તો ઘણાં છે, પણ તેમાં ડોસા ડોસીઓ પાંચ છ જેટલાં છે અને તે બધાં મરજાદી લાગે છે. તે બધાંની વચ્ચે એકના એક છોકરાની એક યુ વાન વહુ છે. પણ સવારે ઉઠે છે તે રાતના સુવે છે ત્યાં સુધી તેની ઉપર તરપીટ જ બોલાવે છે. અને આવી કડ કડતી ઠંડીમાં યે દિવસમાં ચાર પાંચ વખત તેને ઠંડે પાણીએ નળ ઉપર નવરાવે છે. ઘડી ઘડીમાં છોવાય જાય, અભડાય જાય અને ભ્રષ્ટ થઇ જાય. તેમાં યે આજે તો તેઓએ હદજ કરી. એ વહુનો એક ચાર પાંચ વરસનો છોકરો રમતો રમતો આપણી ઓરડી પાસે આવ્યો હશે અને બહાર પડેલાં મારાં ચંપલમાંથી એક ઘરમાં લઇ જઇ તેના ઠાકોરજી જે એક ખુણામાં મુકેલા કબાટમાં બિરાજે છે, તેની આગળ જેમ ભોગ ધરે તેમ મુકી અને મોટાંઓ જેમ કરે છે તેમ તેને બે હાથ જોડી તેની કાલી કાલી ભાષામાં 'ભગવાન આ માલી ભેત' 'ભગવાન આ માલી ભેત' એમ કહી રમતો હતો, એટલામાં એક ડો સાની નજર તેના પર પડી. અને તેણે ભગવાનને ભ્રષ્ટ કર્યા કહી એવો તો

માર્યો કે એ ફુલ જેવું ભૂલકું રડીરડીને બેજાર બની ગયું. ઓ પ્રભુ! જોઇને ત્રાસ છુટે એટલો નિર્દય માર હોય!"

આમ કહી સરલાએ એક ઊંડો નીસાસો નાખ્યો; એટલે મેં કહ્યું:

"હોય એ તો એમ જ ચાલ્યા કરે, પણ તેમાં તું આટલી બધી કેમ ગભરાય છે?"

"ન કેમ ગભરાઉં. અરે પછી તો એ લોકોએ મને પણ કેટલીએ ગાળો ભાંડી અને કહ્યું કે 'ખબરદાર જો હવેથી બહાર ચંપલ રાખ્યાં છે તો!' હું તો બાઇ ચુપચુપ ઘરમાં જ ભરાઇ ગઇ."

સરલાની આ વાત સાંભળી મેં જરા સ્મિત કર્યું અને કહ્યું:

"પણ તો આ બીજાં પાડોશીઓ ક્યાં નથી. આ લવજીભાઇ લોહાણા છે, વનમાળીભાઇ વાણિયા છે. તેઓનાં બૈરાં સાથે બેસઊઠ રાખવી."

"હવે જોયા તમારા લવજીભાઇ લોહાણાનાં વહુ લીલા બ્હેન, આખો દિવસ બારણાં બંધ કરી કંઇ ને કંઇ ખાધા જ કરે. અને દિવસમાં દસ વખત ઘાટીને મોકલી ભેળ, ભુંસો ને ચેવડો મંગાવ્યાજ કરે. કલાકે કલાકે પડીકું આવ્યું જ હોય; તેમાં બીજી વાત કરવાની એને ફુરસદ જ ક્યાં છે? અને વનમાળીભાઇનાં ઘરવાળાંની વાત જ મુકી દો, એનું તે કાંઇ જીવન છે. આખો દિવસ જાણે 'ઘરની ઘુંસ' હોય તેમ વહીતરું કર્યાં જ કરે છે. પૈસે ટકે તો સુખી જણાય છે. પણ આખો દિવસ મેલો અને ફાટેલો સાડલો પહેરી, મજુરી કર્યાંજ કરે. ન કંઇ સારું વાંચન કે ન કંઇ જીવનની મોજ. અને આ સામેની રૂમ તો બંધ જ રહે છે. તેમાં તો કોઇ ભાડુત જ આવતું નથી. આવા પાડોશમાં તો ખરેખર અકળાઇ જવા જેવું છે."

"હાં લેતી જાને! મેં તો પહેલેથી જ કહ્યું હતું કે તને મુંબઇમાં નહિ ગોઠે! પણ ગભરાઇશ નહિ સરલા! આપણે થોડા જ દિવસમાં કોઇ સારા સુશિક્ષિત પડોશમાં જગ્યા શોધી લઇશું. ચાલ હવે નીરાંતે સુઇ જા. મને પણ ઉંઘ આવે છે." અને અમે ઉંઘી ગયાં.

× × × ×

**ઘરમાં નાટક**

બીજે દિવસે રાત્રે જરા હું વહેલો ઘેર આવ્યો. ત્યારે મારી રૂમની સામેની રૂમનાં દ્વાર ખુલ્લાં હતાં અને એક યુવાન સ્ત્રી ઓરડીમાં બેસી રસોઇ કરી રહી હતી. મેં મારા હમેશના નિયમ મુજબ સરલાના મુખારવિંદનું નિરીક્ષણ કર્યું અને મને જણાયું કે આજે સરલા કંઇક આનંદમાં હતી. મેં કપડાં ઉતાર્યાં અને હાથ પગ ધોયા, એટલામાં

સરલાએ બે થાળીઓ પીરસી અને અમે બંને જણાંએ જમી લીધું. જમ્યા પછી પાન બનાવતાં બનાવતાં મેં સરલાને કહ્યું:

"સરલા! આજે હું એક સરસ જગા જોઇ આવ્યો છું. પડોશ પણ એટલો બધો કેળવાએલો અને સંસ્કારી છે કે તને ત્યાં મજા પડશે. કાલે જ આપણે ત્યાં રૂમ બદલી નાખીએ. ફકત તું જોઇને પસંદ કર એટલી જ વાર."

"નારે ના. હવે આપણે કંઇ રૂમ બૂમ બદલવી નથી. આજે તો મારો દિવસ પણ કેમ ચાલ્યો ગયો તેની મને ખબર પડી નથી." સરલાએ મ્હોં પર સ્મિત ફરકાવતાં કહ્યું,

"હેં...હેં...હેં...વળી ઘડીકમાં તને શું થઇ ગયું? જો પેલી જગા હાથથી જશે તો પછી પસ્તાઇશ હોં!"

"અરે, આજ સવારથી હું તો હસ્યા જ કરી છું. આ આપણી સામે નથુભાઇ અને પારવતી બ્હેન રહેવા આવ્યાં છે. તે આજ સવારથી જ આવ્યાં છે, પણ નથુભાઇ એટલા બધા ટીખળી અને આનંદી જણાય છે કે બસ આખો દિવસ કંઇ ને કંઇ નાટક કર્યા જ કરે છે અને મને પણ એમાં ઘણી ગમ્મત પડે છે."

"એવું તે એ શું કરે છે કે તું બસ ખુશખુશ થઇ ગઇ છે?" મેં પૂછ્યું.

"જુઓ જાણે વાત એમ બની કે નથુભાઇ અને પારવતી બ્હેન બપોરે બધો સામાન ગોઠવી રહ્યાં પછી નથુભાઇ નાટકે ચઢયા. તેઓએ બારણાં અરધાં વાસ્યા હતાં, પણ હું આપણી રૂમમાંથી આડી નજરે એ બધું નિહાળ્યા કરતી હતી. નથુભાઇએ પારવતી બ્હેનને તેની રૂમ સામે બાંધેલી પાટ પર બેસવા કહ્યું અને તેના હાથમાં એક નાટકની ચોપડી આપી બોલ્યા કે તું આ ગાયન ગા ને ગાજ. પારવતી બ્હેને બહુ જ આનાકાની કરી પણ છેવટે તેઓ પાટ પર બેઠાં અને ધીમે અવાજે ગાવા લાગ્યાં,

"થઇ પ્રેમવશ પાતળીયા...
મારા મનના માલીક મળીયા..રે..થઇ.."

પારવતી બ્હેન આ ગાયન ગાતાં હતાં અને નથુભાઇ તેને હીંચકા નાખતા નાખતા સામે નખરાં કરતા હતા, એટલામાં તેમના એક વૃદ્ધ કાકા અહીં આવી ચઢયા. તેઓએ બાજુની ચાલીમાં પડતી બારીની ફાટમાંથી ઘડીક તો આ નાટક જોયા કર્યું અને પછી એકદમ બારણાને ધક્કો મારી રૂમમાં ધસી ગયા. નથુભાઇ તો બિચારા એકદમ ખસીઆણા પડી ગયા અને પારવતી બેન એક છલંગ મારી દોડીને અહીં મારી પાસે આપણી રૂમમાં ઘુસી ગયાં, અને પછી અમે બંને ખૂબ હસ્યાં. ત્યારે

પેલા વૃદ્ધ કાકાએ નથુભાઇને ખૂબ ખંખેર્યા. તે મોટે સાદે કહેતા હતા:

"બેવકુફ! આમ ઘરમાં નાટક કરે છે તે જાને નાટકમાં જઇને નોકરી કરને. શરમ નથી આવતી" વગેરે...ઘણું કહ્યું. છેવટે નથુભાઇ નળેથી ડબલું ભરી પાયખાનામાં ઘુસી ગયા અને જ્યારે કાકા ગયા ત્યારે જ નથુભાઇ જાજરૂમાંથી નીકળ્યા અને ચુપચુપ માથે ટોપી મુકી મારકીટમાં તેની નોકરી પર ચાલ્યા ગયા. ત્યારથી હું અને પારવતી બ્હેન એ પ્રસંગ યાદ કરી હસ્યા જ કરીએ છીએ."

સરલાની વાત સાંભળી અમે બંને હસતાં હસતાં ઘાટીએ કરી રાખેલી એ પથારીમાં જઇ પડયાં.

× × × ×

**ઝોળીમાં બિલાડી**

વળતે દિવસે વહેલી સવારે હું મારા હંમેશના ટાઇમ મુજબ જમી પરવારી ઓફીસે જવા દાદર ઉતરતો હતો, એ ટલામાં દાદર ઉપર મને નથુભાઇ હાથ માં એક મોટાં લાલ કપડાંની બનાવેલી શાકની ઝોળી લઇ સામા મળ્યા. અમે એકબીજાથી અજાણ્યા હતા પણ સરલા એ મને તેના રમુજી સ્વભાવની વાત કરી હતી એટલે જરા ઓળખાણ કરી લેવાના ઇરાદાથી મેંજ તેને પહેલો પ્રશ્ન કર્યો:

"અરે નથુભાઇ! આ ઓરડીમાં તમે જ રહેવા આવ્યા છો કે?"

"હા, શેઠ! હું જ રહેવા આવ્યો છું. કેમ કંઇ કામ છે?"

"ના કામ કંઇ નથી. તમે આવ્યા તે ઠીક થયું. અમોને એટલી વસ્તી વધી."

આમ કહી હું મારે ટાઇમ થઇ જતો હોઇ એકદમ દાદર ઉતરી ગયો અને નથુ ભાઇ ઝોળી લઇ ઓરડીમાં દાખલ થયા.

હવે સરલાને આ માળામાં પારવતી બ્હેનનો સાથ મળ્યો હોઇ તેને ગોઠી ગયું હતું એટલે હું પણ નિશ્ચિંત મને કામ કરી આજે પણ મારા હંમેશના ટાઇમ મુજબ રાત્રે દસ વાગે જ ઘેર આવ્યો. સરલા ગરમાગરમ રોટલી બ નાવી રહી હતી, તે જોઇ મેં પૂછ્યું:

"કેમ અત્યાર સુધી હેરાન થાવ છો?"

"ઓહો, એમાં હેરાન વળી શાના! વહેલી રસોઇ કરી રાખું તો તમે આવો ત્યાં ઠરી જાય, એટલે આજે રોટલી કરવા જરા મોડેથી બેઠી."

"વાહ! ઘણું સરસ," કહી મેં કપડાં ઉતાર્યાં અને પાણીના લોટા ભર્યા. એટલામાં સરલા પણ રસોઇ કરી રહી, એટલે અમે બંને સાથે જ જમવા બેસી ગયાં અને ઘાટી વાસણ લઇ ગયો એટલે સરલા નીરાંત કરી મારી પાસે બેઠી; ત્યારે મેં પૂછ્યું:

"કેમ સરલા! આજે નથુભાઇએ કંઇ નાટક કર્યું હતું કે નહિ?"

"અરે, આજે તો એણે કમાલ કરી. તમે ગયા કે તુર્ત જ તે શાકની ઝોળી

...ઇ આવ્યા અને ઓરડીમાં જઇ ખીંટીએ લટકાવતાં પારવતી બ્હેનને કહ્યું કે; "હું બજારમાં જાઉં છું, ને આ ઝોળીમાં કોબીનું શાક છે તે બનાવી રાખજે. હું હમણાં જ આવું છું."

આમ કહી તે આ ચાલીમાં પડતી બારી પાસે લપાઇને ઉભા રહ્યા. તેને આમ ઉભેલા જોઇ મને નવાઇ લાગી અને હું તેને પૂછવા જતી હતી, તેટલામાં તો ઓરડીમાં પારવતી બ્હેને એક મોટી ચીસ પાડી અને "ઓય રે બાપ! સરલા બ્હેન, દોડો." કહી બૂમ મારી. આ ચીસ સાંભળી હું ત્યાં દોડી ગઇ. લીલાં બ્હેન, ગૌરાં ગરબાડી અને વનમાળીભાઇની વહુ પણ દોડી આવ્યાં અને મેં પારવતી બ્હેનને પુછ્યું:

"શું છે બ્હેન! બૂમ કેમ પાડી?"

"અરે, જુઓને આ ઝોળીમાં કંઇક છે."

મેં ધીમેથી લઇ ઝોળી ખુલ્લી કરી તો અંદરથી એક બિલાડીનું બચ્ચું કુદી પડયું. તે અમને બધાંને ટોળે મળેલાં જોઇ ગભરાઇ ગયું અને "મ્યાંઉં મ્યાંઉં" કરતું ચાલી બહાર દોડી ગયું. એટલે નથુભાઇ ઘરમાં આવ્યા અને પારવતી બ્હેન સામે ઉભા રહી નાટકના એકટરની અદાથી બોલ્યાઃ

"વાહ! મારાં બુલ બુલ વાહ! બિલાડીનાં બચ્ચાંથી પણ બીઓ છો! મેં તારી બહાદુરી જોવા જાણી જોઇને જ ઝોળીમાં બિલાડીનું બચ્ચું મુકયું હતું."

"રાખો, રાખો, હવે રાખો!" કહી પારવતી બ્હેને છણકો કર્યો. અને તેનાં આ નખરાં જોઇ અમે સહુ હસતાં હસતાં વિખરાયાં અને પારવતી બ્હેને ગુસ્સામાં ને ગુસ્સામાં નથુભાઇને જમવા બેસાર્યા.

નથુભાઇના નાટકી જીવનની આ વાત સાંભળી મારાથી બોલાઇ જવાયું.

"નથુભાઇ પણ કોઇ બડા લહેરી લાલા લાગે છે હો."

આમ કહી મેં આંખો મીંચી અને સરલાએ પણ તેની પથારીમાં પાસું ફેરવ્યું.

× × × ×

ભૂલેશ્વર પર નાટક

સવારના પહોરમાં જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે રોજ વહેલી ઉઠતી સરલા આજે હજુ ઉંઘી રહી હતી. એટલે મેં તેને જાગ્રત કરવા બૂમ મારી;

"અરે એય! ઉઠ ઉઠ. અત્યાર સુધી ઉંઘે છે તે પછી રસોઇ કયારે કરીશ?"

સરલા આંખો ચોળતી ચોળતી ઉઠી અને રૂમનાં બારણાં ઉઘાડતી બોલી:

"બસ, ભૂલી ગયા આજે શનિવારનો અપવાસ કરો છો તે?"

"અરે હા...ઠીક યાદ કર્યું. આજે તો દુધ પીને દિવસ કાઢવાનો છે કેમ?"

"હા પણ આજે શનિવાર છે તો સાંજે ઘેર તો વહેલા આવશો ને?"

"હા હા, જરૂર સરલા ! આજે તો અર્ધા દિવસની ઓફીસ છે. સાંજે આપણે ચોપાટી કે એન્ડસ્ટેન્ડ ફરવા પણ જઇ શકીશું. અને કાલે રવિવારે કોઇ નાટકમાં પણ જવાશે."

નાટકનું નામ સાંભળી નથુભાઇ એકદમ મારી રૂમમાં ધસી આવ્યા અને બોલવા લાગ્યાઃ

"એઇ, સરલા બેન, રમેશભાઇ, ભાઇ શ્યાબ, નાટક જોવા જાવ તો મને જરૂર તેડી જજો. મને નાટકનો બહુ જ શોખ છે."

"જરૂર જરૂર નથુભાઇ ! તમે અને પારવતી બ્હેન બંને આવજો. બોલો ચાર ટીકીટ લઇ આવું ને ?"

"ના ના. રમેશભાઇ ! ટીકીટ તો ત્રણ જ લાવજો. આ તમારી બેન તો ગામડાનું ભોથું છે ભોથું. એ નાટક બાટકમાં કંઇ સમજતી નથી. એ ચોપડી ભણીને મારા જેવા બહાદુરની બૈરી થઇ ગઇ છે. બીજું કંઇ એ સમજતી નથી."

"સારૂં સારૂં નથુભાઇ, પણ એને એક નાટક તો જરૂર બતાવો. આજે હું ચાર ટીકીટ લેતો જ આવીશ. પણ તમને મારકીટમાંથી કાલે રજા તો મળશે ને ? કાલે રવિવાર છે એટલે દિવસનો ખેલ છે."

"અરે ભાઇ શ્યાબ, અમે મારકીટના ઉઘરાણીવાળાઓને કોઇ પૂછે જ નહિ. એક વાર દુકાને મોઢું બતાવી આવીએ અને પછી આખો દિવસ ગમે ત્યાં આંટા મારીએ. સાંજે હિસાબના પૈસા દુકાને આપીએ એટલે શેઠ ખુશખુશ."

"ત્યારે સારૂં."

આમ કહી હું જમવું ન હતું એટલે કપડાં પહેરી જરા વહેલો બહાર નીકળી ગયો.

—પણ સાંજે છ વાગે જ્યારે હું ઘેર આવ્યો ત્યારે મેં જે દૃશ્ય જોયું તે જોઇ હું તાજુબ થઈ ગયો. હું હજુ તો દાદર ચઢું તેટલામાં નથુભાઇનાં પત્ની પારવતી બ્હેન હાંફલાં ફાંફલાં અને શ્વાસભેર દોડતાં આવ્યાં અને એકદમ દોટ મુકી દાદર ચઢી ગયાં અને સરલા પાસે જઇ રડી પડયાં હતાં અને ગભરાયેલા અવાજે બોલી રહ્યાં હતાં તે મેં દાદર ચઢતાં ચઢતાં સાંભળ્યાં.

"તમારા ભાઇને કોઇ 'શ્યાઇડી' વાળો માણસ બોચીમાંથી પકડી ઢસડી ગયો. હવે શું થશે !"

"પણ એને ક્યાં અને શું કામ ઢસડી ગયો એ કહેશો ?" મેં વચ્ચે જ પ્રશ્ન કર્યો.

"અરે ભાઇ ! એની શું વાત કરૂં ? એ તો એવા છે જઃ અમે બે ચાર બૈરાં ભુલેશ્વરથી કબુતરખાના તરફ

ચાલ્યાં આવતાં હતાં, તેટલામાં તેમણે મને જોઇ અને ઘરમાં જેમ નાટકું કરે છે તેમ નખરાં કરતા મારી પાસે આવ્યા અને મારી સાડીનો પાલવ પકડી બોલ્યા કે; 'અહો! બુલબુલ! આજે તો કંઇ બહુ ખીલ્યાં છો!'

જાહેર રસ્તા પર તેમનું આવું વર્તન જોઇ હું છેડાઇ પડી અને ગારાથી રડી જવાયું. આ જોઇ ઘણા માણસો એકઠાં થઇ ગયાં. અને 'મવાલી, મવાલી'ની બૂમો પડવા લાગી, એટલામાં એક જાડો માણસ આવ્યો અને તમારા ભાઇને બોચીમાંથી પકડી ધક્કા મારતો મારતો ખેંચી ગયો. લોકો કહેતા હતા કે તે 'ક્યાઇડી'નો માણસ છે અને પાયધૂની તેને લઇ જાય છે."

"અરે પારવતી બ્હેન, "ક્યાઇડી" "ક્યાઇડી" કરો છો પણ એ તો સી. આઇ. ડી. એટલે છુપી પોલીસનો માણસ હોવો જોઇએ અને પાયધૂની પોલીસ ચોકી પર લઇ ગયો હશે. હરકત નહિ. ચાલો ત્યાંનો પોલીસ ઇન્સ્પેકટર મારો પીછાનવાળો છે."

× × × ×

**પાયધૂનીની પોલીસ ચોકી**

આમ કહી હું, સરલા અને પારવતી નીચે ઉતર્યાં અને એક વિકટોરિયા કરી પાયધૂની પોલીસ ચોકી પર પહોંચ્યાં. ત્યારે મારી પીછાનવાળો પોલીસ ઇન્સ્પેકટર ઇસ્માઇલ નથુભાઇને ધમકાવી રહ્યો હતો:

"એય બદમાસ! આમ ભરબજારમાં મવાલીપણું કરી પારકી સ્ત્રીઓની છેડતી કરે છે તે શરમાતો નથી?"

"પણ સાહેબ! એ તો મારી પોતાની જ બાયડી હતી."

"ચાલ ચાલ, જુઠું બોલે છે. પોતાની સ્ત્રી સાથે કોઇ જાહેર રસ્તાપર એવું અસભ્ય વર્તન કરે ખરો? શું અમને બનાવે છે?"

ઇસ્માઇલના આ શબ્દો મેં સાંભળ્યા અને ઓફીસમાં દાખલ થતાં જ મેં કહ્યું:

"હા, હા, એવું વર્તન કોઇ કરે એ ખરો. કોઇનું હેત અચાનક ઉભરાઇ જાય ત્યારે શું કરે?"

"હ...લ્લો મી૦ રમેશ!" કહી ઇસ્માઇલ મને જોતાં જ ઉભો થઇ ગયો અને અમને બેસવા માટે ત્રણ ખુરસીઓ મંગાવી. એક પોલીસે અમારે માટે ખુરસીઓ લાવી ગોઠવી, એટલે અમે ત્રણે જણે જગ્યા લીધી અને મેં ઇસ્માઇલને ઉદ્દેશીને કહ્યું:

"જુઓ સાહેબ! આ બ્હેન એજ એમનાં પત્ની છે. અને તે અમારાં પડોશી છે, ઘણાં જ નાટકો જોઇ જોઇ આ નથુભાઇનું જીવન જ નાટકમય બની

ગયું છે. તે ઘરમાં પણ એવું ટીખલ કર્યા કરે છે, તો રસ્તામાં પણ ભૂલથી થઇ ગયું હશે, તો હવે માફ કરી તેને છોડી મૂકો."

"જો રમેશભાઇ ? એ ગમે તેમ હોય, પણ રસ્તા પર આવું અસભ્ય વર્તન અમે નહીં ચલાવીએ. આ તો તમારી શરમને લઇને તેને છોડી મુકું છું, પણ હવે એ મહેરબાનને કહી દેશો કે હવે કંઇક સુધરે."

'ભલે સાહેબ' કહી અમે ઉઠયાં અને નથુભાઇને લઇ અમે ઘેર આવ્યાં.

રવિવાર માટે હું ચાર ટીકીટ લાવ્યો હતો એટલે અમે ચારે જણાએ એક નાટક જોઇ નાંખ્યું અને નથુભાઇના જીવનમાં એક વધુ નાટક વણાયું. પણ ઉપલો પ્રસંગ બન્યા પછી નથુભાઇ ભરબજારમાં ભવાઇ કરવાનું ભૂલી ગયા છે, પણ ઘરમાં તો હજુ તેની રમુજ એવી ને એવી ચાલુ જ છે.

# દિવ્ય પ્રેમ

સૌંદર્યની ઝળહળતી જ્યોત સમી સુંદરીઓને કીંમતી કપડાંઓનો ઝળહળાટ કે આભુષણોના કૃત્રિમ ઓપની જ રૂર પડતી નથી. તેમનું નૈસર્ગિક સૌંદર્ય, સાદાં અને સ્વચ્છ પણ કલાયુક્ત વસ્ત્ર પરિધાનમાં પણ એટલું આકર્ષણ ઉપજાવે છે કે કોઇ પણ તેને નિરખનારનું મન ઘડીભર આનંદમગ્ન બની જાય છે.

વિશાખાનું સૌંદર્ય પણ એવુંજ આનંદપ્રદ હતું. તેના સુંવાળા અને ગોરા ગોરા માંસલ શરીરના સુડોળ અવયવોથી બનેલા સુંદર દેહમંદિરમાં બિરાજતા તેના અદ્ભુત આત્માનાં આકર્ષણ કાંઇ અજબ જ હતાં. વિશાખા સાદાં પણ શુદ્ધ સ્વચ્છ વસ્ત્રોમાં સજ્જ થઇ, છાતી પર વાળી રાખેલા સુંદર હાથમાં પુસ્તકોની થપ્પી લઇ જ્યારે હાઇસ્કૂલમાં જવા ઘરની બહાર પડતી ત્યારે ઘણીએ સૌંદર્યપિપાસુ ચક્ષુઓનાં શરસંધાન તેના તરફ થતાં, પણ ચપળ અને ચતુર વિશાખાના સૌંદર્યમાંથી પ્રગટતી વિદ્યુત વાસના ભ્રષ્ટ ચક્ષુઓમાં અંગાર આપતી, અને તે અંગારામાંથી પ્રજ્વળતી આગમાં ભસ્મીભુત થતાં હૃદયો તરફ બેપરવાહીભર્યું સ્મિત ફેંકતી તે બાલિકા સડસડાટ કરતી સ્કૂલમાં ચાલી જતી. આ તેનો નિત્ય નિયમ હતો.

પણ હવે વિશાખા બાલિકા રહી ન હતી. તેણે હાઇસ્કૂલ છોડી કોલેજનાં પગથીયાં પર પગ મૂકયા તેની સાથે જ તેની અદ્ભુત દેહવલ્લીમાં યૌવન રૂપી સૂર્યે આગમન કર્યું અને તેનું સૌંદર્ય કમળ પૂરેપૂરું વિકસી ઉઠયું, તેની સાથે કંઇક રસભોગી ભ્રમરોએ તેના પર ગુંજન કરવા માંડયું. પરંતુ એ અલૌકિક કમળનો આસ્વાદ ચાખવાને તો ફકત એકજ યુવક—ભ્રમર ભાગ્યશાળી થયો. તે હતો વસંતકુમાર. વિશાખા અને વસંત કોલેજમાં એક જ કલાસમાં ભણતાં, હમેશ સાથે મળતાં, અનેક વાર્તાલાપ કરતાં, અને તે જોઇ ઘણાયે કોલેજીયન યુવકો અદેખાઇમાં બળી જતા.

× × ×

વિશાખા રમણલાલ શેઠની એકની એક લાડીલી પુત્રી હતી અને રમણ શેઠ અલકાપુરીના એક અગ્રગણ્ય શ્રીમંત વ્યાપારી હતા. તેનો દેશ અને

પરદેશમાં એટલો બધો ધીકતો ધંધો ચાલતો હતો કે લક્ષ્મીની તેને ત્યાં રેલમ છેલ હતી. આમ છતાં રમણલાલ શેઠનાં પત્ની સાવિત્રી શેઠાણી ઘણાંજ નિરભિમાની સાદાં ભલાં અને દયાર્દ્ર અંતઃકરણનાં હતાં. એવી એક સાધ્વી માતાના સદ્ગુણો કેટલેક અંશે વિશાખામાં પણ ઉતર્યા હતા. પણ સાવિત્રીના દિલપર ફક્ત હિંદુ ધાર્મિક સંસ્કૃતિની અસર હતી ત્યારે વિશાખામાં પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની મિશ્રિત છાપ પડી હતી. રમણલાલ શેઠ સુધારક વિચારના હતા. તેણે ખપ પુરતી ઇંગ્લીશ કેળવણી પણ લીધી હતી. તે સ્ત્રીસ્વાતંત્ર્યમાં માનતા હતા તો પણ તેઓ જાત્યભિમાન અને શ્રીમંતાઇના મિથ્યા ગૌરવમાં હંમેશા રાચતા. અને આ પ્રશ્ન પરત્વે પિતા–પુત્રીને ઘણી વખત ગરમાગરમ ચર્ચા થતી.

હમણાં હમણાં વિશાખા વસંતની સાથે હરતી ફરતી અને ફુરસદનો ઘણો વખત તે વસંતની સાથે જ વિતાવતી, એ રમણલાલ શેઠને પસંદ નહતું. વસંત સુશિક્ષિત હતો, નમ્ર સ્વભાવનો હતો તેમ તે દેખાવડો અને શરીરસ્વાસ્થ્યમાં પણ તંદુરસ્ત હતો. વળી તે તેની જ્ઞાતિનો પણ હતો, છતાં તેનામાં એક ખોડ રમણલાલ શેઠને દેખાતી અને તે એ જ કે તે ગરીબ હતો. જો કે વસંતના પિતા એક સુખી અને સ્વતંત્ર વ્યાપારી હતા, પણ દૈવયોગે પાછળથી તેના દિવસો બદલાયા અને ઉપરા ઉપરી ખોટ આવતાં તેને નાદારી લેવાની ફરજ પડી હતી. વસંતની માતા તો તેના બચપણથી જ સ્વર્ગે સીધાવી ગઇ હતી, તો પણ વસંતના પિતાએ બીજી પત્ની કરી નહતી અને બધી જ આશાના મિનારા વસંત પર તેણે બાંધ્યા હતા. પરંતુ આમ અચાનક આર્થિક આફત આવી પડતાં તે જ આઘાતમાં તેઓએ પણ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો, વસંત સાવ નિરાધાર થઇ પડતાં તેના પિતાના એક દયાળુ મિત્ર વિદ્યાસાગર વકીલને ત્યાં ઉછર્યો હતો અને તેને જ આશ્રયે રહી તે કોલેજની કેળવણી લેવા સુધી પહોંચ્યો હતો.

માણસનું ભાગ્ય ક્યારે પલ્ટો લેશે એ કોયડો આજ દિવસ સુધી કોઇ ઉકેલી શક્યું નથી. કોલેજમાં આવતાંજ વિશાખા અને વસંત પરસ્પર આકર્ષાયાં અને એ બંનેના વધતા જતા પરિચય રૂપી હલેસાંના જોરે વસંતની જીવનનૌકા આ સંસારસાગરની કોઇ અનોખી દિશાએજ ઘસડાવા લાગી. વિશાખાના હૃદયમાં વસંત માટે શુદ્ધ પ્રેમ જન્મ્યો.

**પિતાપુત્રી વચ્ચે ટપાટપી**

એક દિવસ વિશાખા તેના અભ્યાસ રૂમમાં વાંચનમાં તલ્લીન હતી ત્યારે રમણલાલ શેઠે આવી તેના કોમળ હૃદય પર કઠોર શબ્દોરૂપી વજ્રાઘાત કર્યો.

"જો, બેટા વિશાખા ! તારે વસંત નો પરિચય છોડી દેવો જોઇએ. એવા છોકરાઓ સાથે ફરવામાં આપણું ગૌરવ જાય !"

"હેં !" વિશાખાએ ચમકીને કહ્યું. "શું વસંત કોઇ ચોર છે, બદમાશ છે કે, તેની સાથે ફરવામાં આપણે ગૌરવ ગુમાવીએ ?"

"ના એ ચોર નથી ને બદમાસે નથી, પણ તે એક રખડતો રઝળતો અને કોઇ પણ સગાં સંબંધી વિનાનો ગરીબ છોકરો છે !"

"પણ એમાં વસંતનો દુર્ગુણ કયો ?"

" એજ કે એ આપણો સમોવડયો નથી. "

"નથી તો એવો તમે તેને બનાવો, એને મદદ કરો."

"જો વિશાખા ! તું હવે હદ છોડતી જાય છે. તને હું સાફ શબ્દોમાં કહી દઉં છું કે આપણે આપણા મોભ્ભા અને મોટાઇ પ્રમાણે તેવાજ માણસો સાથે પરિચય કેળવવો જોઇએ. નહિ કે આવા ભિખ્ખારડાઓ જોડે." રમણલાલ શેઠે આંખ ફેરવી ગુસ્સામાં જ કહ્યું.

વિશાખા એમ ગભરાય તેવી ન હતી. તે રમણલાલ શેઠના શબ્દે શબ્દે આઘાત અનુભવી રહી હતી. છતાં અજબ શ્રદ્ધાથી તેણે છેલ્લો દાવ ફેંક્યો.

"પિતાજી ! આ જગતમાં બધાજ કાંઇ થોડા શ્રીમંત જન્મે છે. એક બીજાની મદદ અને સહાનુભૂતિથી સૌ આગળ વધે છે અને તેમ વસંત પણ વધશે."

"બસ, તારી દલીલો મારે નથી સાંભળવી. હવેથી જો હું તને વસંત સાથે જોઇશ તો યોગ્ય રસ્તો લઇશ. માટે વિચાર કરજે." આમ કહી રમણલાલ ગુસ્સામાંજ ત્યાંથી ચાલ્યો ગયો.

બસ, તે દિવસથી વિશાખાના ચહેરા પર ઉદાસીનતાએ વાસ કર્યો. તેણે કોલેજમાં જવાનું પણ બંધ કર્યું અને બધો વખત તેના બંગલાના એક દિવાનખાનાની ચાર દિવાલો વચ્ચે તેણે ઇચ્છિત કેદ સ્વીકારી લીધી. તે દિવસે દિવસે એટલી બધી બેચેન બનતી જતી હતી કે, સાવિત્રી શેઠાણી પુત્રીની આ અકળામણ જોઇ ન શકી. તેણે તેને હઠ છોડવા ઘણું સમજાવી, પણ તેના દિલનું દર્દ એકે રીતે શાંત થવું મુશ્કેલ હતું. ચિંતા અને સંતાપથી અનાજ પર પણ તેને અરૂચિ થઇ ગઇ અને તેને લીધે તેનું સૌંદર્ય પણ ઓસરવા લાગ્યું. આમ અઠવાડિયું પસાર થઇ ગયું અને વસંત

ની સ્થિતિ પણ વિષમ બનવા લાગી. તેણે વિશાખાને મળવા ઘણા પ્રયત્નો કર્યા પણ બધા વ્યર્થ ગયા. છેવટે તે રમણ શેઠના બંગલે ગયો પણ અફસોસ ત્યાંએ શેઠનો ખોફ સર્વ જગા પર ફરી વળ્યો હતો. ચાકર, નોકર, ભૈયો, ઘાટી બધાના ચહેરા પર તેણે તિરસ્કાર જોયો અને આમ તે હતાશ બની ત્યાંથી પાછો ફર્યો.

× × × ×

**સમજફેરનું પરિણામ**

એક દિવસ સંધ્યાસમય થયો હતો, ભગવાન સૂર્યદેવ અસ્ત થઇ ગયાં હતા, પણ પશ્ચિમ દિશામાં વાદળાંઓના ગુચ્છો પર એવી રંગ બેરંગી લાલીમા મૂકતા ગયા હતા કે, તેની પૃથ્વી પર પડતી છાયાં મનને પ્રફુલ્લ બનાવતી હતી. આકાશનું દૃસ્ય એવું ખીલી ઉઠ્યું હતું કે, જાણે અલૌકિક આભૂષણોથી સુસજ્જ થઇ દેવાંગનાઓ પ્રકૃતિઓનું નિરક્ષણ કરવા વિમાનારૂઢ થઇ આકાશ–વિહાર કરી રહી હોય! આ વખતે રમણલાલ શેઠના બંગલાના પાછળના ભાગમાં રસ્તા પર આવેલા બગીચામાં વિશાખા હડપચી પર હાથ દઇ, પગ પર પગ ચડાવી વિચાર મૂઢ બની બેઠી હતી. એટલામાં સામેના દરવાજાના દ્વારમાં વિશાખાએ વસંતને જોયો. બંનેની દ્રષ્ટોદ્રષ્ટ મળી, પણ ક્ષુબ્ધ વતા સમુદ્રમાં ઓટ વખતે આવતાં મોજાં જેમ આવે આવેથી અથડાઇ કિનારા સુધી નહીં પહોંચતાં પાછાં હે લાય છે, તેમ વસંત અને વિશાખાનાં હૈયામાં ઉછળતી સ્નેહોર્મીઓ આગળ વધવા ઉછાળા મારી રહી હોવા છતાં સંકોચાઇને પાછી ફરતી હતી. બંનેના ચહેરા પર નિસ્તેજતા છવાઇ રહી હતી. સંધ્યાનાં અંધારાં ઘેરાં બનતાં જતાં હતાં તેમ તેમ બગીચામાં પણ અંધકાર છવાતો જતો હતો.

વસંત ઉતાવળે પગલે ચાલી વિશાખા પાસે આવી પહોંચ્યો અને બાંકડાપર તેની બાજુમાં બેસી ગયો. તેને વિશાખા મૂઢ અને ભ્રમિત જેવી લાગી. વસંતને જોઇ વિશાખાએ તેના હૃદયના ભાવોને ઉલટુંજ સ્વરૂપ આપ્યું. તે કશુંજ બોલી નહિ, પણ વસંતે હિંમત એકઠી કરી ધ્રૂજતા અવાજે પૂછ્યું:

"કેમ વિશાખા! તારી તબીયત કેમ છે?"

"તબીયત તો સારી જ છે. પણ તમે અત્યારે અહીં શા માટે આવ્યા છો?"

પ્રત્યુત્તર સાંભળતાંજ વસંતના હૃદય પર સખ્ત આઘાત થયો. તેના શરીરમાં એકદમ પ્રસ્વેદ છૂટયો અને મગજ નબળું પડતાં આંખે ચક્કર આવી હોય એમ તેને લાગ્યું. તુર્તજ તેણે ખીસામાંથી રૂમાલ કાઢી આંખો દાબી દીધી અને ઘડીવાર પછી તે બોલ્યો.

"વિશાખા ! મને ક્ષમા કરજે, પણ તારી સૌંદર્યમય પવિત્ર મૂર્તિ મારા હૃદયમંદિરમાં જડાઇ ગઇ અને હું તેનો ઉપાસક બન્યો. તે ઉપાસના, તે સ્મૃતિ મને તારી પાસે અહીં ખેંચી લાવી. કંઇ અવિવેક થયો હોય તો માફ કરજે."

આમ કહી વસંત ત્યાંથી જવા ઉભો થયો, પણ તેથી તો વિશાખાનું હૃદય ખળભળી ઉઠ્યું. તેણે વસંતનો કોટ પાછળથી પકડ્યો અને બોલી:

"નહિ, નહિ, વસંતકુમાર! જાઓ નહિ. મારાથી કંઇ બોલાયું હોય તો મને માફ કરજો."

વસંતે પાછું ફરી જોયું તો વિશાખાના મુખચંદ્ર પર કોઇ અનેરૂં સ્મિત ફરકી રહ્યું હતું. તે સ્મિતે વસંતના શરીરમાં નવું જીવન પ્રગટાવ્યું, અને તેનો ચહેરો પણ પ્રફુલ્લ બની ગયો. તે હસતાં હસતાં બોલ્યો.

"હૃદયેશ્વરી ! મારૂં હૃદય તને કેમ ચાહી રહ્યું છે એ હું પોતેજ સમજી શકતો નથી. મારો અંતરાત્મા ત્હારી સૌંદર્યમૂર્તિની સમીપ રહેવા જ તલપાપડ થઇ રહે છે. એ વગર આ સંસાર સુનો અને અસત્ય જણાય છે."

વસંતના શબ્દો સાંભળી વિશાખાનું હૃદય થનગની ઉઠ્યું. ઘડીભર તેને થયું કે તેને ગળે ઝુલી પડું પણ તુર્ત જ વિશાખાની કલ્પના સૃષ્ટિમાં તેના પિતા રમણલાલનું રૌદ્ર સ્વરૂપ ખડું થયું અને તેનું હૃદય જડવત્ બની ગયું. એ ભ્રમણાની ધૂનમાં તેનાથી ફરી વસંતને કઠોર શબ્દો કહેવાઇ ગયા.

"વસંતકુમાર ! હું નહોતી ધારતી કે તમે આવા ધૂર્ત હશો. તમે શું બોલો છો એનું પણ તમને ભાન છે ? ગમે તેમ તોયે હું એક શ્રીમંત પિતાની પુત્રી છું. જો હું પહેલેથી જ એ જાણતી હતે કે, તમે આવા અસભ્ય છો તો હું તમારા તરફ દૃષ્ટિ સરખીયે પણ કરત નહિ. પિતાજીની નજરમાં તમે કેવા છો એ જાણો છો ?"

બસ, વિશાખાનાં શબ્દબાણો વસંતના હૃદયને વિંધી, આરપાર ઉતરી ગયાં. તેને થયું કે પૃથ્વી ફાટે અને હું તેમાં અલોપ થઇ જાઉં તો કેવું સારૂં ? તે અપમાન ભર્યા ભારે હૃદયે ઉઠ્યો અને આંખમાં આવેલાં એ અશ્રુ બિંદુઓ લુછી ત્યાંથી ચાલતો થયો ત્યારે વિશાખાની દશા મૂર્છાવત્ હતી. તે શું બોલી, ઘડી પહેલાં શું હતું અને શું બની ગયું તેની તેને ખબર ન પડી. રાત્રિનાં અંધારાએ આલમને આવરી લીધી હતી. વસંત બગીચામાં પ્રવેશ્યો ત્યારે તો ઝાંખો ઝાંખો એ પ્રકાશ હતો પણ તે ગયો ત્યારે તો તેને ગાઢ અંધકાર ભેદીને જવું પડ્યું.

તેના ગયા પછી મૂર્છિત થઇ પડેલી વિશાખાને કંઇક શુદ્ધિ આવી અને તે નાથી બોલાઇ જવાયું:

"પ્રેમ...પ્રેમ...એક એવી વસ્તુ છે કે, તે માણસને ઉન્માદે ચડાવી મુકે છે." તે ઘડીભર મૌન રહી અને ફરી બૂમ પાડી ઉઠી:

"વસંત...ઓ વસંત...ન...જાઓ ...ન જાઓ...ઓ...ઓ...ઓ"

વિશાખાની ભયગ્રસ્ત ચીસ સાંભળી રમણુલાલ શેઠ, સાવિત્રી શેઠાણી અને ચાકર નોકરો દોડી આવ્યા અને આ સપાસ કોઇ નહીં દેખાતાં વિશાખાને સ્વસ્થ કરી બંગલામાં લઇ ગયા.

**ગુમ થયલો વસંતકુમાર**

આ ઘટનાને બન્યાને કેટલાક દિવસો પસાર થઇ ગયા. પણ ઉપલો પ્રસંગ બની ગયા પછી રમણુલાલ શેઠને તો એમજ થઇ ગયું હતું કે, આટઆટલા બંદોબસ્ત છતાં વિશાખા વસંતને ભૂલે તેમ નથી, અને તેથીજ તેણે હમણાં હમણાં તેના ભૈયા જોડે કંઇક ગુપચૂપ ગુફતેગો કરવા માંડી હતી. અને પરિણામે એક દિવસ આખા શહેરનાં વર્તમાનપત્રોમાં ચકચાર ઉપડી કે, "વિદ્યાસાગર વકીલને આશ્રયે રહી કોલેજની કેળવણી લઇ રહેલો વસંત નામનો વિદ્યાર્થી આજે કેટલાક દિવસ થયાં અચાનક ગૂમ થઇ ગયેલ છે."

આ કિસ્સો જાહેર થતાં ચૌટે અને ચકલે એજ વિષયની ચર્ચાઓ થવા લાગી હતી. લોકોએ જેને જેમ ફાવતું તેમ અનુમાનો બાંધ્યાં અને થોડા દિવસ તો વાતાવરણ ખૂબ જ ગરમ રહ્યું, પણ દિવસો પર દિવસ પસાર થતાં એ વાત વિસારે પડવા લાગી. જો કે વિદ્યાસાગર વકીલે ખાનગી તપાસ ચાલુ રાખી હતી, પણ જાહેર જનતા એ વાત ભૂલતી જતી હતી. અને આ વર્તમાન સાંભળી વિશાખા પણ હવે વસંતને ભૂલી જશે, એવી રમણુલાલ શેઠની ગણત્રી હતી. પણ તેની એ માન્યતા ખોટી ઠરી અને આ ખબરથી તો વિશાખા ઉલ્ટાંની ઉન્માદિની જેવી બની ગઇ. આથી રમણુલાલ શેઠ વધુ ચિંતામગ્ન બન્યા અને ઘણીજ ઘડસથલને અંતે તેણે નક્કી કર્યું કે, સૂર્યપુરના શ્રીમંત શેઠ કૃષ્ણદાસના પુત્ર દેવીદાસ જોડે વિશાખાને લગ્નગ્રંથીથી જોડી દેવી કે જેથી તેનો જીવનપલ્ટો થાય. તેણે સાવિત્રી શેઠાણીને પોતાનો આ નિશ્ચય વિશાખાને જણાવી તેને ગમે તે ભોગે સમજાવી લેવા સૂચના આપી અને પોતે પણ એ વેતરણ કરવાના વ્યવહારૂ ઉપાયો યોજવા માંડયા.

એક દિવસ સાવિત્રી શેઠાણી, પૂજામાંથી પરવાર્યાં કે તુર્તજ પરિધાન કરેલાં સફેદ વસ્ત્રોમાં હાથમાં માળા

લઇ, હતાશ બની બેઠેલી વિશાખા પાસે આવ્યાં અને એક માતાના અદ્ભુત વાત્સલ્યથી તેના વાંસાપર હાથ ફેરવી, ગળગળાં થઇ તેની બાજુમાં બેસતાં બોલ્યાં.

"જો બેટા વિશાખા! તું સમજુ અને ડાહી છો, હમણાં હમણાં વસંતનો કંઇ પત્તો નથી. વળી તું ઉમ્મર લાયક થઇ છે, માટે તારે લગ્ન માટે અમારા સાથે સંમત થવું જોઇએ."

"માતુશ્રી! તમારાં જેવાં એક સાધ્વી અને પવિત્ર માતા માટે હું ગમે તેવો આકરો ભોગ આપવા તૈયાર છું. પણ વસંત ગુમ થઇ ગયો છે, તો આ વિશાખા પણ આ ફાની દુનિયામાંથી સદાને માટે ગુમ થઇ જવા પ્રયત્ન કરી રહી છે. તમે મારાં લગ્નની ચિંતા શા માટે કરો છો?"

વિશાખાના દર્દભર્યાં શબ્દો સાંભળી સાવિત્રીનું હૃદય ધવાઇ ગયું, તેની આંખોમાંથી અશ્રુઓ ટપકવા લાગ્યાં. તે ગળગળીત થઇ બોલી.

"બેટા! તું હજુ બાળક છે. તું એ ક્યાંથી સમજે કે દરેક માતા પોતાનાં બાળકોને સુખમાં મહાલતાં જોવા માટે કેટલી તલપાપડ થઇ રહી હોય છે! વળી તું તો અમારી એકની એક લાડીલી પુત્રી. તને સુખને શિખરે જોવા અમે કેટલાં ઉત્સુક હઇશું......અને પ્રભુ તને સદ્બુદ્ધિ આપે...અને......"

આટલું બોલતાં સાવિત્રીનું હૃદય વધારે ભરાઈ આવ્યું અને તેણે પહેરેલાં સફેદ વસ્ત્રનો છેડો આંખોએ દાબી દીધો.

આ દૃશ્યે વિશાખાના હૃદયને હચમચાવી નાખ્યું. તેનાં સુંદર નેત્રો પણ અશ્રુબિંદુઓથી ઉભરાઇ પડયાં અને તે ધ્રૂજતા સ્વરે બોલી.

"માતા! તું આટલી બધી દુઃખી ન થા. બોલ તું કહે તેમ કરવા હું તૈયાર છું. મારૂં જીવન તારા ચરણોમાં ધરૂં છું."

"એમ, વિશાખા! હું કહું તેમ તું જરૂર કરીશ?" સાવિત્રી શેઠાણીએ અશ્રુ લુંછતાં જરા હસીને પૂછ્યું.

"જરૂર. માતા! તને ખુશી કરવા માટે આ જીવનને સળગાવી સળગાવીને પસાર કરવું પડશે તોપણ તે હું કરવા તૈયાર છું. એ મારૂં વચન છે."

"તો જો બેટા, અમે તારો વિવાહ સૂર્યપુરના શેઠ કૃષ્ણદાસના પુત્ર દેવીદાસ જોડે નક્કી કર્યો છે. તેમાં તું સંમત છો ને?"

આ સાંભળી વિશાખા વિચારમગ્ન બની ગઇ અને એક ઉંડો નિઃસાસો નાંખી આકાશ સામે જોઇ રહી. થોડી વારે તે ઘણાજ ધીમા અવાજે બોલી.

"માતા! તારા સુખ માટે હું ભડભડતી આગમાં ઝંપલાવવા પણ તૈયાર છું."

"વાહ મારી દીકરી! વાહ! તું કેટલી બધી શાણી છે?" આમ કહેતાં સાવિત્રી શેઠાણીએ વિશાખાનો વાંસો પસવાર્યો. અને પોતે વિશાખા પર વિજય મેળવ્યો છે તે ખબર પોતાના પતિને ગર્વ ભેર આપવા તે ઉત્સાહમાં ને ઉત્સાહમાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

× × ×

**દેહનાં લગ્ન!!**

અને એક દિવસ રમણશેઠનું આંગણું લગ્નોત્સવના અનેક શણગારો તથા વિદ્યુત દિવાઓથી ઝળહળી ઉઠયું, ત્યારથી વિશાખા સૂર્યપુરના માતબર શેઠ કૃષ્ણપ્રસાદના પુત્ર દેવીદાસ સાથે લગ્નબંધનથી બંધાઇ ગઇ. પણ એ બંધન દિલનાં ન હતાં, ફકત દુનિયાને દેખાડવાનાં હતાં. દેવીદાસ શ્રીમંત હતો, પણ સુશિક્ષિત અને સમજદાર ડાહ્યો પુરૂષ હતો. વિશાખાને રીઝવવા, પોતાના હૃદયની દેવી બનાવવા દેવીદાસે અનેક પ્રયત્નો કર્યા પણ વિશાખાના દિલનું દર્દ મટયું નહિ. તે દિવસે દિવસે કૃશ અને દુર્બળ બનવા લાગી. દેવીદાસ તેને ખરા અંતઃકરણથી ચાહતો હતો. વિશાખાને પ્રફુલ્લિત જોવા તે અધીરો અધીરો બનતો. તેને આલિંગવા તે ઉત્સુક થઇ રહેતો પણ વિશાખા તેને સ્પર્શ સરખો પણ કરવા ન દેતી અને કયારેક કયારેક તો તે છેડાતી, છંછેડાતી, દૂર હટતી, પણ દેવીદાસનું હૃદય તો તેના તરફ માયાળુ જ રહેતું. છતાં વિશાખાના અસહ્ય વર્તનના આઘાતોથી તેનું હૃદય ઘવાઇ પણ જતું. આમ વિશાખા અને દેવીદાસનું પરિણીત જીવન વર્ષો વીત્યા છતાં દર્દમય અને દયાપાત્ર જ રહ્યું.

દેવીદાસે વિશાખાને રીઝવવા ઘણાએ પ્રયત્નો કર્યા પણ તેને કશામાં સફળતા ન મળી.

એક દિવસ સૂર્યપુરની સુશિક્ષિત પ્રજામાં ચર્ચા થઇ રહી હતી કે શહેરથી થોડે દૂર આવેલી એક સુંદર વનરાજીમાં આવેલા કપીલેશ્વર મહાદેવનાં મંદિરની ધર્મશાળામાં એક અદ્ભુત યોગી આવી રહ્યા છે.

ભવ્ય લલાટ અને ઓજસ્વી મુખમુદ્રાવાળા આ યોગીએ સૂર્યપુર અને તેની આસપાસનાં ગામડાંઓની પ્રજામાં કંઇ અજબ ચમત્કારિક પ્રભાવ જમાવી દીધો હતો. તેના ઉંચા પ્રકારની ફિલસુફીયુકત અધ્યાત્મ વાદનો ઉપદેશ સાંભળવા સંખ્યાબંધ માણસો કપીલેશ્વર મહાદેવની ધર્મશાળામાં સાંજસવાર નિયમિત જવા લાગ્યાં હતાં. આ વાત દેવીદાસને કાને પણ આવી અને એક દિવસ સાંજે તેણે ઘેર આવી વિશાખાને ઘણા જ પ્રેમભર્યાં શબ્દે કહ્યું.

"વસંતકુમાર, ખરેખર તમે હવે વસંતકુમાર નથી રહ્યા પણ એક અદ્ભુત યોગીજ છો."

આમ કહી વિશાખા દેવીદાસ તરફ ફરી અને તેના પગોમાં પડી ગઇ અને ચોધાર અશ્રુએ રડતાં રડતાં બોલી.

"ઓ પતિદેવ, ખરેખર તમેજ મારા પ્રભુ છો. મારા અનેક અપરાધો અને અપમાનો સહન કરી, અડગ ધીરજ અને આત્મશ્રદ્ધાથી તમે મારા આત્માનો આજે ઉદ્ધાર કર્યો છે. તમારૂં અને મારૂં આજે જ લગ્ન થયું છે. હું તમારી છું અને તમે મારા થાવ."

આ દૃશ્ય જોઈ દેવીદાસની આંખોમાંથી પણ આંસુ છલકાઇ ગયાં અને તેણે વિશાખાનો હાથ પકડી ઉભી કરી, છાતીસરસી ચાંપી અને ખીસામાંથી રૂમાલ કાઢી આંસુ લુછ્યાં, અને પેલા યોગીએ આ યુગલ તરફ આંગળીઓના પંજા લંબાવી આશીર્વાદ આપતાં શબ્દોચ્ચાર કર્યા.

"સુખી ભવઃ હરિઃ ઓમ્ તત્સત્. ઓમ્...ઓમ્...ઓમ્..." અને એ શબ્દોચ્ચારના પુનરાવર્તનના પડઘાથી વાતાવરણને સભર કરતા યોગીરાજ અદૃશ્ય થઇ ગયા. આ અલૌકિક આશીર્વાદથી દેવીદાસનો ગૃહસ્થાશ્રમ પણ અદ્ભુત અને અલૌકિક બની ગયો. વિશાખા અને દેવીદાસે ત્યાર પછી તે યોગીરાજને મળવા ઘણાયે પ્રયાસ કર્યા પણ તે પ્રસંગ પછી સૂર્યપુર કે બીજે ક્યાંઇ તેનો પત્તો લાગ્યો જ નહીં.

---

# ડાકટરના દાદા

**મુંબઇના અખ્યાત ડાકટર**

મુંબઇ આવ્યા પછી ડૉકટર દામો દરદાસનાં દવાખાનામાં કમ્પાઉન્ડર ત રીકે કામ કરતાં કરતાં મને છ મહિના થવા આવ્યા. દિવસે દિવસે ડાકટર સાહેબની મહેરબાની મારાપર વધતી ગઇ અને પછી તો તેઓના કુટુંબમાં હું એટલો બધો હળી ગયો કે તેમનાં પત્ની પાર્વતીદેવી પણ મને તેના એક કુટુંબીજન જેવો જ માનવા લાગ્યાં. મુંબઇમાં ડાકટર સાહેબની બોલબાલા હતી. તે એટલા બધા યશરેખાવાળા હતા કે તેના દવાખાનામાં દરદીઓની હંમેશ ઠઠ જ જામી રહેતી અને આમ લક્ષ્મીની તો ડાકટર સાહેબને ત્યાં રેલમ છેલ થઇ ગઇ હતી.

ડાકટર સાહેબ ચોપાટીપર એક સું દર બંગલો ભાડે રાખી રહેતા હતા. તેઓ બહુ જ શોખીન હતા અને તેમનાં પત્ની પાર્વતીદેવી પણ રમુજી સ્વભાવનાં અને ઉદાર દિલનાં હતાં, એટલે આ જોડું ખરેખર કોઇને ઇર્ષા ઉપજાવે તેવા સુખ–ચમન અને અયશ–આરામથી રહેતું હતું.

ડાકટર સાહેબને ત્યાં સંતાનમાં ફકત એક બે વર્ષના બાબા સિવાય કંઇ ન હતું. અને એ બાબો મારી સાથે એટલો બધો હળી ગયો હતો કે મને જોતાં જ તે ખીલખીલાટ હસી પડતો, એટલે હમણાં હમણાં પાર્વતીદેવીની સૂચનાથી તેઓ મને ઘણુંખરૂં ઘરનું જ કામકાજ સોંપતાં અને હું પણ એકલો જ હોવાથી સુવા બેસવાનું અને વખતે વખતે જમ વાનું પણ ડાકટર સાહેબને ત્યાં જ રાખતો. ડાકટર સાહેબનો રસોયો મને રોટલીપર સખ્ત મારો ચલાવતો જોઇ મારાપર ચિડાતો, પણ મારા આનંદી અને રમુજી સ્વભાવને લઇ તે પણ મારો મિત્ર બની ગયો હતો.

ડાકટર સાહેબની સુખસમૃદ્ધિ અને સાહ્યબી જોઇને મને ઘણી વખત એ પ્રશ્ન થતો કે ડાકટર સાહેબ કોઇ સંસ્કારી અને વૈભવશાળી વંશમાંથી ઉતરી આવેલા હશે અને તેથી હું

પાર્વતીદેવીને ઘણી વખત પૂછતો કે, "ડાકટર સાહેબનાં દેશમાં કોઇ સગાં છે કે નહિ?" અને એ પ્રશ્ન આજે પણ રાત્રે જમ્યા પછી અમે ડાકટર સાહેબના આવવાની રાહ જોતાં બેઠાં હતાં ત્યારે ફરી વાર મેં પાર્વતીદેવીને પૂછ્યો. અને પાર્વતીદેવીએ પ્રત્યુત્તરમાં મને જણાવ્યું કે, "ડાકટર સાહેબના એક દાદા સિવાય બીજું કોઇ તેનું સ્વજન દેશમાં નથી."

"ત્યારે તેઓ તેને અહીં કેમ નથી બોલાવતા?"

"એ પૂછજે તારા સાહેબને, મને ખબર નથી." પાર્વતીદેવીએ જરા સ્મિત કરતાં કહ્યું.

"પણ ડાકટર સાહેબને દાદા સાથે દશમો ગ્રહ હશે?"

"જો, હરખા! હવે વધારે બકબક ન કર. એ બધી તારે શી પંચાત? લે આ બાબાને જરા રમાડ, જોઉં."

આમ પાર્વતીદેવીને જરા ચીડાયેલાં જોઇ હું ચૂપ થઇ ગયો અને બાબાને લઇ બાજુના દીવાનખાનામાં જઇ બેઠો.

મારૂં નામ 'હરખજી' હતું. પણ પાર્વતીદેવી મને 'હરખો' કહીને જ બોલાવતાં, અને તેઓ મારાપર પુત્ર જેટલો પ્રેમ રાખતાં હોવાથી તેના એ સંબોધનથી હું પણ ખુશ રહેતો. હવે હું અને બાબો રમતે ચઢયા. અને પાર્વતીદેવી શું કરે છે, તેનો પણ મને ખ્યાલ રહ્યો નહિ. હું ઘડીકમાં બાઘડો થઇ બાબા સામે "હાઉ હાઉ" કરતો. તો ઘડીકમાં બિલાડો બની આંખો ફાડી "મ્યાંઉં મ્યાંઉં" કરતો અને બાબો મારી સામે જોઇ મુક્ત હાસ્ય કરી ખડખડાટ હસી પડતો. છેવટે અમારી રમતનો રંગ જામ્યો. હું બે હાથ જમીનપર ટેકવી ગોઠણભર થઇ ઘોડો બન્યો અને બાબાને પીઠ પર બેસારી ખદુક ખદુક કુદવા લાગ્યો. અને બાબાએ હસાહસ કરી મુકી, પણ એટલામાં તો મારે કાને કોઇ મોટા માણસોના હસવાનો અવાજ આવ્યો અને છુપાઇને અમારી આ રમત જોઇ રહેલાં પાર્વતીદેવી અને ડાકટરને દીવાનખાનામાં મેં આવતાં જોયાં. હું જરા શરમીંદો બની ગયો, પણ એ વસ્તુ સ્થિતિ ડાકટર સાહેબ સમજી ગયા અને તુર્તજ ગંભીર બની જઇ તેઓ બોલ્યા:

"જો હરખજી, કાલે દેશમાંથી દેવશંકર દાદા આવવાના છે. તેનો આજે કાગળ છે. માટે આપણે સવારે સેન્ટ્રલ જવું પડશે. તો તું સવારે જરા વહેલો ઉઠીશ ને?"

"હા સાહેબ, હા. જરૂર." કહી મેં ટુંકમાં જ પતાવ્યું અને ડાકટર સાહેબના દાદાને જોવાની મારી ઉત્કંઠા આમ અચાનક ટુંક સમયમાં જ ફળીભૂત થતી

જોઇ હું ઉત્સાહમાં આવી ગયો. ડાકટર સાહેબ ડ્રેસ ઉતારી જમવા ગયા, અને પાર્વતી દેવી બાબાને લઇ તેની સાથે ગયાં એટલે હું ઘડી પહેલાં બની ગયેલી રમુજી ઘટના પર મનમાં હસતો હસતો મારી પથારીમાં જઇ પડયો.

× × × ×

(૨)

**બોમ્બે સેન્ટ્રલ પર રકાસ**

બીજે દિવસે વહેલી સ્હવારમાં જ હજુ તો હું ઉંઘતો હતો. એટલામાં ડાકટર સાહેબના રસોયાએ આવી મારો કાન આમળ્યો અને બૂમ મારવા લાગ્યો:

"અરે એય એ હરખજી ભા...ઇ ઇ...ઇ! ઉઠો કે! અરે શું ભલા માણસ! હાંભળતા પણ નથી! એટલી બધી ઉંઘ ચ્યમ આવે સે!"

રામશંકર ભટ્ટની શુદ્ધ ગુજરાતી ભાષામાં પડતી બૂમો સાંભળી હું આંખો ચોળતો બેઠો થયો અને મને આટલો વહેલો શા માટે ઉઠાડયો તે બદલ રામશંકરને પ્રશ્ન કર્યો, ત્યારે તેણે મને યાદ આપતાં કહ્યું કે,

"અરે ચ્યમ ભાઇલા! એટલી વારમાં ભૂલી ગયા કે? આજે દાકતર સાહેબના દાદા આવવાના સેં તે તમારે ઇસ્ટેસને આપણી મોટરમાં જવાનું સેં. દાકતર સાહેબે કહ્યું સેં કે, "દેવશંકર દાદા" કહીને બૂમ મારજો એટલે દાદા ઉતર્યા હશે તો મળી આવસે. હું દવા ખાનું ખોલું સું અને તમે જાવ મોટર લઇને મોરાર ડ્રાઇવર તૈયાર થયો સેં,"

"પણ રામશંકર! ડાકટર સાહેબ સ્ટેશને આવવાના હતા ને?"

"નાં ભાઇ નાં! એમણે નાં કે'વરાવી સેં."

આમ કહેતો રામશંકર દવાખાનું ખોલવા ચાલ્યો ગયો, પણ મારા ભેજાંમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. ડાકટર સાહેબે સ્ટેશનપર આવવાનો પ્રોગ્રામ શા માટે મુલતવી રાખ્યો! તે બાબત પર વિચાર વમળ ગોઠવતો હું મોટરમાં જઇ બેઠો અને મોટર ડ્રાઇવર મોરારે બોમ્બે સેન્ટ્રલ તરફ સડસડાટ મોટર દોડાવી મુકી.

બરાબર ટાઇમ થયો અને ધમધમાટ કરતો કાઠિયાવાડ મેઇલ સેન્ટ્રલ સ્ટેશન તરફ ધસી આવતો દૂરથી જ જણાયો. મેં મોટર ડ્રાઇવર મોરારને સચેત કર્યો અને સૂચના આપી કે તું ટ્રેનના છેલ્લા ડબાથી 'દેવશંકર દાદા'ની બૂમ મારતો આવજે અને હું એન્જીન તરફથી બૂમ મારતો આવું છું એટલામાં દાદા જરૂર મળી જશે.

આમ અમે ગોઠવણ કરી એટલામાં તો સડસડાટ કરતો કાઠિયાવાડ મેઇલ સ્ટેશનમાં દાખલ થઇ ગયો અને પીળા સાફા અને કોડા પર પિત્તળનાં બકલ

વાળા મજુરો સીટી વાગતાં દોડતી ટ્રેનના ડબ્બા પર તીડની જેમ ચોંટવા લાગ્યા, ધડોધડ ટ્રંકો અને બીસ્રાઓ ડબ્બાઓમાંથી બહાર નીકળવા લાગ્યા અને સામે આવેલા સૌ પોતપોતાનાં સ્વજન સંબંધીઓને લઇને શહેર તરફ કોઇ વિક્ટોરીયામાં તો કોઇ ટેક્ષીઓમાં પ્રયાણ કરવા લાગ્યા. પરંતુ હું અને મોરાર 'દેવશંકર દાદા'ની બૂમ મારી મારીને થાક્યા, પણ દાદાનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. અને અમે બંને જણા એક બીજાના મોઢા સામું જોઇ વિચાર કરતા ઉભા રહ્યા. ધીમે ધીમે સ્ટેશન શાંત થવા લાગ્યું એટલે મોરારે કહ્યું.

"હરખજીભાઇ ! ચાલો ચાલો. દાદા તો આવ્યા જ લાગતા નથી."

"સબૂર કર, મોરાર ! અને બરાબર તપાસ કરી લેવા દે, નહિ તો ડાક્ટર સાહેબ આપણને દમ ભરાવશે."

મેં મારા ચીકણા સ્વભાવ પ્રમાણે ચોક સાઇ કરવા માંડી અને ફરી પાછો એક એક ડબ્બો ઉપર ચડીને જોવા લાગ્યો.

આમ આઠ દસ ડબા જોયા એટ લામાં એક બાજુના ડબ્બામાંથી મારે કાને નસકોરાં ઘોરાવાનો ધમઘોર અ વાજ પડયો. હું ચોંકયો અને તે ડબ્બામાં જઇ ચારે તરફ નજર કરી તો એક ઝાડુવાળો ભંગી ડબ્બો સાફ કરી રહ્યો હતો. બીજું કોઇ દષ્ટિએ પડતું નહતું પણ પેલો અવાજ તો આવ્યા જ કરતો હતો. પણ એટલામાં મારી નજર ઉપરનાં પાટીયાં પર પડેલી એક પહોળી અને સ્થૂળ દેહધારી માનવ આકૃતિ પર પડી. તે માનવ દેહ પગથી તે માથા સુધી એક દૈનિક ન્યુસપેપરના છુટા છુટા કાગળોથી ઢંકા યેલો હતો, અને ઘસઘસાટ ઉંઘ ખેંચી રહ્યો હતો, આ જોઇ મેં મોરારને બૂમ મારી અને પેલા ભર ઉંઘમાં પડેલા માણસને બતાવી મેં કહ્યું:

"કદાચ આ તો 'દેવશંકર દાદા' નહિ હોય ?"

"હોયે ખરા, જરા ઢંઢોળો ને ?" મોરારે કહ્યું.

અને મેં જોરથી "દેવશંકર દાદા, એ......દેવશંકર દાદા" એમ બૂમ મારી તે ભીમકાય વ્યકિતને ઢંઢો ળવા માંડયું. પરિણામની પરવા કર્યા વિના જે હશે તે હમણાં પ્રકાશમાં આવશે એમ ધારી મેં આ સાહસ કર્યું હતું પણ અમારી અજાયબી વચ્ચે અમારૂં એ સાહસ સફળ નીવડયું. દેવશંકર દાદા હાંફળા ફાંફળા આંખો ચોળતા ઉઠયા. તેમના સામાનમાં ફક્ત એક દેશી ખડીયોજ હતો અને તે પણ તે ખંભે ભેરવીને જ સુતા હતા એટલે તે મહા મુશીબતે પગ અને પેટનો

પૃથ્વી જેવો ગોળ ફાંદો આગળ લંબાવી નીચે ઉતર્યા અને ગભરાએલા અવાજે અમને પ્રશ્નો પૂછવા લાગ્યાઃ

"અરે ભાઇ! મુંબઇ આવી ગયું? તમે કોણ છો? તમે મારૂં નામ ક્યાંથી જાણ્યું?"

"દાદા, હું દામોદરભાઇ ડાક્ટરનો કમ્પાઉંડર છું અને તમને ઘરે તેડી જવા સામે આવ્યો છું"

મેં પ્રત્યુત્તર આપ્યો ત્યારે અમે ડબ્બામાંથી ઉતરી પ્લેટફોર્મ પર આવી લાગ્યા હતા, પણ કોણ જાણે કેમ મારો જવાબ સાંભળી દેવશંકર દાદાએ પોતાના હાથમાંની લાકડી પ્લેટફોર્મના પત્થરપર પછાડી અને મારા તરફ ઉંઘ ભરેલી લાલ ધૂમ આંખો ફાડી, હોઠનો ફુંફાડો મારી ગર્જનાભર્યા અવાજે ત્રાડુકી ઉઠયા.

"શું કહ્યું! તું દામોદરનો કપાતર છે?"

"ના, દાદા ના, કપાતર નહિ, હું કમ્પાઉંડર છું."

"કપાઉડર હો કે બપાઉડર પણ એ 'દામલો' અહીં કેમ 'ગુડાણો' નથી?"

દેવશંકર દાદા આ વાકયો બોલતાં એટલા ક્રોધે ભરાયા હતા કે, અમે તો ગભરાઇ જ ગયા. શું જવાબ આપવો તે પણ સૂજતું નહતું. પણ છેવટે જરા હિંમત લાવી મેં કહ્યું.

"દાદા, ડાકટર સાહેબને આજે એક ખાસ દર્દીની વીઝીટમાં જવાનું હતું, એટલે તેઓ ન આવી શક્યા."

મારો જવાબ સાંભળ્યો કે તુર્તજ દાદાના મોઢામાંથી તોપમાંથી ગોળો છુટે ને અવાજ થાય તેમ ત્રાડ સાથે શબ્દો સરવા લાગ્યા.

"એ વીઝીટ બીઝીટની વાત મારા પાસે કરીશ નહિ. શું એ નો'તો જાણતો કે, આજે દાદા આવવાના છે? મેં આગળથી કાગળ લખ્યો છે. છતાં એ કઇ વાડીનો મૂળો કે તે જાતે અને લેવા ન આવ્યો, તે તેના એ બદામના કપાતરને મોકલ્યો! જા, જા, હું તારી સાથે નથી આવતો. એને સાડીસાત વાર ગરજ હોય તો તે જાતે આવીને અને તેડી જશે, નહિ તો હું અહીં જ રહીશ અને સાંજની ગાડીમાં પાછો જઇશ દેશમાં."

આમ કહી દેવશંકર દાદા તો પલાંઠી મારી ત્યાં જ બેસી ગયા. મેં ને મોરારે તેને ખૂબ સમજાવ્યા અને તેના હાથીના પગ જેવાં હાથનાં કાંડાં પકડી ઉભા કરવા ખૂબ મહેનત કરી, પણ એ બાર મણનું બારદાન અમારાથી કેમ ઉંચકાય?

× × × ×

( ૩ )

**પારકી પંચાત**

આ તમાસો જોઇ કુતૂહલ વૃત્તિથી પ્રેરાઇને લોકોનું ટોળું ત્યાં એકઠું થવા

લાગ્યું. આ પ્રકાર જોઇ અમે પણ મુંઝાયા અને હવે શું કરવું તેનો હું વિચાર કરવા લાગ્યો. હું દેવશંકર દાદાને પગે પડી ઘણું કરગર્યો પણ તે એકના બે થયા નહિ, છેવટે મેં મોરાર ડ્રાઇવરને ડાકટર સાહેબને જલદી બો લાવી લાવવા કહ્યું અને તે મોટર લઇ ઉપડી ગયો એટલે હું લોકોને વિખ રાઇ જવા સમજાવવા લાગ્યો પણ તેમ તેમ તો લોકો વધુ ભીડ જમા વવા લાગ્યાં અને મેળામાંથી અનેક અવાજો આવવા લાગ્યા:

"એય, મતારાલા કાય ઝાલા?" એક દક્ષિણી બોલ્યો.

"અરે, શું છે? શું છે? આ કાકાને શું થયું છે?"

હજી હું પેલા મરાઠી બિરાદરને જવાબ આપું તેટલામાં તો આ ગુજરાતી ભાઇની દરમ્યાનગીરી ચાલી.

"અરે ભાઇ, કંઇ નથી. જાવને તમે તમારે રસ્તે." આમ કહી તેમને મેં વિદાય કર્યા અને દાદાનું કાંડું પકડી કાનમાં ધીમેથી કહ્યું.

"અરે દાદા, ડાકટર સાહેબની આબરૂના કાંકરા થાય; માટે સમજી જાવ અને અહીંથી ઉઠો."

"હેં...એ દામલો અહીં વળી ડાકટર થયો છે! એટલે શું મારો દીકરો ટળી ગયો. આટલા વરસે આવ્યો તોયે તેણે મારૂં માન ન રાખ્યું? તેને જાતે આવતાં શું ઝાટકયા વાગ્યા?"

આમ દાદાનો બકવાટ ચાલુ થયો, એટલામાં ટોળામાંથી એક મુસ્લીમ બિરાદરની દયા ઉભરાઇ આવતાં તે સમજ્યા કર્યા વિના આડું વેતરવા લાગ્યા:

"અરે, એય ઉલ્લુ, છોડ દો એ બુઢ્ઢે કો? કાયકુ ઉસ્કુ દો કલાકસે સતાતે હો!"

"કયા મીયાં સા'બ! મેં ઉસ્કું સતાતા નહિ હું મગર સમજાતા હું."

"અરે જાને દે તેરી હુસીયારી! તેરે જેસેં મવાલીઓકું મુંબઇમેં મેં બહોત પિછાનતે હું."

આ મીયાંભાઇની શેખી સાંભળી મારો મિજાજ ખસવા લાગ્યો અને દાદાને છોડી દે માર બોલાવવાના વિચાર પર હું આવી ગયો અને ખમીસની બાંયો ચડાવી હું શુભ શરૂઆત કરવા જતો હતો, એટલામાં ટોળું ભેદીને ડાકટર સાહેબ અને મોરાર અમારી પાસે આવી પહોંચ્યા અને દેવશંકર દાદાના પગમાં પડી ડાકટર સાહેબે માફી માગી અનેક રીતે સમજાવ્યા; કે તુર્તજ દાદા પ્રસન્ન થયા અને ડાકટર સાહેબની પીઠ થાબડી હસતા હસતા ઉભા થઇ બોલ્યા:

"અરે સુખી રે બેટા! મારો દામો દર કયાંઇ દુનિયામાં થાવો છે! ચાલ દીકરા હવે તું કે ત્યાં આવવા તૈયાર છું."

આ ઘટના જોઇ લોકોનું ટોળું વિસ્મય પામ્યું અને સૌ મનમાં હસતા હસતા વિખરાયા. પણ એટલામાં ડાકટર સાહેબના એક ઓળખીતા પારસી સ્ટેશન માસ્તર ડાકટરને જોઇ દોડી આવ્યા અને પૂછવા લાગ્યા:

"કેમ, ડાકટર સાહેબ, આ ડોસાને શું ડરડ ઠયું છે."

"એમને જરા ઇન્સલ્ટમેનીયા"નું ફેફરૂં ચડી આવેલું, પણ હવે સારૂં છે." કહી અમે મોટરમાં ચડી બેઠા અને રસ્તામાં દવાખાનું આવતાં હું ત્યાં ઉતરી ગયો અને ડાકટર સાહેબ દાદાને લઇને ઘેર ગયા.

બપોરે જ્યારે હું જમવા ગયો ત્યારે મિષ્ટાન્નપર મારો ચલાવી દાદા ઘસઘસાટ ઉંઘતા હતા, અને તે પણ ડાકટરના મકાનમાં દીવાનખાનાની વચ્ચોવચ્ચ ખાટલો ઢળાવીને, દાદાને કાથાના ખાટલા વગર ચાલતું નહીં અને મુંબઇ આવે ત્યારે પણ ડાકટરને ત્યાં એ દેશી ખાટલાપર સૂવાનો આગ્રહ રાખતા હતા. ડાકટર ગમે તેટલું કહે તોપણ પલંગપર સૂતા નહીં.

બીજી દાદામાં એ ખોડ હતી કે ડાકટર મુંબઇમાં પ્રતિષ્ઠિત ડાકટર છે, એમની પ્રેકટીસ સારી ચાલે છે; એ તે જાણતા હોવા છતાં દેશમાં નાનાં છોકરાંને બૂમ મારે તેમ વારે ઘડીએ ડાકટરને "દામલા, દામલા" કહીને બૂમ મારતા હતા અને સ્હવારની પહોરમાં ડાકટરની દવા ખાઇને એટલે મ્હોડામાં દાતણ અને હાથમાં પાણીના લોટા સાથે જામી પડતા. તેમની આવી રીતભાતથી કંટાળી ડાકટર એ ડોસાને દેશમાં જ રાખતા હતા. તેમને ખર્ચ મોકલતા, દેશમાં તેમની સંભાળ રાખવા માણસની ગોઠવણ કરતા, પણ તેમને મુંબઇમાં બોલાવતાં એ બ્હીતા હતા.

# મહાવીર મલ્લજી શેઠ

## મારવાડીની પેઢી

મારવાડી મલ્લજી શેઠની પેઢી એટલી બધી માતબર અને પ્રખ્યાત હતી કે તેને ત્યાં દેશ દેશના વેપારી વસીલાતો ઉતરી પડતા અને મુંબઇમાંથી કાંઇ પણ માલ ખરીદવો હોય તો મલ્લજી શેઠની પેઢી મારફત જ ખરીદ કરી તેઓને કમીશન ખટાવતા. મલ્લજી શેઠની આવી નામના અને પ્રમાણિકપણાની ખ્યાતી સાંભળી મેં પણ મારી આડત તેને ત્યાં બંધાવી હતી અને ક્યારેક ક્યારેક જ્યારે હું જાતે મુંબઇ માલ ખરીદવા આવતો ત્યારે મલ્લજી શેઠની પેઢીમાં જ ઉતરતો. મલ્લજી શેઠ પણ ઘણા જ ભલા, માયાળુ અને આનંદી સ્વભાવના હતા. અને મને પણ મું'જી પણું ગમતું નહિ એટલે મારો અને મલ્લજી શેઠનો જીવ એટલો બધો મળી ગયો હતો કે રાત્રે જમ્યા પછી કે બપોરને ફુરસદને વખતે જ્યારે અમે વાતોએ ચડતા ત્યારે અમે પેટ ખોલીને વાતો કરતા. મલ્લજી શેઠની લાખોની મીલ્કત અને આટલી બધી ભવ્ય જાહોજલાલી હોવા છતાં તેઓ એટલા બધા સાદા હતા કે, તેને જોનારને આશ્ચર્ય જ લાગે. તેનાં અલમસ્ત અને મોટી ફાંદ વાળા શરીર પર એક ટુંકી બાંયનું મલમલનું કાંડીયું અને પગના અડધા નળા ઢંકાય ત્યાં સુધીનું કચ્છ મારી પહેરેલ બારીક ધોતીયું. આ એનો કાયમનો પહેરવેશ હતો. ક્યાંઇ બહાર જવું હોય ત્યારે જ તેઓ ડકનો લાંબો સફેદ ડગલો, સાથે મારવાડી ફેશન પાઘડી અને ચાંચવાળા જોડા પહેરતા. બાકી પેઢીમાં તો તે આખો વખત પોતાના ગોળમટોળ બદનને ગાદી તકીયા પર ગોઠવી મોઢામાં હોકાની નાળ લઇ, હોકારા ખોંખારા ખાતા પડયા રહેતા.

× × × ×

## મારવાડીએ દેશ કેમ છોડયો?

મલ્લજી શેઠ ગુજરાતી સમજી શકતા પણ બોલતાં જરા મુશ્કેલી પડતી એટલે તેઓ મારી સાથે ભાંગીતુટી હિંદી અને ગુજરાતી જ બોલતા. એક દિવસ મારા

મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થયો અને મારાથી સહેજે જ મલજી શેઠને પૂછાઇ ગયું, કે,

"અરે મલજી શેઠ, મુંબઇમાં તમે જ પહેલા આવી, આ બધી સમૃદ્ધિ મેળવી કે આપના બાપદાદાથી જ આ જાહો જલાલી ચાલી આવે છે?"

મારો પ્રશ્ન સાંભળી પહેલાં તો મલજી શેઠ હસી પડયા. અને પછી મોઢામાં હોકાની નળી લઇ, ગુડગુડ અવાજ કરી, મોઢામાંથી ધુમાડાના ગોટા કાઢતા અને માથું ખંજવાળતા બોલ્યા.

"કયા કહું જમનાદાસજી શેઠ, એ બાત બહોત લંબા હય, પણ મેં આ પકું હુંકમેંજ કહ દેતા હું. દેખો હમારા બાપદાદા તો બડા બહાદુર થા ઓર રાજ્યકી ઐસી ઐસી સેવા બજા ચથી કે રાજ્યને ઉસ્કો એક જાગીર દે દીયા થા. હમેરા બાપદાદા, ઐસે તાકાત વાન ઔર લડવીરથે કે રાજ્ય કે પર કોઇ દુસ્મન આતા થા તો લસ્કરકે મોખરે રહકર દુસ્મનકું ભગા દેતે થે."

"શું કહો છો મલજી શેઠ! આપના બાપદાદા તો ત્યારે ઘણા શૂરવીર હશે?" મેં આશ્ચર્ય વ્યકત કરતાં વચ્ચેજ પૂછ્યું.

"તો કયા હમ જુઠ બાત કર રહે હું. હમારા દાદાએ તો દો વાઘ મારા થા. ઔર એ પ્રાક્રમસે ખુશ હો કર રાજાએ હમારા વંશ વાર સકુ 'રાજ્યમહેલકા રક્ષક' કા હોદ્દા દિયા થા. ઓર કોઇ બી ટાઇમ, રાત ઓર દિવસ રાજમહેલમેં જાનેકે લીએ સદર પરવાના લીખ દિયા થા."

"ઓહો! ત્યારે શેઠ તમે અહીં શા માટે આવ્યા!" મેં પૂછ્યું.

"અરે જમનાદાસજી! એ બાતા તો અબી આવગા દેખો. હમે કદર કરને વાલે બુઢ્ઢા રાજા મર ગયે ઓર ઉસકી ગાદી પર ઉસકા મૂર્ખ શીરોમણિ પાટવી પુત્ર ધનચક્કરસિંગજી આ ગયે. ઓ ટાઇમ પર હમારા બાપદાદા સબ લોક ગુજર ગયે થે ઓર રાજમહેલકા રક્ષણ કરનેકા સબ કામ મેરે પર આ ગયા થા. એક દિન રાજ્યમહેલમેં એક રમુજી પ્રસંગ ઉપસ્થિત હો ગયા ઓર ઓજ મહીંકાન મેં હમને હમારા ઘર બહાર, માલમીલ્કત, રાચરચીલું સબ ગુમા દીયા."

"અરે શેઠજી! એવો તે રાજમહેલમાં શો પ્રસંગ બન્યો કે આપે બધુંજ ગુમાવી દીધું!" મેં સાશ્ચર્ય અને કુતૂહલ બની પૂછ્યું.

"કયા કહું જમનાદાસજી! હમ એક દિન રાતકા દો બજે થે. મેં રાજમહેલકી તપાસ કરનેકું, હાથમેં તલવાર, તમંચા ઓર કમ્મરપટેમેં ખંજર ખોસ કે ઉપર ગયા તો એક વિચિત્ર ઘટના

સિંગજી આપુ એક ગધા પર સ્વાર બના થા, ઔર ઉસકા કારભારી જોરવસિંગ ગધે કે કાન પકડ કર ઉસકુ ખેંચ રહેતે થે."

"શું વાત કરો છો ! મલ્લજી શેઠ. શું તમારો રાજા મધરાતે મહેલમાં ગધેડા પર સ્વાર થતો હતો ? તેને તેમ કરવાનું શું કારણ હશે ?"

"સુનો, સુનો જમનાદાસજી—પણ મેં ક્યા કહું ! એ બાત જભી મેં યાદ કરતા હું તભી બહોત હસતા હું."

આમ કહી મલ્લજી શેઠ ખૂબ હસી પડયા અને ત્યાં સુધી મેં પણ મારા મોઢા પર સ્મિત ફરકાવ્યા કર્યું. છેવટે તેઓ ઉભા થયા, બારી પાસે ગયા અને ઉધરસ ખાઇ, બડખો કાઢી વળી પાછા ગાદીપર આવી બેસતાં બોલ્યા.

"દેખો જમનાદાસજી ! એ બાત ઐસા થા કે રાજ્યગોરને ઓ લનચક્કર રાજાકુ ઐસા સમજાયા થા કે છ મહિના તક, હર રાતકુ તુમ રાજમહેલમાં ગધાપર બૈઠકે ફીરેંગે તો તેરા રાજ્ય સૂર્ય ચંદ્ર પ્રકાશિત રહે તબ તક અમર હોગા."

"અરે વાહ, રાજા અને ગુરૂ વાહ ! પણ રાજા મૂર્ખો બન્યો તેમાં શેઠજી તમારે બધી મીલ્કત કેમ ગુમાવવી પડી ?" ફરી પાછો મેં મલ્લજી શેઠને પ્રશ્ન કર્યો.

"હું ભી મેં એજ બાત કર રહા હું. રાજાને ગધાપર બેઠે દેખ કર મેરેકું ગુસ્સા આયા ઔર કુછ બાતકા વિચાર નહીં કરકે બાજુમેં પડેલા ડંડા ઉઠાકે મેં ગધાકુ જોર જોરસે મારને લગે. મારસેં ગધા ગભરાયા, રાજાકુ નીચે ગીરા દીયા ઔર પાછલા પાઉંસે કારભારી જોરવસીંગકા પેટમેં લાત માર કર, મોટા ગર્દભ સૂરસેં ભોંકને લગા ઔર આખા રાજમહેલમાં શોર બકોર હો ગયા. સબ નોકર વર્ગ, જાગ કે દોડ આયે ઔર રાણી વાસભેસે રાણી થી વો પણ ઉધર આ પહોંચે. એ સબ ગરબડકા લાભ લઇ હમ છુમંતર બન ગયે અને ઘર જાકે પથારીમાં લોટ ગયે. પીછે ક્યા બને ઓ હમકું માલુમ નહિ, પણ દુસરે દિન હમારે ઘરપર પોલીસ ખડે રહ ગયે ઔર હમકુ ઔર હમારી લાડીજીકુ પહેરેલા કપડાં સાથ ઘરકી બહાર નીકાલ દીયે. પીછે તો તુમ દેખતે હો. હમ મુંબઇ આયે ઔર હમેરે નસીબ. મેં થે તો સબ ભગવાનને અચ્છા કર દીયા." શેઠજીએ વાત ખતમ કરી અને હું પણ ઉઠયો.

× × × ×

**સીનેમામાં મારવાડી**

બીજે દિવસે બપોરે હું બજારમાંથી આવ્યો ત્યારે મલ્લજી શેઠ ખુશમીજાજમાં ઘરાકો સાથે વાતોના તડાકા

મારતા બેઠા હતા. મને જોઇ તેઓ બોલી ઉઠયા.

"આઇએ, જમનાદાસજી! આઇએ! કયા નયા ખબર હે."

"ખબર તો એ છે શેઠજી, કે ચોપાટી પરના એક નવા બંધાયેલ સીનેમામાં ઘણીજ સરસ ઇંગ્લીશ ફીલ્મ આવી છે એમ શહેરમાં ચર્ચા થાય છે. આજે રાતના તમો આવો તો આપણે જોવા જઇએ. કાલે તો પછી મારે કાઠિયાવાડ જવું છે."

"કયા હમ! હમ કભી નાટક સીનેમા દેખતાહી નહિ હૈ."

"ના શેઠજી, આજે તો તમારે આવવુંજ પડશે."

"હાં જમનાદાસજી! પણ મેં ઇંગ્લીશ ફીલ્મમેં સમજે ભી કયા? મેં તો નહિ આયગા!"

"ફીલ્મની વાતનો સાર તો હું તમને હમણાંજ કહી દઉં શેઠજી! પછી શું વાંધો છે. જુઓને એ વાત એમ છે કે ઇંગ્લાંડના એક ધનવાન વેપારીને એક બદમાશ ફરમાન મોકલે છે કે એક લાખ રૂા. અમુક જગ્યા પર રાખી જવા અને તેમ ન કરે તો તેના બચ્ચાંને તે ઉઠાવી જશે, અને પછી જે ઘટના બને છે તે ખરેખર જોવા જેવી છે, અને આ ફિલ્મની સાથે બીજા જંગલનાં હિંસક પ્રાણીઓની પણ ફીલ્મ બતાવવામાં આવનાર છે.

મારી ફિલ્મ વિષેની વાત સાંભળી મલ્લજી શેઠની જિજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાઇ અને તે બોલી ઉઠયા.

"ઐસા હે તો તો જરૂર દેખના પડેગા. આજ દો ટીકીટ રીઝવર્ડ કરકે લાના. મહેતાજી, જમનાદાસજીકુ પૈસા દે દો."

શેઠજીએ ફીલ્મ જોવા આવવાનું સ્વીકાર્યાથી અને મારો ખર્ચ પણ બચી જવાથી હું ખુશી થયો અને મહેતાજી પાસેથી પૈસા લઇ હું ટીકીટ રીઝર્વ કરાવવા ઉપડી ગયો.

× × × ×

રાતના આઠથી દશના શોમાં અમારે જવાનું હતું તે પ્રમાણે મલ્લજી શેઠના મોટર ડ્રાઇવરે બરાબર સાડા સાતે હોર્ન માર્યું. હું અને શેઠ તૈયારજ થઇને બેઠા હતા. એટલે તરતજ નીચે ઉતર્યા અને મલ્લજી શેઠે પોતાનું ફરેબી બદન મોટરમાં ગોઠવ્યું કે તુર્તજ તેની પાછળ હું મોટરમાં ચઢી બેઠો. થોડી વારમાં તો અમે થીએટરપર પહોંચી ગયા અને અમારી બાલ્કનીની સીટોમાં જઇ બેઠા. બરાબર આઠ થયા અને બત્તીઓ બૂઝાઇ ગઇ. ફીલ્મના એક પછી એક ગજબનાક અને સનસનાટી ભર્યા પ્રસંગો પડદાપર શરૂ થઇ ગયા. અને મલ્લજી

શેઠ જોવામાં એટલા બધા તલ્લીન થઇ ગયા કે જાણે તે ખરેખર બનાવો જોતા હોય. કયારેક તે નીસાસા નાખતા હતા. તો ક્યારેક ઉંચો શ્વાસ ચડાવી જતા હતા. એટલામાં પેલો મેં તેમને કહી બતાવ્યો હતો તે સીન આવ્યો. પેલા બદમાસની માગણી પ્રમાણે તેને રૂપીઆ નહીં મળતાં તે હાથમાં ચમકતા છરા સાથે પેલા ધનવાનના મકાનમાં દાખલ થયો અને ચોકી પર બેઠેલા માણસોના ખૂન કરતો પેલા ઘસઘસાટ ઊંઘતા બાળક પાસે આવી પહોંચ્યો અને તેને ઉંચકી નાસવાની તૈયારી કરતો હતો એટલામાં મલ્લજી શેઠ ખુરસી પરથી ઉભા થઇ ગયા અને હાંફલા ફાંફલા બની બૂમો મારવા લાગ્યા.

"પોલીસ! પોલીસ! પકડો! બદમાસ! પોલીસ!"

મલ્લજી શેઠની ભયાજનક બૂમો સાંભળી પ્રેક્ષકો ભયમાં પડી ગયા, ફીલ્મ પણ બંધ થઇ ગઇ. થીએટરમાં એકદમ પ્રકાશ પથરાઇ ગયો અને ફીલ્મ સંચાલકો બાલ્કનીની બેઠક તરફ દોડી આવ્યા.

આ બધો ફીઆસ્કો થઇ ગયેલો જોઇ મેં એકદમ સમયસૂચકતા વાપરી અને મલ્લજી શેઠનો હાથ પકડી, જેમ કોઇ ભેંશને દોરી જાય તેમ ખેંચી બહાર લઇ ગયો અને ત્યાં જઇ કહ્યું.

"અરે શેઠજી, આ બૂમાબૂમ શું કરી મુકી? દેશમાં રાજાના રાજમહેલનું આમજ રખોપું કરતા હતા કે? વાહ! મલ્લજી શેઠ, વાહ!"

"કયા કરૂં જમનાદાસજી? મેં તો ગભરા ગયા!"

અમારી વાતચીત ચાલતી હતી તેટલામાં થીએટરનો મેનેજર અમારી પાસે આવ્યો અને મેં તુર્તજ તેને બનેલી બીનાનો ધટસ્ફોટ કર્યો એટલે તે હસતો હસતો ચાલ્યો ગયો અને ફીલ્મ પાછી શરૂ થઇ ગઇ. થોડીવારે મલ્લજી શેઠનો શ્વાસ હેઠો બેઠો એટલે અમે પાછા થીએટરમાં દાખલ થયા અને જંગલી જાનવરોની ફીલ્મ આરમ જોય નાખી. અને ફીલ્મ ખત્મ થતાં પ્રેક્ષકો જ્યારે બહાર પડયા ત્યારે મલ્લજી શેઠ તરફ અંગુલી નિર્દેશ કરી લોકો હસતા હતા. એટલે અમે રસ્તાની એક બાજુ ઉભેલી અમારી મોટર તરફ ત્વરિત પગલે ગયા અને તેમાં બેસી ઘર તરફ ઉપડી ગયા.

× × × ×

સવારની પહેલી ટ્રેઇનમાં મારે કાઠીઆવાડ મેઇલ પકડવાનો હતો એટલે ચાર વાગતામાં તો મારી ઉંઘ ઉડી ગઇ અને નાઇ ધોઇ નિત્ય કર્મથી પરવારી હું કપડાં પહેરવા જતો હતો

એટલામાં બાજુના દીવાનખાનામાં સૂતેલા મલ્લજી શેઠની કરૂણ અને દયાર્દ્ર બૂમ મારે કાને અથડાઈ.

"ખાયા...? ખાયા...? વાઘ...! દોડો...દોડો...જમનાદાસજી! બચાવો."

શેઠજીની આ ભયગ્રસ્ત ગર્જનાભરી બૂમ સાંભળી આખો માળ ઉઠી ગયો. હું પણ દોડીને શેઠની પાસે પહોંચી ગયો તો શેઠજી આંખો ચોળતા પથારીમાં બેઠા હતા, અને તેમનાં લાડીજી ધ્રુજતાં ધ્રુજતાં પલંગ પાસે ઉભાં હતાં. મને જોઈને દૂર ખસી ગયાં એટલે મેં મલજી શેઠને પૂછ્યું.

"અરે, વળી શું થયું શેઠ!"

"ઓહો જમનાદાસજી...મેંને તો એ ફીલ્મકા સ્વપ્ન આયા. એ બાઘ મેરે પર ધસ ગયા ઓર મેરેસે બુમ પડા ગયા. સાલા ક્યા ભયંકર સ્વપ્ન થા!"

શેઠની વાત સાંભળી હું હસી પડ્યો અને મારાથી સહેજ બોલાઈ ગયું.

"વાહ ધનચક્કર રાજાના મહાવીર મલ્લજી વાહ! તુમ તો બડે બહાદૂર હો હોં!"

આમ કહી હું દીવાનખાનામાંથી બહાર નીકળ્યો અને ટોળે વળેલાં માણસોને શેઠજીનાં સ્વપ્નાની વાત કહી એટલે સૌ હસતા હસતા વીખરાયા અને હું ટાઈમ થયો હોવાથી બોમ્બે સેન્ટ્રલ તરફ ઉપડી ગયો.

# પનોતીનો પ્રભાવ

પાઘડીએ પનોતી

સંધ્યા સમય થઇ ગયો હતો. અમે રહેતા એ ગામડાના પાદરમાં જ થ ઇને એક પાકી સડક પસાર થતી હતી. અને અમે ત્રણ મિત્રો ખુલ્લી હવા લેવાના નિમિત્તે એ સડકની પાળ પર બેઠા હતા. ધીમે ધીમે અંધારૂં થતું જતું હતું, પણ હજી પ્રકાશ પૂરતો હતો. અમે વાતોના ટાકા મારતા હતા એટલામાં પાઘડીમાં ટીપણું અને ખભે ખડીયો લટકાવી અમારા ગામના આણંદજી ગોર અમારી બાજુમાં થઇને નીકળ્યા.

આણંદજી ગોર હતા વૃદ્ધ, અનુભવી અને વિદ્વાન. એનું જ્યોતિષ એટલામાં બધે વખણાતું, એટલે એમને જોતાંજ મેં તેમને બૂમ મારી.

"અરે......ઓ......રે ગોર બાપા! આવો આવો. અત્યારે અસુરા કયાંથી?"

"કોણ પ્રતાપભાઇ! શું ફરવા આવ્યા છો? હું તો આ બાજુના ગામે જરા કામપ્રસંગે ગયો હતો તે ચાલ્યો આવું છું."

આમ કહી આણંદજી ગોર અમારી પાસે આવી બેઠા એટલે મેં પૂછ્યું.

"પણ હેં ગોરબાપા! આ અમારાં નસીબ કંઇ સુધરેબુધરે એમ છે કે કેમ? જરા જુઓને જ્યોતિષ શું બોલે છે?"

"એમ, માસ્તર સાહેબ! જોઇ દઉં ત્યારે." કહી ગોરબાપાએ ટીપણું કાઢયું અને ઝીણી આંખો કરી ફાંફાં મારવા માંડયાં, અંગુઠાના વેઢા ગણી કંઇક ગણગણ્યા અને વળી પાછી ટીપણામાં આંખો ફેરવી. મેં જાણી લીધું કે અંધારૂં થતું જતું હોવાથી ગોરબાપા બરાબર જોઇ શકતા નથી, એટલે મેં બે ત્રણ દીવાસળી સળગાવી અને છેવટે ગોરબાપા એક નિશ્ચય પર આવ્યા હોય તેમ અ મારા સામું જોઇ ગંભીર અવાજ કરી બોલ્યા.

"જુઓ પ્રતાપભાઇ! આ કોઇ દૈવ યોગે તમે ત્રણે જણા એકજ રાશિમાં, એકજ ધંધામાં, એકજ જ્ઞાતિમાં, અને એકજ સ્થળે ભેગા થઇ ગયા છો. તેમજ તમારા ત્રણેની ગ્રહદશા પણ એવી અ વળી પડી છે કે ન પૂછો વાત. તમારે

ત્રણેને પાઘડીએ પનોતી બેઠી છે. એટલે એ ઉપર આવવા ઘેજ નહીં. માટે પ્રભુએ આપ્યું છે તેમાંજ શાંતિ સંતોષ રાખવામાંજ સાર છે."

ગોરબાપાનું આ કથન સાંભળી અમારા પસુભાઇ છેડાઇ પડયા અને બોલી ઉઠયા.

"હવે જોઇ તમારી પનોતી ને બનોતી. એ તો બધા તમારા બ્રાહ્મણોના તુક્કા છે તુક્કા! એમ ડરી જઇ બેસી રહીએ તો પત્ની પરણી રહ્યા. માટે પૈસા મેળવવાનો પ્રયત્ન કરવો જ જોઇએ."

"માસ્તર સાહેબ! તમારે માનવું હોય તો માનજો, પણ હું તો સાચું કહું છું. માટે જે કામ કરો તે વિચારીને કરજો."

આમ કહી ગોરબાપા ગુસ્સામાં ને ગુસ્સામાં ઉભા થઇ ચાલવા લાગ્યા, એટલે અમે પણ તેમને શાંત પાડવા બીજી કેટલીક વાતો કરતા કરતા ગામમાં ગયા.

× × × ×

**દશ રૂપીઆના માસ્તર સાહેબ**

હું, પરશોત્તમ ને પદમશી ત્રણે જણ જાની દોસ્ત હતા. કાઠિયાવાડના એક દરબારી ગામમાં દસ, દસ રૂપીઆનો દરમાયો લઇ અમે ગામડી સ્કુલમાં શિક્ષક બની સંતોષ માન્યો હતો. ગામમાં અમો ત્રણ જ માણુસ કંઇક વધારે ભણેલા ગણેલા ગણાતા. એટલે એ નાનકડા ગામમાં અમારી આબરૂ બહુ જ ઉંચી હતી. ગામમાં કોઇ ગરીબ ગામડીઆને ત્યાં સારોમાઠો પ્રસંગ હોય તો અમોને ત્યાં પહેલું આમંત્રણ મળતું અને તેલપળી સાથે ચણાકુરમરા વેચતો એ ગામનો વેપારી વર્ગ પણ અમને 'માસ્તર સાહેબ' કહી માન આપતો અને આવા ઉંચા બીરદના આત્મસંતોષથી જ અમે આટલી ટુંક આવકમાં પણ અમારૂં જીવન વીતાવી રહ્યા હતા.

આમ ગામડાંમાં તો અમારી આબરૂ જામી હતી, પણ આવી ક્ષુલ્લક આવકમાં અમારી પાસે મુડી ભેગી ન થઇ શકવાથી અમારી જ્ઞાતિમાં અમારી શેહ પડી ન હતી અને તેથી આ દશ રૂપરડીના દરબારી નોકરોને કોઇ દીકરી આપવા તૈયાર થતું ન હતું, એટલું જ નહિ પણ વિચાર સરખોયે કોઇ કરતું નહિ. એટલે મેં અને પદમશીએ તો સંતોષ પકડી, સાથે રહી જીવન વિતાવી નાખવા દૃઢ નિશ્ચય કર્યો હતો. અમારા પરશોત્તમભાઇ કે જેને અમે પસુભાઇ કહીને બોલાવતા હતા, તેના મગજનો કીડો કયારેક સળવળતો અને મુંબઇ જઇ મોટી કમાણી કરી લેવાનો વિચાર આવતો ત્યારે ઉપર તળે થઇ જતા, પણ અમે તેને પરાણે પકડી રાખતા.

અમે ત્રણે જણા એકજ નાતિના હતા એટલે એક વરસના ત્રણ રૂપીઆ દેઈને એક મકાન ભાડે રાખ્યું હતું. અમે વારાફરતી રસોઈ કરી લેતા, ત્યારે બાકીનું પરચુરણ કામ તો અમારો શિષ્ય વર્ગ સંભાળી લેતો. મેં અને પદ્મશીએ તો શિક્ષકના ધંધામાં સેવાનાં દર્શન કર્યાં હતાં અને આ સેવારૂપ ભગવી કંથા ધારણ કરી અમે સંતોષ માન્યો હતો, પણ અમારા પસુભાઈ કંઈ ને કંઈ આગપંપાળ કર્યાજ કરતા. હમણાં હમણાં પસુભાઈ અમારા ગામના દરબાર દાદુભાના સંસર્ગમાં વધારે આવવા લાગ્યા હતા અને અમે જોઈ શકયા હતા કે પસુભાઈના જીવનમાં પરિવર્તન થઈ રહ્યું છે. દરબાર સાહેબની મહેરબાની જરૂર તેના પર ઉતરી હોય તેમ અમને લાગતું હતું, પણ અમે તેને ખુલાસાવાર કંઈ પૂછી શકતા નહિ. પરંતુ એટલી ટકોર તો જરૂર કરતા કે, "પસુભાઈ! સંભાળજો, પાઘડીયે પનોતી છે!"

× × × ×

**પસુભાઈ કામદાર**

એક દિવસે સાંજે સ્કુલમાંથી આવતાં વેંતજ પસુભાઈએ પોતાની પતરાંની ટ્રંક ઉઘાડી અંદરથી ઘડીબંધ અંગરખું કાઢી પહેર્યું, હાથમાં એક નવીજ રૂપાની ખોભળીવાળી ચકચકિત લાકડી લીધી, ખભે ખેસ નાખ્યો અને માથે આંટીવાળી પાઘડી બાંધી બહાર જવાની તૈયારી કરી. હંમેશ ખાદીની ટોપી અને ઝભ્ભો પહેરી ચોવીસ કલાક ચલાવી લેતા પસુભાઈને આજે આમ બનીઠનીને જતા જોઈ પદ્મશીએ મારા તરફ જોઈ, આંખો ઉલાળી, પસુભાઈ તરફ જોવા ઇસારત કરી અને મારા હોઠ ફફડ્યા. મારાથી સહેજ પ્રશ્ન પૂછાઈ ગયા.

"અરે, પસુભાઈ! આ શો ઠઠેરો જમાવ્યો છે! ભલા માણસ, કંઈક વાત તો કરો?"

"એટલે શું તમને કંઈ ખબર નથી? આખું ગામ તો જાણે છે."

"શું પસુભાઈ! શું? લગનબગન થવાનાં છે કે શું? તો તો ધન્ય ઘડી ને ધન્યભાગ્ય!"

"અરે, નારે ભાઈ, ના. એવું કંઈ છે નહિ, પણ આ દાદુભા દરબારે મને કામદારું સોંપ્યું છે; એટલે કર્યા વગર કંઈ છુટકો છે!"

"કરો, બાપલા કરો! ખુશીથી કામદારું કરો પણ જરા સંભાળજો! કામદારનો ડ્રેસ પહેરી દંભનો દેખાવ કરવા જતાં કયાંક મેતાગીરી ન ગુમાવો, તે ધ્યાન રાખજો!"

મારો પ્રત્યુત્તર સાંભળી પસુભાઈ જરા, ક્રોધે ભરાયા હોય તેવું મોઢું કરી બોલી ઉઠયાઃ

"એટલે, તમે શું કહેવા માગો છો?"

પસુભાઇનો આ ગર્વભર્યો પ્રશ્ન સાંભળી પદમશીથી ન રહેવાયું. તે આવેશમાં આવીને બોલી ઉઠયો:

"કહે વળી શું? દાદુભાઇ દરબારનો મીજાજ હજુ તમે જાણુતા નહિ હો. રીઝે તો દરબાર સાહેબ ન્યાલ કરી દેશે, પણ ખીજ્યા તો ખાલ પણ ઉતારી લે, એવો એનો દીમાગ છે, એ ખ્યાલ રાખજો. વળી આપણે છે પાઘડીએ પનોતી, એ ખ્યાલ છે ને?"

"હવે જા, જા. બકાલ! તારી જેવો હું બ્હીકણુ નહિ તો. પનોતીને તો હું પાણી ભરાવું, પાણી!" આમ કહી અમારી તરફ એક તિરસ્કૃત નજર ફેંકી પસુભાઇ રૂઆબમાં ને રૂઆબમાં ચાલ્યા ગયા.

× × × ×

**આરંભમાં અપશુકન**

ગમે તેમ પણ તે દિવસે પસુભાઇની કઠણાઇ તો એટલી જ હોવી જોઇએ. તેઓ દરબારમાં ગયા કે તુર્ત જ એવાં અપશુકન નડયાં કે, દાદુભા દરબારનો દીમાગ બરખેલાફ થઇ ગયો અને પસુભાઇનાં પોતીયાં ઢીલાં થઇ ગયાં.

વાત એમ બની કે, દરબાર સાહેબે એક ઐતિહાસિક હોકો વસાવ્યો હતો અને એ હોકા વિષે એવી દંતકથા પ્રચલિત હતી કે, એ ખીલોરી કાચને મળતો કોઇ પદાર્થનો બનાવેલો હોકો કોઇ દૈવી સાધુએ દરબારને ભેટ આપેલો અને દરબાર સાહેબ તેને બહુજ જતનપૂર્વક જાળવતા. એ હોકો ઘરમાં આવ્યા પછી તેની અનેક આપદાઓ ટળી ગઇ હતી અને દરેક રીતે લીલાલહેર થઇ હતી, તેથી તે તેને જાનના જોખમે પણ સાચવતા. પણ પસુભાઇની પનોતી કહો કે, ગમે તે કારણે, એ હોકો સાફ કરવા લઇ જતા દરબારના નોકર સાથે આ પણા પસુભાઇ કામદાર અથડી પડયા અને તે નોકરના હાથમાંથી હોકો પડી જતાં તેના ટુકડાટુકડા થઇ ગયા. આ દૃશ્ય જોતાંજ દાદુભાનો ક્રોધ આસમાને જઇ બેઠો અને ત્રાડ નાખી બોલી ઉઠયા.

"કર્યું કર્યું તમે કામદારું! અહીં નાનાં છોકરાંઓને નચાવવાં નથી, સમજ્યા ને! આજે તમે મારું મોટામાં મોટું નુકસાન કર્યું છે. મારું સત્યાનાશ કાઢી નાખ્યું છે, માટે હું હુકમ કરું છું કે, તમારે મારું આ ગામ છોડીને ચોવીસ કલાકમાં ચાલ્યા જવું, નહીં તો કેદમાં ખોસી ઘાલીશ. શું સમજ્યા! જાવ તમારું મોં મને ન બતાવો!"

પસુભાઇ તો આ હુકમ સાંભળીને ધ્રુજવા લાગ્યા. તેના મોઢા ઉપરથી નુર ઉડી ગયું અને થથરતા થથરતા ઘેર આવ્યા. તેનો દેખાવ જોઇ અમે દિગ્મૂઢ

બની ગયા અને ધીમે રહીને બધી વાત પૂછી તો ઘણાજ દિલગીર થઇને પસુ ભાઇએ ઉપરનો બધો વૃત્તાંત ભય અને ચિંતાની મિશ્રિત લાગણીથી કંપતાં કંપતાં કહી સંભળાવ્યો.

અમને ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે આ બીજું કંઇજ નહિ પણ 'પનોતીનો જ પ્રભાવ' છે અને અમે હવે શો રસ્તો લેવો તેના વિચારવમળમાં પડી ગયા અને એ ચિંતામાંજ સ્કુલનો ટાઇમ થતાં અમે નિશાળે ગયા.

× × × ×

કામદાર થવાની કકણાઈ

બાપુના હુકમની મુદત આડા હવે થોડાજ કલાક બાકી હતા. બીજી સવાર સુધીમાં તો પસુભાઇને ગામ છોડી ચાલી જવું જોઇએ, એટલે સાંજે ઘેર આવી અમે ત્રણે મળી શું કરવું, તે નિશ્ચય કરી રહ્યા હતા; એટલામાં તો ગામના કાપડના વેપારી કમળશી ભાઇ હાંફળા ફાંફળા આવી બોલી ઉઠયા.

"અરે માસ્તર સાહેબ, ગામમાં વાતો થાય છે કે, આ પસુભાઇને તો દરબાર સાહેબે પાણીચું પકડાવી દીધું છે! ભાઇ શ્યાબ! મારા પૈસા આપી દ્યો. પસુભાઇ હજુ કાલેજ મારી દુકાનેથી આ અંગરખાનું કપડું, પાઘડી અને ધોતીયું લઇ ગયા છે અને આજે આવું બન્યું!"

વળી આ આર્થિક આફત કયાંથી આવી, મ્હારા મનમાં પ્રશ્ન ઉઠયો અને મેં પૂછયું.

"કમળશી શેઠ! તમારા કેટલાક પૈસા નીકળે છે?"

"પંદરવીસ રૂપીઆ થાય છે. વધુ નથી!"

આ સાંભળી મેં પસુભાઇ સામે જોયું. તેણે ઓડ ખંજવાળી. હું સમજી ગયો કે પસુભાઇ પાસે પૈસા નથી. અમે તો મુંઝાયા અને આનો ઉકેલ કેમ કરવો તેના વિચારમાં પડયા. એ ટલામાં તો દામોદરજી શ્વાસભેર દોડી આવ્યો અને ઉઘરાણી કરતાં બોલ્યો.

"એ પસુભાઇ સાહેબ! મારા સીલાઇના પૈસા પતાવી દેજ્યો, ભઇશ્યાબ!"

"હેં! તમારા પૈસા પણ બાકી છે?" પદમશી જે અત્યાર સુધી મુંગો બેસી રહ્યો હતો તે બોલી ઉઠયો અને તેનો જવાબ દામોદરજી આપે તે પહેલાં તો લખો લાકડીઓ અમારા ઓરડામાં આવી ઉભો અને બૂમ મારી. તે તો રૂઆબથી જ બોલવા લાગ્યો.

"બીજા બધાનું ગમે તેમ થાય પણ મારા લાકડીના પૈસા તો તમારે આપી જ દેવા પડશે. નહિ તો જોયા જેવી થશે હો! હું કહી દઉં છું, સરકાર!"

"ઓ તારી! વળી આ ઉપાધિ કયાંથી ફુટી નીકળી? પસુભાઇ! તમારાં આવાં કેટલાંક લફરાં છે?"

મારાથી પૂછાઇ ગયું. પસુભાઇ તો ગુંચવાઇ ગયા હતા તેણે આંખો ચોળી મુંઝવણ વ્યકત કરી, પણ ત્યાં તો સોમચંદ સોનીએ આવી ઉઘરાણી કરી કે,–

"પસુભાઇ પાસે રૂપાની ખોળના થોડાક રૂપીઆ નીકળે છે માટે મહેરબાની કરીને મારો હીસાબ કરી નાખો તો સારૂં."

આમ લહેણીઆતોનો રાફડો ફાટી નીકળતાં મામલો ગંભીર બની ગયો. ગાડીભાડાના પૈસા પણ પુરતા ન હતા તેમાં આ ઉઘરાણીઓ કેમ પતાવવી? અમે ત્રણે કડકાબાલુસ તો હતાજ, તેમાં પસુભાઇએ વારંવાર પનોતીની ચેતવણી આપ્યા છતાં શાંત રીતે છોકરાં ભણાવવાને બદલે કામદાર થવાની કઠણાઇ વહોરી લીધી અને આ બધી આફત ઉતરી પડતાં અમે 'ઝાઝે કાગડે ઘુડ ઘેરાયું હોય' તેવા બની ગયા. છેવટે પદમશીએ અને મેં મળી બધાનું દેવું માથે લીધું અને સૌને શાંત પાડી વિદાય કર્યાં.

પછી પદમશી બોલ્યો.

"પસુભાઇ! તમે પૈસા ખૂબ મેળવ્યા; હવે જલદી બીસ્ત્રા બાંધો! અને જલદી મુંબઇ ભેગા થઇ જાવ!"

અને ખરેખર ખસીઆણો પડી ગયેલો પસુભાઇ ઉભો થઇ બીસ્ત્રો બાંધવાની તૈયારી કરવા લાગ્યો. અને બીજે દિવસે વહેલી સવારે અમે આડાઅવળાથી ગાડીભાડા જેટલા પૈસા ભેગા કરી નજીકના સ્ટેશને જઇ પસુભાઇને મુંબઇ તરફ વળાવી આવ્યા.

–અને ગાડી ઉપડી ત્યારે પસુભાઇને મેં ફરી ચેતવણી આપી કે,

"પસુભાઇ! પેલી પાઘડીયે પનોતી છે, અને જ્યાં જાવ ત્યાં યાદ રાખજે ભાઇ!"

નરમ ઘેંશ જેવા બની મારી એ સૂચનાને પસુભાઇએ સહાનુભૂતિપૂર્વક સાંભળી હોય એમ અમને લાગ્યું અને ટ્રેઇન ઉની વરાળ કાઢતી પસુભાઇને લઇ ઉપડી ગઇ એટલે અમે ઘર તરફ વળ્યા.

× × × ×

આ ઘટના બન્યાને વર્ષો વિતી ગયાં છે, પણ હજીએ અમે ઘણીયે વખત અમારા એ બિરાદર પસુભાઇની પનોતીએ ઉભી કરેલી પીડાઓને પ્રસંગોપાત્ત યાદ કરીએ છીએ અને હવે તો આ પનોતીની મુદત પુરી થઇ ગઇ હોય એમ વાત સંભારી તેમાંથી રમુજ મેળવીએ છીએ, ત્યારે પસુભાઇ તરફથી મુંબઇથી આવતા કાગળોમાં પણ એ દુઃખદ ઘટનાનો ઉલ્લેખ કરી અત્યારના તેના સુખી દિવસોમાં સાથ આપવા અમને ત્યાં તેડાવે છે અને કયારેક કયારેક તો પચીસ, પચાસ રૂપીઆના મનીઑર્ડર પણ અમારી ઉપર મોકલી આપે છે.

# મોટાનું છોરૂ

ભાગ્યપ્રેમ

મને બાળકો બહુ જ ગમે છે. ફૂલો ખીલે ને ગ્રીષ્મોનાં? હા, ગુલાબોનાં ફૂલ કે ફુવારાઓનાં ગીતો અને સેતાં કેટલાં હોય. પણ કહેવું પડશે કેમ મને બાળકોનાં નિર્દોષ જીવન નિહાળવામાં, તેમનાં માધુર્યભર્યાં મોઢાં પર તરવરતા એક પ્રકારના નિર્મળ અને નિર્દોષ ભાવો નિરખવામાં અપૂર્વ આનંદ મળે છે. ૭ મહીનાનાં બાળકથી માંડીને સ્કૂલે જતાં કે રસ્તે રખડતાં દસ બાર વરસના બાળકોની કેટલીક ખાસીઅતો અને તેમની કુદરતી પ્રેરણાઓના હાવભાવો તે ન જાણે તેમ આડકતરી રીતે અવલોકવાનો મને બહુ જ શોખ છે. અને તેમાંયે જ્યારે એ ન્હાનાં ન્હાનાં ઢુલકાં, છોકરા, છોકરીઓ અને બટુકો પોતાની નિર્દોષ રમતોમાં મોટાઓના જીવન પ્રસંગોનું અનુકરણ કરે છે ત્યારે અને એ પાંચ વરસનાં બાળકો ગંભીર બની અથવા ગુસ્સે થઇ તેની કાલી કાલી મીઠી ઝબાનમાંથી શબ્દો સરકાવે છે ત્યારે તેના નાજુક બટુકલા અવયવોથી અભિનય કરે છે ત્યારે તેનું બારીક અવલોકન કરવાની કોઇ ઔર જ મઝા આવે છે. તેમાંએ ફૂલ જેવી કોમળ અને રૂપકડી, અનુકરણી છોકરીઓ મને બહુ જ ગમે છે. તે અનુકરણીઓ એટલી બધી વાચાળ અને ચબરાક હોય છે કે એક વખત વાતોએ ચડે તો જરૂર તમને આનંદ આપે અને તમારો વખત ક્યાં ગયો તેની તમને ખબરે ન પડે, એટલી તેમાં રમુજ પડે. અને આમ બાળકો એ પ્રભુના પયગંબરો છે એ વાતની પ્રતીતિ આટલું બારીક નિરીક્ષણ કરનારને થયા વિના રહે નહિ. અલબત્ત આવાં કુમળાં બાળકોના ઘડતરમાં ઘરનાં વડીલો અને મોટેરાંના સંસ્કાર અને વર્તનની સભ્ય, સુંદર અને વિનયશીલ છાપ પડેલી હોય તો તે દેખાયા વગર રહેતી નથી.

પરંતુ કવચિત્ કવચિત્ કોઇ શ્રીમંતનાં ચાપલાં અને મોઢે ચઢાવેલાં છોરૂઓ તથા ગરીબ અને મધ્યમ વર્ગનાં કેટલાંક વધુ પડતાં ચાંપલાં છોકરાંઓ કંટાળારૂપ, ટણક અને સભ્યતા વિનાનાં સ્વછંદી હોવાથી આપણને અળખામણાં અને અણગમતાં પણ થઇ પડે છે.

આવા એક સત્તાધારી શ્રીમંતનાં છોરૂનાં ટણુકપણાં અને ચાંપલાપણાંનો મને થયેલો અનુભવ હું અહીં ઉતારવા માગું છું અને આવાં ન્યુસંસ જેવાં બાળકો બીજાને કેટલાં ત્રાસરૂપ, અને શ્રાપરૂપ હોય છે, તેનો હું મારો અનુભવ અહીં રજુ કરૂં છું.

× × × ×

**મહેતા સાહેબનાં છોરૂ**

કેટલાંક વર્ષો પહેલાંની આ વાત છે. મેં કૉલેજ છોડી ને તુર્તજ હું નોકરીની શોધમાં હતો. બનતાં સુધી કાઠિયાવાડ—મારા વતનમાંજ ક્યાંઇ નોકરી મળી જાય તો હું બહારગામ, મુંબઇ કે બીજે ક્યાંઇ જવા માગતો નહતો. એટલામાં મારા ગામના એક વણિક ગૃહસ્થ કે જેઓ વિલાયત જઇ સારી ડીગરી મેળવી આવ્યા હતા અને તે વખતે એજન્સીમાં તેઓ કોઇ સારા હોદ્દા ઉપર હતા, તેની નિમણુંક એક દેશી સ્ટેટના દિવાન તરીકે થઇ છે, એવા મને ખબર મળ્યા. તુર્તજ મેં તેઓનાં નજીકનાં સગાંઓ અને અમારા ગામના આગેવાનો તથા તેમના લાગતાવળગતાઓના ભલામણ પત્રો મેળવવા પ્રયત્ન કર્યો અને એવા ઘણા ભલામ પણ ખરા, એટલે ચોધ ડીયું જોવરા સ્ટેટમાં દીવાનપદે નીમાયા હતા તે સ્ટેટના પાટનગરમાં તેમને બંગલે એક વહેલી સવારે પહોંચી ગયો.

તેઓ આખા સ્ટેટમાં 'મહેતા સાહેબ' ના નામથી જ ઓળખાતા. માતબર સ્ટેટના મોટામાં મોટા હોદ્દેદાર એટલે મહેતા સાહેબની સાહ્યબી અને સત્તાની ધાક અને રૂઆબની તો વાત જ શી કરવી!

હું જેવો તેમના બંગલાના દરવાજામાં દાખલ થયો કે તુર્ત જ એક કાળા ડ્રેસમાં સજ્જ થયેલો સંત્રી કે જે ખભે ચકચકતી સંગીનવાળી બંદુક રાખી આમ તેમ ટહેલતો પહેરો ભરી રહ્યો હતો તેણે મને અટકાવી પૂછ્યું.

"એય માસ્તર! ક્યાં જાવ છો?"

"જરા મહેતા સાહેબને મળવું છે." મેં કહ્યું.

"સબુર કરો, અહીં જરા વાર ઉભા રહો અને તમારૂં નામ એક કાગળ પર લખી આપો."

આમ કહી સંત્રીએ મને રોકયો. મેં એક કાગળ પર મારૂં નામ અને સાહેબને સ્મરણમાં આવે એટલે સાથે ગામનું પણ નામ લખીને સંત્રીને આપ્યું. તેણે એક પટ્ટાવાળાને બૂ બોલાવ્યો અને પેલી સાહેબનો હુકમ મેળ

થોડી વારે પટ્ટાવાળો આવી મને બંગલામાં લઈ ગયો અને એ વિશાળ, શાનદાર, જૂના બંગલાના એક ભાગમાં આવેલા એક સુશોભિત ખંડમાં એક મખમલ મઢેલા સોફા બતાવી મને ત્યાં બેસવાની ઈશારત કરતાં કહ્યું.

"સાહેબ અંદરના કામમાંથી પરવારશે એટલે તમને બોલાવશે!"

હું કંઈક સ્વસ્થ થઈને બેઠાને થોડીક જ મીનીટો પસાર થઈ હશે, એટલામાં એક જુવાન તે ઓરડામાં દાખલ થયો. તેણે સફેદ ઝીણું ધોતીયું, કાળો લાંબો કોટ, માથે જરીની ટોપી અને આંખે ચશ્માં ચડાવ્યાં હતાં. તેણે આવી ચારે તરફ નજર કરી અને મને જોતાં જ તે બોલી ઉઠ્યો:

"હલ્લો મી૦ કપુરચંદ! તમે અહીં ક્યાંથી?"

"કોણ! કૃષ્ણપ્રસાદ? તમે અહીં?" મેં પણ મારા એ કોલેજના સહાધ્યાયી મિત્રને અજાયબીથી પૂછ્યું:

"હા, મને અભ્યાસ છોડી દેવાની ફરજ પડી. મેં નોકરી મેળવવા ઘણાં ફાંફાં માર્યાં પણ ક્યાંઈ પત્તો ન ખાધો. છેવટે આ દિવાનસાહેબના છોકરાને ઇંગ્લીશ શીખવવા હંમેશ એક કલાક આવવાનું હજી કાલે જ નક્કી થયું." કૃષ્ણપ્રસાદે કહ્યું.

"હું પણ નોકરીની ગોઠવણ કરવા આજે જ આવ્યો છું. હવે સાહેબ મળે ને જે થાય તે ખરું."

આમ અમે વાતો કરતા હતા એટલામાં એક પટ્ટાવાળા સાથે દસબાર વરસનો દિવાનસાહેબનો દીકરો હાથમાં થોડાંક પુસ્તકો અને સ્લેટ લઈને ત્યાં આવ્યો અને આવતાં વેંત જ તે તેનું મોં મલકાવતાં બોલ્યો:—

"કો મારો માસ્તર?" તે મારા તરફ જોઈને બોલ્યો: "તું મને ભણાવવા આવ્યો છે?"

આ ઉદ્ધત છોકરાની તોછડી ભાષા સાંભળી હું અને કૃષ્ણપ્રસાદ બંને દિંગ જ થઈ ગયા. અમે એક બીજા સામે ઘડીભર જોઈ રહ્યા. અમારી કોલેજની કેળવણી, વિદ્વત્તા અને વ્યક્તિત્વ આ એક વેંતીઆ છોકરાની ઘમંડથી ઘવાતાં હતાં, પણ અમારે તો અમારી આર્થિક સ્થિતિ તરફ જોવાનું હતું ને? એટલે મેં મન મનાવ્યું અને કૃષ્ણપ્રસાદ તરફ જોઈ હું બોલ્યો.

"હશે, ભાઈ! મોટાનું છોરૂ છે." પછી મેં તે છોકરા તરફ ફરી કહ્યું: "જુઓ ભાઈ! આ તમારા શિક્ષક છે. તેની પાસે બેસી અભ્યાસ કરો."

મેં તે છોકરાને સૂચન કર્યું, પણ તેથી તો તે ઉરાંગ ગુટાંગ આડો ફાટયો અને તેનું લોંકડી ફેશન લાંબડું મોઢું

અને ચુંચી આંખો મારા તરફ ફેરવી; જેમ કોઇ કુતરૂં ડાચિયાં ભરતું હોય તેમ તે બરાડી ઉઠયો.

"અલ્યા ! તું વળી કોણ છે? તેં મને મોટાનું છોરૂ કહી ગાળ આપી કેમ? જોઇ લેજે હવે તુંને બાપાજી પાસે સીદ્ધો કરાવું." આમ કહી તે 'પટ્ટા વાળા ! પટ્ટાવાળા !' કહી બૂમો મારવા લાગ્યો. તે ટણક છોકરાનું આવું તુમાખી વર્તન જોઇ હું તો અકળાઇ ગયો અને આમ આરંભમાં જ આફત આવેલી જોઇ હું તો તે છોકરા પાસે કરગરવા લાગ્યો.

"ના ભાઇસાહેબ ના ! સાહેબ, તમને મેં કંઇ નથી કહ્યું. તમે તો ઘણા ડાહ્યા છો. તમને કંઇ કહેવાય?"

આમ કહી મેં તેને શાંત પાડયો એટલે કૃષ્ણપ્રસાદ તેને લઇ ગયો અને એક ખુણામાં ટેબલ પાસે જઇ તે બંને બેઠા. એટલામાં પટ્ટાવાળો પણ ત્યાં દોડી આવ્યો અને કોઇ ન સાંભળે તેવા ધીમા સાદે, ચારે બાજુ સાવચેતી ભરી નજર ફેંકતાં મને પૂછ્યું.

"શું હતું શેઠ? એ બદમાસ બૂમો કેમ પાડતો હતો?"

પટ્ટાવાળાને પણ આમ તેનાથી કંટા ળેલો અને બબડતો જોઇ મેં એ પૈસા દારના પુત્રરત્ન વિષે કંઇક વધુ જાણવાના ઇરાદાથી કહ્યું.

"આ કુમાર સાહેબ જરા છેડાઇ પડયા હતા !"

"અરે, કુમાર શાનો? કુંભાર છે કુંભાર ! દિવાન સાહેબનો એકનો એક કુળદીપક છે. એટલે મોઢે ખૂબ ચડાવ્યો છે.........

બાકી પાક્કો ડોઠ છે. આ થઇને અઢાર માસ્તર બદલાવ્યા પણ બધાને આળ ખામણા કરીને કાઢયા. સ્કુલમાં જાય નહિ ને ઘેર ભણે નહિ. પણ જવા દોને શેઠ ! એ વાત? મોટાંના છોરૂ બધાં આવાં અડીયલ ટટ્ટુ જેવાં હોય !"

"કંઇ બધાય મોટા માણસનાં છો કરાં આવાં થોડાંકજ હોય છે. એ તો કયાંકજ આવાં આવાં આંબે થોર ઉગ્યા હોય ને?"

અમે આમ વાતો કરતા હતા, એટ લામાં દિવાન સાહેબના ચમચમાટ ક રતા પગનાં પગરખાનો અવાજ સંભ ળાયો. પટ્ટાવાળો દોડીને તેની 'ડયુટી' પર પહોંચી ગયો. દિવાન સાહેબ રૂઆ બબંધ ત્યાંથી પસાર થયા. તેની દૃષ્ટિ મારાપર પડી અને કંઇક યાદ આવ્યું હોય તેમ મારા તરફ જોઇ મહેતા સાહેબ બોલ્યા.

"હલ્લો કપુરચંદ ! તારા પિતા તો મ્હારા ખાસ દોસ્ત હતા. કયારે આજેજ આવ્યો? તારે તો અહીં મારા મહે માન તરીકેજ રહેવાનું છે હોં. હમણ

મારે જરૂરી કામ છે, એટલે બહાર જાઉં છું. પછી નીરાંતે આપણે મળીશું."

આમ કહી દિવાન સાહેબે પેલા પટ્ટાવાળાને મારી સરભરા કરવા સૂચન કર્યું અને એકદમ ત્વરાથી તેઓ બહાર ઉભેલી મોટરમાં બેસી ઉપડી ગયા. એટલે તેનો પેલો પુત્રરત્ન પણ કૃષ્ણપ્રસાદ પાસેથી ઉઠી ક્યાંક અલોપ થઇ ગયો. કૃષ્ણપ્રસાદ તેને મળેલા આવા ઉખડેલ શિષ્યના પહેલાજ અનુભવથી ખસીઆણો પડી ગયો હતો. તેણે મારી સાથે થોડી વ્યગ્ર ચિત્તે વાતો કરી અને તે વિદાય થયો. ને મ્હારા મગજમાં એક તર્ક આવી પસાર થઇ ગયો. મને વિચાર આવ્યો કે, જરૂર આ છોકરા પર તેના સત્તાધારી પિતાના વર્તન અને વાણીની છાપ છે. મતલબમાં ઘરની વાણીજ પોપટ બોલે છે. અને એ વિચાર કરતોજ હું બહાર જરા લટાર મારવા ઉપડી ગયો.

× × × ×

**છોરૂના માસ્તરની કઠણાઈ**

તે દિવસે રાત્રે પણ મહેતા સાહેબ મોડા આવ્યા એટલે રાતના મારે તેમની સાથે મુલાકાત ન થઇ, પણ મોડી રાત્રે તેણે એક પટ્ટાવાળા સાથે કહેવરાવ્યું કે, કાલે સવારે લગભગ દસ અગ્યાર વાગ્યાની વચ્ચે ચેમ્બરમાં મને બોલાવશે.

બીજે દિવસે રહવારમાં વહેલો ઉઠી હું સ્નાનાદિથી પરવારી, ચ્હા, નાસ્તો લઇ આગલા દિવસવાળા ઓરડામાં આવી બેઠો; એટલામાં રસોઇયો આવી મને શી રસોઇ માફક આવશે તે પૂછી ગયો. તેને મેં જવાબ આપી વળાવ્યો, એટલામાં કૃષ્ણપ્રસાદ તેના ટાઇમસર આવી પહોંચ્યા. તેના ચહેરા પર દિવાનથી પણ દસગણો દીમાગ રાખતો પોતાનો શિષ્ય, મહામુશીબતે થોડો ઘણો મેળવેલો આર્થિક ચાન્સ ટકાવી રાખશે કે કેમ, તેની ચિંતા સ્પષ્ટ રીતે તરવરતી હતી.

તેણે આવી મને સાહેબજી કર્યા અને પેલા નિયત કરેલા ટેબલ પાસે જઇ ખુરસી પર બેઠા એટલે પેલો પટ્ટાવાળો બંગલાના અંદરના ભાગમાં જઇ સાહેબના પેલા છોરૂને હાથ પકડી ઘસડીને લઇ આવ્યો અને કૃષ્ણપ્રસાદ પાસે બીજી એક ખુરસી પર બેસાડયો કે તુર્તજ તેણે અટકચાળી આદરી. તેણે એકદમ કૃષ્ણપ્રસાદના ચશ્મા પર તરાપ મારી અને તે હાથમાં ખેંચી લઇ બોલ્યો.

"હેં માસ્તર ! તું આંધળો છે તે આવાં ચશ્માં પહેરે છે?"

"ચૂપ, ભાઇ! પોતાના શિક્ષકને તુંકારે ન બોલાવાય, સમજ્યાને ? તમારે આમ તોફાનો નહિ કરતાં અભ્યાસમાં ધ્યાન રાખવું જોઇએ. ચાલો, ચોપડી ઉઘાડો !"

"એટલે, તું મારા બાપાજી કરતાં એ બહુ મોટો થઇ ગયો એમ! બાપા જ બધાને 'તું' કહીનેજ બોલાવે છે. તો હુંએ કેમ ન બોલાવું ?"

"હા ભાઇ, પણ બાપાજી તો મોટા માણસ છેને? નાનાં છોકરાંઓએ તો સભ્યતા રાખવી જોઇએ. નહિ તો કોઇ કહેશે કે ભાઇ તો ચક્રમ છે ચક્રમ!" કૃષ્ણપ્રસાદે શિષ્યને શિખામણ આપવા માંડી. પણ આતો હતો બડે બાપનો બેટો. હું કાન સરવા રાખી આ બધો સંવાદ સાંભળી રહ્યો હતો. એ દીવાન સાહેબના દીકરાએ ચક્રમ શબ્દ પકડી લીધો અને રોકડું જ પરખાવ્યું.

"ચક્રમ તું! મને ચક્રમ શાનો કહે છે?" આમ કહી તેણે કૃષ્ણપ્રસાદનાં ચશ્માં જોરથી પછાડયાં. ચશ્માંના ટુકડે ટુકડા થઇ ગયા. એ જોઇ મને પણ ક્રોધ આવી ગયો પણ શું કરવું? મોટાનાં છોરૂને કંઇ કહેવાય છે? હવે કૃષ્ણપ્રસાદે પણ આંખ લાલ કરીને કહ્યું.

"ખબરદાર! હવે જો વધુ ચાંપલાઇ કરી છે તો. આવાં તોફાન શાં? ચાલો, ચોપડી ઉઘાડો, નહિ તો ગાલ પર તમાચો પડશે!"

તમાચાનું નામ પડતાં જ આ શાહુકારના સફરચંદે જંગ જગાવ્યો. એ ભેંકડો તાણીને રડવા લાગ્યો અને હીબકાં ઉપર હીબકાં ભરી જાણે કે, ખૂબ માર પડયો હોય તેમ ચોધાર આંસુ વહાવવા લાગ્યો. પટાવાળાઓ, ચાકરનોકર અને સ્ત્રીઓના ખંડમાંથી પણ એક બે દાસીઓ દોડી આવી અને—

"ભાઇને શું થયું?"

"ભાઇ કેમ રડયા?"

"અરે, પણ એને થયું શું?"

"માસ્તરે માર્યા લાગે છે!"

વગેરે અનેક પ્રશ્નોથી આખા ખંડનું વાતાવરણ કંઇક અજબ બનાવ બન્યો હોય તેમ અને ઘોંઘાટ ભર્યું, ભયંકર અને બુજરૂં બની ગયું. ફક્ત હું અને પેલો પટ્ટાવાળો દૂર ઉભા રહી આ બધી ધમાલ જોયા કરતા હતા. અને કૃષ્ણપ્રસાદ તો 'ઘણુ કાગડે ઘુડ થયું" હોય તેવા બની ચકળ વકળ જોયા કરતા હતા. તે પસીનેથી રેબ ઝેબ થઇ ગયા હતા, એટલામાં તો દિવાન સાહેબ પણ ત્યાં દોડી આવ્યા.

તેને જોઇ બધાં શાંત થઇ ગયાં. દિવાન સાહેબે આવી તેના પેલા સફરચંદના વાંસા પર હાથ ફેરવી, બહુ જ મમતા બતાવી પડખામાં લીધો અને તેને પૂછ્યું.

"શું થયું બેટા! કેમ રડયો?"

"એં....એં....એં....આ માસ્તરે માર્યો!" એ રતન રડતાં રડતાં જ બોલ્યું. અને દિવાન સાહેબ પણ તેનુ ઉપરાણું લઇ કૃષ્ણપ્રસાદ પર ક્રોધે ભરાઇ ગયા ને સત્તાભર્યા અવાજે બોલ્યા.

"કેમ, માસ્તર! તમને છોકરાંઓને કેમ શીખવવું તેનું ભાન નથી લાગતું. મોન્ટીસરી પદ્ધતિ જાણો છો કે? છોકરાંઓને મારવાથી ઉલ્ટાનું નુકશાન થાય છે અને તેઓ ઠોઠ બની જાય છે તે જાણો છો?"

"હા સાહેબ, પણ મેં ભાઇને ક્યાં માર્યો જ છે?" કૃષ્ણપ્રસાદે નમ્રતાપૂર્વક કહ્યું.

"એટલે? શું ત્યારે આ છોકરો જુઠું બોલે છે? જો માર્યો ન હોય તો આટલું બધું રડે કેમ? તમે શિક્ષક થવાને બિલકુલ લાયક નથી, માટે કાલથી આવવાનું બંધ કરજો!"

અને દિવાન સાહેબ મારા તરફ ફરી બોલ્યા.

"મી૦ કપુરચંદ! કાલથી તમે ભાઇને એક એક કલાક દરરોજ અભ્યાસ કરાવજો. બીજો ચાન્સ પણ હું તમને સ્ટેટની નોકરીમાં સારી જગ્યાએ આપીશ."

આમ કહી દિવાન સાહેબ તો દિમાગમાં ને દિમાગમાં ચાલ્યા ગયા, પણ મારા યે રામ રમી ગયા. બધાં ત્યાંથી વિખરાવા લાગ્યાં. કૃષ્ણપ્રસાદે પણ કપાળે હાથ દીધા અને પેલાં ફુટેલાં ચશ્માં અને ફ્રેમ તરફ એક દૃષ્ટિ નાખી દીર્ઘનિઃશ્વાસ સાથે મને સાહેબજી કરી વિદાય થયા.

× × × ×

એટલે હું પણ મારી રાબ કેટલા દિવસ રંધાશે તેના વિચાર વમળમાં પડી ગયો. અને થયું પણ તેમજ. આ શ્રીમંતના ફરજંદને ચોપડી ઉઘાડવાનું તો કહેવાય તેમજ નહતું, એટલે થોડા દિવસ તો મેં તેને રમાડયા જ કર્યો. જ્યારે મને જણાયું કે આ દીવાનનો દીકરો દી' વાળે એમ લાગતું નથી અને કૃષ્ણપ્રસાદને જે કડવો અનુભવ થયો તે અનુભવની આફત મારાપર ઉતરે તે પહેલાં ચેતી જવું સારૂં. એ વિચાર આવતાંજ એક દિવસ "દાદીમા દેશમાં સખ્ત બીમાર છે" એ બહાનું બતાવી મેં દીવાન સાહેબને ત્યાંથી સ્ટેટમાં બીજી નોકરી મળવાનો ચાન્સ જતો કરીને પણ રજા લીધી અને હું સ્ટેશને ટીકીટ ખરીદી ગાડીના ડબ્બામાં બેઠો. એટલામાં પ્લેટફોર્મપર લટાર મારતા કૃષ્ણપ્રસાદ મારી પાસે આવી પહોંચ્યા અને બોલ્યા.

"કાં કપુરચંદ ભાઇ! આમ અચાનક ક્યાં બીસ્ત્રા બાંધ્યા?"

"શું કરીએ ભાઇ! મોટાનાં છોરૂના મહેતાજી થવું એ કંઇ સહેલું છે?"

મારો પ્રત્યુત્તર સાંભળી કૃષ્ણપ્રસાદે એક અર્થસૂચક સ્મિત કર્યું. એટલામાં તો એન્જીને ચીસ પાડી અને અમારી ગાડી સ્ટેશન છોડી ગઇ.

---

# ઉત્તમભાઈ–ઉંધીયા !

સાગર રૂપી સંસાર અનેક પ્રકાર નાં માછલાં રૂપી માનવોથી ભર્યો પડયો છે. જેમ સમુદ્રનાં ઘુઘવતાં જળ નીચે જાતજાતનાં માછલાંઓ અને અન્ય જળચર પ્રાણીઓ વિચરી રહ્યાં છે, તેમ આ વિશ્વાબ્ધિમાં પણ તરેહ તરેહ ની ખાસીયત અને મીજાજનાં મનુષ્યો વસવાટ કરી રહ્યાં છે. પશુ–પક્ષીઓની સૃષ્ટિમાં જેમ હાથી, ઘોડો, ગાય, ઊંટ, વાંદરો, મેના, પોપટ, કોયલ અને કાગડો એમ અસંખ્ય જીવોમાં ઓછી વત્તી ચતુરાઇ અને ચાંચલ્ય જોવા માં આવે છે, તેમ માનવસૃષ્ટિમાં પણ અનેક પ્રકારની ખાસીયત અને દીમાગ નાં દર્શન થાય છે. બુદ્ધિશાળી અને ચકોર માણસ આંખના ઇસારામાં સામા માણસની લાગણીઓ અને સંકેત પારખી લે છે અને એ રીતે એવાં માણસો પોતાના વ્યકિત ત્વની છાપ પાંચ માણસ ઉપર પાડી શકે છે; ત્યારે કેટલાંક એવાં માણસો આવે છે કે તેઓ જયાં જાય ત્યાં ગુંદરની જેમ એવાં તો ચીટકી જાય છે કે બીજાંઓ મનમાં એમજ ઇચ્છે કે, 'આ લપ હવે કયારે જાય !' આમ આવાં ગુંદર સ્વભાવનાં ગુંદરીયાં, ઉંદર સ્વ ભાવનાં ઉંદરીયાં અને ઘુંસ સ્વભાવનાં ઘુંસણીયાં માણસોનો અનુભવ તો ઘણાનેય થયો હશે, પણ હમણાં મને એક અવળચંડા મીજાજના ઉંધીયા માણસનો અનુભવ થયો, તે ખરેખર અદ્દભુત અને અનોખોજ છે.

× × × ×

મુંબાઇના એક પ્રતિષ્ઠિત લત્તામાં મારી બાજુની ખોલીમાં રહેતા મારી જ્ઞાતિના ઉત્તમલાલભાઇની એ અવળ ચંડી આદતની મને ખબર ન હતી પણ એક દિવસ એવો બનાવ બન્યો કે, ઉત્તમલાલભાઇની ઉંધીયા પ્રકારની ખાસીયત કેવી છે તે મને જાણવા મળ્યું.

એ દિવસે સવારે લગભગ આઠેક વાગ્યાનો અમલ હશે, ત્યારે હું મારી નાની બેબીને સાથે લઇ શાકભાજી લેવા નીકળ્યો હતો. હું ભુલેશ્વર મારકીટ માંથી શાક ખરીદી એક હાથમાં બેબી અને બીજા હાથમાં શાકની ઝોળી લઇ મારકીટમાંથી બહાર નીકળ્યો, એટલામાં

મને પણ જરા અપમાન જેવું લાગ્યું હતું અને અમારો માળો પણ નજીક આવી ગયો હતો. એટલે હું એકદમ ત્વરાથી ચાલી દાદર ચડી ગયો અને ઉતાવળમાંજ બેખીને મારી પત્નીને સોંપી જ લઈ જલદી કોટ પહેરી હું મારી ઓફીસે જવા ઉપડી ગયો, ત્યારે પુષ્પા અને ઉત્તમલાલ દાદરો ચડી રહ્યાં હતાં. મેં તેની સામે દૃષ્ટિ સરખીએ કરી નહિ. અને હું સડસડાટ કરતો દાદર ઉતરી ગયો પણ તેમ છતાંયે ઉત્તમભાઈ તો મારી પાછળ દોડયા અને ઠેઠ નાકા સુધી બૂમો મારતા મારતા મારી પાછળ પાછળ આવ્યા. તેઓ બાંગો પાડી રહ્યા હતાઃ

'અરે ઓ બાબુભાઈ! ઉભા રહો, ઉભા રહો શું કામ છે?'

પણ મને તેના પર ગુસ્સો ચડયો હતો. વળી મારે જલ્દી જવાનું પણ હતું એટલે હું તો એક ટેક્ષી કરી એકદમ ઉપડી ગયો.

હું ઓફિસે પહોંચ્યો ત્યારે બંબાવાળાઓએ આગ વખત સર બુઝાવી નાખી હતી અને નુકસાન થતું બચાવી લીધું હતું, એટલે મેં બધું સાવચેતીથી સંભાળી લીધું. એટલામાં પાંડુ અમારા સાહેબને બોલાવીને પણ આવી પહોંચ્યો. તેને બધું સહીસલામત છે એ પ્રકારનો મેં રીપોર્ટ આપ્યો, એટલે બંબાવાળાઓને બક્ષિસ આપી અમારા પારસી સાહેબ મને તેની મોટરમાં જ મારે ઘેર મુકી ગયા.

હું પાછો ઘેર આવ્યો ત્યારે ઉત્તમલાલભાઈ તેની ઉનના કાપડની દુકાને ઉપડી ગયા હતા અને પુષ્પાબ્હેન સગડી પાસે બેસી રોટલી વણી રહ્યાં હતાં. તે મને જોઈ બોલી ઉઠયાંઃ

"અરે બાબુભાઈ, અહીં આવો તમારૂં કામ છે."

"એ આવ્યો બ્હેન." કહી હું તેની રૂમમાં ગયો એટલે તેમણે કહ્યું કે,

"આ તમારા ભાઈને તમે બોલાવ્યા ને ન બોલ્યા તે બાબત તમે મનનાં કંઈ ખોટું ન લગાડતા."

"કેમ બેન ખોટું કેમ ન લાગે? મેં કેટકેટલી બૂમો મારી છતાં ન બોલે? એવું કેવું એનું ઘમંડ?"

"ના ભાઈ ઘમંડ નથી, પણ એને એવી ઉંધી ને અવળચંડી ટેવ જ છે. કોઈ પણ કામ એને કહો તો એનાથી તે ઉંધું જ કરે છે. જો બોલાવશો તો નહિ બોલે અને નહિ બોલાવો તો ઉલ્ટા તે તમને બોલાવતા તમારી પાછળ આવશે. એવી એની આદત છે સમજ્યાને બાબુભાઈ! ઘરમાં પણ એમ જ કરે છે, તો બહારની શી વાત!"

પુષ્પા બ્હેનની આ વાત સાંભળી મારાથી સહેજે જ બોલાઈ જવાયું.

"અરે રહેવાદ્યોને બાબુભાઇ ! બહુ ચગોમાંને ! તમે વાત નહિ કરો તો હું કરીશ." આમ કહી ઉત્તમલાલભાઇએ તેના ઝબ્બાના ખીસામાંથી એક કવર કાઢીને મારા હાથમાં મુકતાં કહ્યું:

"જુઓ ! આ દેશથી કાગળ આવ્યો છે. મારા સાળાનાં લગ્ન થવાનાં છે. મારી સાસુ બિચારાં એકલાં વિધવા બાઇ છે. માટે અણવરે હું થવાનો છું અને બધો કારભારે હુંજ કરવાનો છું. માટે તમારે જરૂર આ લગ્નપ્રસંગમાં આવવુંજ પડશે."

"ના ભઇશ્યાબ ઉત્તમભાઇ ! હું નથી આવવાનો !"

એમ કહી મેં વાતમાં જરા મોણ નાખ્યું, પણ એટલામાં તો મારી ઓરડીના બારણાની આડે ઉભાં ઉભાં અમારો સંવાદ સાંભળી રહેલાં પુષ્પા બ્હેન અને મારી પત્ની ખડખડાટ હસી પડયાં અને પુષ્પા બ્હેને આવીને કહ્યું કે—

"હા, ખરૂં છે. બાબુભાઇ ! ત્હમારા ભાઇના આગ્રહને માન આપીને તમારે જરૂર મારા ભાઇના લગ્નમાં સહકુટુંબે આવવુંજ પડશે."

પુષ્પા બ્હેનના આગ્રહને વશ થઇ મેં પ્રત્યુત્તર આપ્યો કે,

"ત્હમારા બંનેનો અતિ આગ્રહ છે તો જાવ અમે જરૂર આવીશું."

મારો જવાબ સાંભળી પુષ્પા બ્હેન અને ઉત્તમભાઇ ખુશી થતાં ચાલ્યાં ગયાં. એટલે હું અને મારી પત્ની ઉત્તમભાઇના આવા ઉંધીયા અને અતરંગ સ્વભાવ પર ચર્ચા કરતાં મંદ મંદ હસી રહ્યાં.

× × × ×

મહા મહિનો આવી પહોંચ્યો અને ઉત્તમલાલભાઇના અતિ આગ્રહને વશ થઇ અમે તેના સાળાના લગ્નમાં ગેંડાપુર ગામે જઇ પહોંચ્યાં. અહીંથી ઉત્તમલાલભાઇના સાળાની જાન દશ બાર ગાઉ દૂર આવેલા ગરબાકોટ ગામે જવાની હતી. ઉત્તમલાલભાઇનો ઉત્સાહ ક્યાંય મા'તો નહતો. એક તો પોતે અણવર હતા, વળી બધો કારભાર પણ તેનેજ સંભાળવાનો હતો. એટલે પછી પૂછવુંજ શું ? પણ એના ઉંધીયા સ્વભાવથી તેઓ એવા તો છબરડા વાળતા હતા કે, તેને જો પુષ્પાવતી જેવી પાવરધી પત્ની ન મળી હત, તો જરૂર ઉત્તમલાલભાઇ ફજેતીને ફાળકે ક્યારનાએ ચડી ગયા હત. પણ એવો અણીનો અવસર આવતો ત્યારે પુષ્પા બ્હેન પોતાના અતરંગ પતિ ઉત્તમલાલભાઇ ઉંધીયાને પોતાની કુશાગ્ર બુદ્ધિથી કેળવી લેતાં.

આખી જાન ગરબાકોટ ગામે જવા બેલગાડીમાં ઉપડી અને વાજતેગાજતે

આનંદઉમંગે પરણે, અને વરઘોડો સાથે તો પહોંચી ગયા. અને દાગા પેટા ફરો પણ હેરાન થતા. અને તેઓએ સ્વાભાવિક સંજોગાધીક આનંદ માણ સૌને સાચવી તન-મન અને આગ્રહી પીણીના પ્રસંગો જાળવ્યા હતા. પણ ઉત્તમલાલભાઇના ઊંધીયા સ્વભાવે વરઘોડા વખતે એવો પ્રસંગ ઉપસ્થિત કર્યો હતો કે, આ જમાનાને જગ આખા માન અને ગામમાં હાસ્યનિમિત્ત તર ખાટ બની ગયો હતો.

વાત એમ બની હતી કે, વરઘોડા નાખતે ભાઇએ એમ કહ્યું કે, વર અને અણવર માટે ઘોડાં શાંત અને સૌમ્ય લાવવાં કે બંદુકોના બહાર અને દીવા બત્તીની રોશનાથી ભડકી ઉઠે નહિ. પણ આ વાત સાંભળી ઉત્તમલાલભાઇ ઉંધીયા આડા ફાટયા અને એવી હઠ પકડી કે, "નહિ ઘોડા તો પાણીદાર અને તેજ જોઇએ. શું અમે એવાં રેઢીઆર ઘોડાંપર બેસીશું ? એ કદી બનશે નહિ."

ઉત્તમલાલભાઇ પાસે વાત કરવાની આ અવળી શરૂઆત થઇ ગઇ છે એ હું સમજતો હતો છતાં એક વાર સ મજાવી જોવા મેં દલીલ કરી જોઇ કે,

"ઉત્તમભાઇ ! આપણે વેપારી વરણ કહેવાઇએ માટે સાદાં ને રાંક ઘોડાં સારાં. માટે મારું ગરીબનું માનો તો કાંઈઆ વખતમાં અજોભું ઘોડાં લાવવાની હઠ છોડી દો તો સારું."

પણ એ ઉંધીયા ભાઇ એમ કયાં માને એમ હતા ? તેણે તો પોતાની અવ ળચંડાઇ પકડીજ રાખી. અને છેવટે તેઓએ ગરબાડિઆ ગામના ગરાશી યાની તેજણ ઘોડીઓ લાવવાનું કબુલ કર્યું, ત્યારે તેઓ શાંત પડયા.

× × × ×

રાતના નવ વાગી ગયા હતા. વર ઘોડાની બધી તૈયારીઓ થઇ ચૂકી હતી. પ્રેટસન લાઇટો અને કારબાઇટ ગેસની બત્તીઓવાળાં મુંબઇથી મંગાવેલાં ઝુમરો મજુરો માથે લઇ આજુબાજુ બે લાઇ નોમાં ગોઠવાઇ ગયા હતા. ગામ આખું આવો અલૌકિક વરઘોડો જોવા આતુર બની ગયું હતું. જાનડીઓ પણ મુંબઇ ફેશનનાં વસ્ત્રો પહેરી ગીત ગાવામાં તલ્લીન થઇ ગઇ. ફકત હવે ઘોડાંઓ આવે એની રાહ જોવાતી હતી. થોડી વાર થઇ અને દરબારગઢમાંથી છુટેલી ખુંખાર કરતી તુમાખી બે તેજણ ઘોડીઓને તેના ખાસદારોએ અમારી જાનના ઉ તારા પાસે લાવીને ઉભી કરી.

ઘોડીઓના શરીર પર લોહી થનગન થનગન કરતું હતું. અને તેના પર જરી આન ભરેલો સામાન ચકચક થઇ રહ્યો

હતો. ઘોડીઓના પગ ધરતી ઉપર તો સ્થિર ટકતા જ ન હતા અને હાવળો ઉપર હાવળો દઈ આખો ઉતારો ગજવી મૂકયો હતો.

ઘોડીઓ આવેલી જોઈ વર, અણવર ઉભા થયા અને ઉપર સ્વાર થવા તેની પાસે ગયા. એ સ્વારોનાં દીદાર જોતાં જ આ તેજણો કેમ જાણે એ સ્વારોને ઓળખી ગઈ હોય તેમ ભયંકર હણુ હણાટ કરી ઉઠી. અને એ અવાજ અને દેખાવ જોઈ વર અણુવરના પો તીયાં ઢીલાં થવા લાગ્યાં, પણ હવે તો સવારી કર્યા વિના છુટકોજ નહતો.

જેમ તેમ કરી ખાસદારોની મદદથી ઉત્તમલાલભાઈ અને તેમના સાળા ઘોડીઓ પર સ્વાર થયા અને સાજન માજન સાથે ઢોલ ત્રાંસાના અવાજો વચ્ચે વરઘોડો વેવાઈને માંડવે જવા ઉપડયો.

રસ્તામાં મેં બારીક નિરીક્ષણુ કરી જોયું તો મને સ્પષ્ટ સમજાયું કે, આ પવનપંથી અને તોફાની ઘોડીઓની પીઠ પર ટકવું એ વર–અણુવરને મન એક આબરૂનો પ્રશ્ન થઇ પડયો હતો. તેનાં મોઢાં કુંયાં–વીયાં અને રડમસ જેવાં થઇ ગયાં હતાં અને તેમાંયે રસ્તામાં એક વખત જ્યારે બંદુકનો બહાર થયો, ત્યારે તો ઘોડીઓ ચારે પગે ઉભી થઇ ગઇ હતી અને વર–અણુ વર ભૂમિને ભેટવાની તૈયારીમાં હતા; એટલામાં બાજુમાં ચાલતા બાહોશ ખાસ દારોએ તેમને બચાવી લીધા હતા, આમ જેમ તેમ કરી વરઘોડો વેવાઇને માંડવે તો પહોંચ્યો. વરને પોંખવા માટે બે ચાર માણુસોએ મદદ કરી ઘોડા પરથી ઉતાર્યો, પણુ અણુવરની ઘોડી એક જગ્યાએ સ્થિર થઇ ઉભતી નહોતી. એટલે ઉત્તમલાલભાઇ હજુ ઘોડી પરથી ઉતરી શકયા નહતા. ખાસદારો ઘોડીની લગામ ખેંચી રોકવા ઘણી મહેનત કરતા હતા, પણુ તે તેજણુ અત્યારે તોફાને ચડી હતી. ઉત્તમલાલભાઇના પેટમાં ધાસ્તી પડી ગઇ હતી અને આ આફતમાંથી ઉગરવા મનમાં ને મનમાં 'જે શ્રીકૃષ્ણ જે શ્રીકૃષ્ણ' નો જાપ જપી રહ્યા હતા. પણુ એટલામાં વર પોંખાઇ રહ્યા તેની ખુશાલીમાં બંદુકવાળાએ બંદુકનો એક બહાર કર્યો અને ઘોડી ભડકી. ઉત્તમ લાલભાઇને લઇને નાસવા લાગી. લો કોમાં નાસભાગ થઇ રહી. ઉત્તમલાલ ભાઇની ચાંચવાળી ચમકતી પાઘડી ઉડીને આઘી પડી, હાથમાંથી લગામ છુટી ગઇ અને તેઓ જરૂર નીચે ગબડી પડત પણુ પાઘડાંમાં પગ એવો ભરાઇ ગયો હતો કે, તે શ્રીમાન ઘોડીની પીઠ પર ઉંધે માથે લટકી પડયા.

ઘોડી છલાંગો મારતી અને હણુ હણાટ કરતી ગામ બહાર દોડી ગઇ. ઉત્તમભાઇનું શું થયું હશે તે વિષે સૌ

# મનુભા—મેનેજર !

ત્રણ ગામડાંના ગરાસદાર ગંગાસિંગ બાપુ વૃદ્ધ થવા આવ્યા હતા. બાપુને ગરાસમાં હતાં તો ત્રણજ ગામ, પણ તે ત્રણેય ગામના ખેડુતો એટલા બધા આબાદ હતા કે, વરસ દહાડે ઠીક ઠીક સમૃદ્ધિ બાપુના દરબારગઢમાં ઠલવાતી. એ વખતમાં કાયદારો અને કારભારીઓ પ્રજાને શિરે નહોતા ચોંટયા. વહીવટીયાઓ સીપાઇ સફરાંઓ કેવાં હોય એ પ્રજા સ્વપ્નેયે સમજતી નહિ.

એ વખતમાં તો ગરાસદારો, જમીનદારો અને દરબારો પ્રજાને પુત્રવત્ ગણી પાળતા, તેમ ખેડુતો પણ ઉત્સાહ અને ઉમંગથી આખું વર્ષ મહેનત કરી ધરતીમાતા પાસેથી ધાન મેળવી તેમાંથી ચોથો ભાગ પોતાના રક્ષણકર્તા રાજવીને ઘેર જઇ નાખી આવતા, અને એ જમાનામાં આખી પ્રજામાં ખેડુતો પ્રધાનપદે ગળતા.

આ પ્રમાણે ગંગાસિંગ બાપુએ પણ પોતાનાં એ થોડાં ગામોથી પ્રજાનો પ્રેમ સંપાદન કરી આખું આયુષ્ય વિતાવ્યું હતું, પણ મોટામાં મોટી ખોટ તેઓને એ સાલતી હતી કે, વૃદ્ધત્વ પ્રાપ્ત થવા છતાં હજુ તેઓને પુત્રપ્રાપ્તિ થઇ ન હતી. તેમ હવે વારસદાર પુત્ર થવાની આશા પણ નિરાશામાં ફેરવાઇ ગઇ હતી, એટલે ઠકરાળાંની સુચનાથી હમણાં હમણાં તેણે પોતાના સાળા મનુભાને બોલાવી મેનેજર પદે સ્થાપ્યા હતા અને બધો વહીવટ તેને સોંપી પોતે પ્રભુભજનમાં સમયનો મોટો ભાગ વીતાવતા.

× × × ×

મનુભાના વડવાઓ મોટો ગીરાસ અને સારી એશઆરામી મુકી ગયા હતા, પણ બાપુશાહી દાયરાઓ અને અફીણ વિ. વ્યસનોને ચાળે ચડી મનુભા દરબારે બધું ફનાના ફાતીયા કરી નાખ્યું હતું અને વકીલ સોલીસીટરોનાં ઘર ભર્યા પછી હવે દારિદ્રય સાથે દ્વંદ્વ યુદ્ધ ખેલતા હતા, છતાં આપખુદી અને તોંગરાટનો મૂળ સ્વભાવ તેઓએ છોડયો ન હતો.

ગંગાસિંગ બાપુના ગરાસમાં મેનેજરપદ મળતાં આ માનસિંગ બાપુનો મિજાજ પાછો ખીલી ઉઠયો. કમ અક્કલ અને કાવાકસુંબાના શોખને લઇને તેની આસપાસ મૂર્ખ અને

બુદ્ધિનાં ખારદાન જેવા હજામો અને ખાવરા કેળવાયેલાંનું મંડળ જામ્યું અને પ્રજાને પણ એમના અમલનો આકરો અનુભવ થવા લાગ્યો.

મનુભાના ખાસ ખાસદારોમાં હરખો હજામ, હાજો કુંભાર અને હિંમતો હિંગખાઉ એ વ્યક્તિઓ મુખ્ય હતી, અને મનુભાને જરાય, સુંદરી અને કાળાકસુંબાના ફંદમાં ફસાવી 'હાજી હા બાપુ'ના સૂર પર નચાવતા હતા.

એક વખત એવું બન્યું કે હાજા કુંભારના પડોશમાં રહેતા ટીડા મહારાજે હાજાને બોલાવ્યો અને મેનેજર સાહેબનો કૃપાપાત્ર માણસ છે એમ જાણી જરા નમ્રતાથી કહ્યું કે,–

"હાજાભાઇ, આ તમારાં ગધેડાં હંમેશ મારી ડેલીમાં આવીને બેસે છે, જનાર આવનાર તરફ લાતો ઉછાળે છે અને લાદ વિ. કરી ગંદકી કરે છે, તો તે આપનાં જનાવરોને ઘરમાં બાંધી રાખો તો મોટો ઉપકાર !"

"ઓહોહો ! માળો બામણો બહુ બડાઇ મારતો શીખ્યો એમ ? અમે કંઇ આજકાલના અહીં નથી રહેતા, અમારા બાપદાદાએ અહીં જીંદગીઓ વીતાવી છે. કદી કોઇએ અમારાં ગધેડાંને આંગળી નથી ચીંધાડી ને આજે વળી તું કહેનાર કોણ ?"

હાજાનો આ તોછડો જવાબ સાંભળી ટીડા મા'રાજનો પણ મીજાજ હાથ ન રહ્યો અને તેણે ગુસ્સામાંજ સુણાવી દીધું કે–

"જાવ ટાળો વાત ! ગધેડાના સરદારમાં શું કહેવાનું હોય ! હાજાભાઇ ! તારા બાપ તો બહુ શાણા માણસ હતા, ત્યારે તું આવો તકરારી પાક્યો તેનું કેમ કરવું ?"

"હેં શું તેં મને ટપલો કહ્યો, પણ યાદ રાખજે મોટા ટીડીયા ! કે એક હજુરના હજુરીયાનું અપમાન કરતાં કેટલું ભારે પડી જાય છે !"

હાજો આમ કહેતો કહેતો ટીડા મા'રાજ સામે આંખો ઘુરકાવતો ચાલ્યો ગયો અને ટીડો મારાજ પણ આ ખોલકાં બેસાવનારના ખોફમાંથી ઉગરવા શો ઉપાય કરવો તેના વિચારમાં પડ્યો.

× × × ×

એક દિવસ મનુભા ઠાકોર કાવા કસુંબાના તોરમાં ખીલ્યા હતા. હાજો, હરખો અને હિંમતો 'રંગ બાપુને રંગ' કહીને ઉત્સાહ આપી રહ્યા હતા. એટલામાં બાપુના મનમાં એક બુટ્ટો ઉઠ્યો અને બોલી ઉઠયા કે:

"ભેરૂઓ, આ ગામમાં કોઇ એક એવો 'નજુમી' હશે કે જે ત્રણે કાળ, – ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું ભવિષ્ય ભાખી દે."

બાપુનો પ્રશ્ન સાંભળી હાજાનો ટીડો સળવળ્યો અને કંઇક યાદ કરતો હોય તેવો ડોળ કરી આંખોનાં ભવાં ચડાવી, માથું ધુણાવતાં બોલ્યો કેઃ

"હા, બાપુ હા. આ ગામમાં ટીડો મારા'જ એવું ભવિષ્ય ભાખે છે, જાણે આરસામાં મોઢું જોયું. પણ......"

હાજો વાત ગળી જતો હોય તેવો ડોળ કરી અરધેથીજ અટકી ગયો, એ ટલે મનુભાની કુતૂહલ વૃત્તિ વધુ ઉશ્કે રાઇ અને તેઓ એકદમ બોલી ઉઠયાઃ

"કેમ હાજા, 'પણ' કહીને કેમ રહી ગયો ? ટીડો મા'રાજ મારા પાસે શું વીસાતમાં છે ? હું એ જાણવા માગું છું કે આ ગંગાસિંગ બાપુ તો ગલઢા થયા છે, તો આ ગીરાસની સં પૂર્ણ સત્તા મારા હાથમાં કયારે આ વવી જોઇએ ?"

"અરે બાપુ આપ તો રાજા છો, આપ તો આભના તારાએ હેઠા ઉ તારી શકો, પણ આ ટીડા મા'રાજને એક એબ એવી છે કે, એને આટરામાં આકરી સજાની ધમકી આપવામાં આવે તોજ તે ખરી વાત કહેશે, નહિ તો સાચે સાચું ભવિપ નહિ ભાખે. સમ જ્યાને બાપુ ?"

"અરે એ ભરડાના શા ભાર છે ? જા હું તને હુકમ કરૂં છું કે, આપણા સપાઇને મોકલી એ ભરામણને આપણી કસારીમાં કાલે હાજર કરજે."

"હાં હજુર હાં ! આપનો હુકમ ઉઠા વવાને આ ગુલામો તૈયાર છે."

હરખો, હાજો ને હિંમતો ત્રણે એકી સાથે બોલી ઉઠયા. અને અફીણની કાંકરીઓ જરા વધારે થઇ ગઇ હોવાથી ઘેનના ઝોલાં ખાતા, બધા એક બીજાની ઉપર અથડાઇ બેઠા હતા ત્યાં જ ઉપરા ઉપર આડા પડી ઘોરવા લાગ્યા.

× × × ×

બીજે દિવસે મેનેજર સાહેબની ચં ડાળ ચોકડીની કચેરી ભરાણી કે તુર્ત જ એક સિપાઇએ ટીડા મહારાજને લાવી ત્યાં હાજર કર્યા. ટીડા મહારાજે આવી, બે હાથ જોડી ઘણા જ નમ્ર ભાવે નમન કરતાં કહ્યુંઃ

"કેમ બાપુ ! આ ગરીબ બ્રાહ્મણને કેમ બોલાવવો પડયો ? આપની શી આજ્ઞા છે ?"

ટીડા મહારાજને જોઇ હાજા કુંભારે મૂછો આંગળી આંકડા ઉંચે ચઢાવ્યા અને થોડા દિવસ પહેલાં પોતે આપેલ 'ચેલેન્જ' યાદ દેવરાવતો હોય તેવો અવાજ કરી બોલ્યોઃ

"આજ્ઞા ! બાપુની આજ્ઞા એ છે કે, એમનો હાથ જોઇ ખરેખરૂં ભવિષ્ય તમારે ભાખી દેવું. જો જુઠું પડશે તો ઘાણીમાં ઘાલીને તમોને પીસી નાખ વામાં આવશે; સમજ્યાને ભરમ દેવતા !"

"ઓ...અં...અં...તા...ઇ...સ્મા...ય......" ડાકનો હુકમ સાંભળી ટીડા મા'રાજની જીભ તોતડાવા માંડી, ને ધ્રુજતા ધ્રુજતા અને બાપુને કંઈક વિનંતિ કરવા જતા હતા, એટલામાં તો મેનેજર મનુભા તડૂકીને બોલી ઉઠયા:

"એ...એ...એ ને મેં મેં મેં કંઈ નહિ ચાલે. ભવિષ્ય ભાખવામાં ભૂલ કરશો તો તમને ઊભા ને ઊભા ચીરી નાખવામાં આવશે. એ પણ ભૂલતા નહિ, અરગ દેવ!"

આ બધી ધમકીઓ સાંભળી ટીડા મા'રાજનાં તો ગાત્ર શિથિલ થઈ ગયાં. તેણે તેના ઇષ્ટ દેવનું સ્મરણ કર્યું અને છેવટે થવાનું હોય તે થાય એવો દૃઢ નિશ્ચય કરી, બધી હિંમત એકઠી કરી, બાપુ પાસે ગયા અને તેનો હાથ પકડી ભવિષ્ય ભાખવા માંડયું.

"મેનીજર સાહેબ, ખરૂં જાણવા માગતા હો તો મારે ઘણી જ દલગરી સાથ કહેવું પડે છે કે, ઘણા જ થોડા સમયમાં તમારૂં નખ્ખોદ નીકળી જશે. તમારા ધંધા જોતાં ધનોત પનોત થઇ જશે. અને રૈયતને રંજાડવા જતાં તમેજ રાનરાન ને પાનપાન થઇ જશો. આ ભૂલ વગરનું જ ભવિષ્ય છે."

આમ કહી ટીડો મહારાજ મુઠીઓ વાળી, દોટ મુકી, જીવ લઇ નાઠા. રસ્તામાં તેની પાઘડી પડી ગઇ, ખેસ ઉડી ગયો, અંગરખાને ઉજરડા પડયા, પણ તે કશાની પરવા કર્યાં વગર તે હાંફળા ફાંફળા ઉના બજારે દોડતા ઘરમાં ઘૂસી ગયા. આ બનાવથી આખા ગામમાં ચારે ચકચાર ફેલાઇ ગઇ અને મનુભા તથા તેના ગોઠીઆઓ પણ આવું ભયંકર ભવિષ્ય જાણી બાઘોલા જેવા બની વિમાસણમાં પડી ગયા.

× × × ×

બીજે જ દિવસે વહેલી સવારે ટીડા ગોર ગોરાણીને ઉંઘમાંથી ઉઠાડીને કહેવા લાગ્યા:

"અરે એ...ઇ...ઇ...ઉઠ...હવે આ ગામમાં રહેવામાં કંઇ માલ નથી. ગાંડડાં પોટલાં માંડ બાંધવા; થઇ જઇએ મુંબઇ ભેગાં."

"હેં મુંબી. હાય હાય! એટલે બધે પરદેહમાં આપણું કોઇ નહીં, ત્યાં જઇ ને શું કરશું?"

"અરે કરે શું વળી, કરશું વીશી અને જમાડશું માણસોને. આ ગમારોના ગામમાં રહી જાનને જોખમમાં નાખવા કરતાં એ શું ખોટું?"

"હા, એ વાત તો તમારી સાવ સાચી."

આમ કહી ટીડા ગોરનાં પત્ની લબાચા માંડયાં બાંધવા અને ટીડો ગોર આસ પાસનાં થોડે દૂર આવેલાં સ્ટેશને જવા ગામમાં ગાડું ભાડે કરવા ગયા.

આ બનાવથી આખા ગામમાં હોહા થઇ ગઇ. ખેડુતો અને વાણીયા, વેપારી

સૌ ભેગા થઇ ગયા અને સૌએ મળી ઠરાવ કર્યો કે, આ માનસિંગને મેનેજરપદેથી ખસેડવા ઉપલી સત્તાને અરજ કરવી, પણ ટીડા ગોરને ગામમાંથી જવા ન દેવા.

બધાં ગ્રામ્યજનો ટોળે મળી ટીડા મહારાજને સમજાવવા ગયાં, પણ ટીડા મહારાજ એટલા ગભરાઇ ગયા હતા કે એકના બે ન થયા. છેવટે પ્રજાના પોકારથી એ મેનેજરનાં પગલાં ગામમાંથી તદ્દન ભુંસાઇ જાય ત્યારે વળી પાછું આવવાનું ટીડા મહારાજે વચન આપ્યું. અને એ દિવસે તો તેઓ જુના નાતા અને સંબંધને છોડી પોતાનું વહાલું વતન તજી મુંબઇ જવા ઉપડી ગયા.

× × × ×

આમ ને આમ વર્ષો વીતવા લાગ્યાં. પ્રજાપોકાર વધી પડયો. પણ કોઇ દાદ ફરિયાદ સાંભળતું નહીં. અને મનુભા મેનેજર પણ દિવસે દિવસે જમીનથી ચાર વેંત અદ્ધર પગલાં માંડતા જતા હતા.

એવામાં દૈવયોગે ગંગાસંગ બાપુને મૃત્યુએ ઝડપી લીધા અને તેમનાં ઠકરાળાં પણ ત્યાર પછી થોડી મુદતમાં સ્વર્ગે સંચરી ગયાં કે તુર્ત જ ઉપલી સત્તાનું આ ગરાસ પર ધ્યાન પડયું અને દરમ્યાનગીરી ચાલુ થઇ. પ્રજાપોકારની અરજીઓ અને જુનાં દફતરોમાંથી પણ એવાં એવાં કારણો કાઢી ગંગાસિંગ બાપુનાં ગામડાં સરકારની સીધી દેખરેખ નીચે લીધાં અને મનુભા મેનેજરને માથે આભ અને નીચે ધરતી રહી ગઇ. ત્યાંથી પાણીચું મળ્યું અને ટીડા મહારાજનું ભવિષ ખરૂં પડતું હોય તેમ આ દુનિયામાં તેનું આસજન કોઇ રહ્યું નહિ અને અન્નનાં પણ ફાંફાં પડવા લાગ્યાં.

ત્યારે મુંબઇમાં ટીડા મહારાજનાં નશીબ તેજ થઈ ચૂકયાં હતાં. શરૂઆતમાં તો તેઓ નાની વીશી ઉભી કરી મુંબઇમાં આવતા વટેમાર્ગુઓને જમાડતા પણ ધીમે ધીમે તેમણે એક અપ–ટુ–ડેટ રહેવાજમવાની સગવડવાળું લોજ સ્થાપ્યું અને તેની ઉત્તમ રસોઇ અને ભલી રીતભાતથી મોટા મોટા જાગીરદારો અને ભલભલા વેપારીઓનું તે ઉતરવાનું પ્રિય સ્થાન થઇ પડયું અને ટીડા મહારાજની આમદાની વધતાં ચાકર, નોકરો, મહેતા, મેનેજર, મોટર ગાડી વિ. સાહ્યબી વધી પડી, અને ગોરાણીના હરખનો તો કંઇ પાર જ રહ્યો ન હતો. કારણ કે મુંબઇમાં આવ્યા પછી ઇશ્વિરે એક પુત્ર અને આટલી રજવાડી રીયાસત આપી હતી, પછી પૂછવું જ શું ? ગોરાણી તો ગાંડાં ઘેલાં થઇ ગયાં હતાં.

એક દિવસ ટીડા ગોર મહાલક્ષ્મીનાં દર્શન કરી પાછા ફરતા હતા, ત્યારે

તેણે પગથીઆ પર ભીખારીઓ બેસી રહે છે, ત્યાં ફાટેલ તુટેલ કપડાંવાળા એક પડછંદ આદમીને બેઠેલો જોયો. તેને જોતાં જ તે ચોંકયા અને બારીકાઈથી તેના મોઢાનું નિરીક્ષણ કરવા લાગ્યા. હજામત ચડી ગયેલી હોવાથી તે બરાબર ઓળખાતો ન હતો, પણ એટલામાં તે સામેથી જ બોલી ઉઠયો:

"કોણ ટીડા મહારાજ તો નહિ."

"અરે હા, મનુભા તમે અહીં કયાંથી?"

મનુભાએ બધી અથથી ઇતિ વાત કરી અને છેવટે એક ઊંડો નીસાસો નાંખી ટીડા ગોરને ત્રણ આંગળી બતાવી તેના સામું જોઇ રહ્યા. મનુભાના આ સંકેતથી ટીડો મા'રાજ કંઇ સમજ્યા નહિ એટલે તેણે પૂછયું:

"કેમ આ ત્રણ આંગળી કેમ બતાવો છો?"

"અરે તમે સમજ્યા નહિ. અમે કાંટીયું વરણ મોઢેથી કંઇ થાડું જ માગી શકીએ છીએ."

"શું ત્રણ રૂપીયા જોઇએ છે?"

"ના રે ભાઇ ના."

"ત્યારે આ ત્રણ આંગળીનું શું સમજવું."

"આ ત્રણ દિવસના કડાકા થયા છે. પેટમાં ભૂખની આગ લાગી છે; માટે કંઇ બંદોબસ્ત કરો તો તમારો ઉપકાર."

"હં! જોયુંને મનુભા!" કહી ટીડા ગોરે વ્યંગમાં માથું હલાવ્યું અને પછી તુર્તજ મનુભાને હિંમત આપતાં ગંભીર બની બોલ્યા.

"કંઇ હરકત નહિ, મનુભા, ચાલો બેસી જાવ આપણી મોટરમાં."

મનુભા મોટરમાં બેઠા અને ટીડા મહારાજની 'ભવ્ય ભુવન હિંદુ લોજ'માં આવી પહોંચ્યા.

× × × ×

પેટમાં અનાજ પડયું. અને મનુભાનો આત્મા શાંત થયો, એટલે ટીડા મહારાજે કહ્યું.

"બોલો મનુભા, હવે જો આપની સાન ઠેકાણે આવી હોય ને ઇશ્વરનો ડર દિલમાં વસ્યો હોય તો રહી જાવ આપણી લોજમાં નોકરીએ. હું તમને અહીં પણ મેનેજમેંટ સોંપું છું. આપણે ત્યાં મોટાં મોટાં રજવાડાં ઉતરે છે, એની સરભરા કરવી અને તમારા હાથ નીચેનાં માણસો ઉપર દેખરેખ રાખવી. પગાર રૂ. દોઢસો માંડી આપીશ, બોલો છે કબુલ."

"કબુલ બાપા કબુલ ટીડા ગોર તમારો ઉપકાર કદી ભૂલાય એવો નથી."

—અને મનુભા 'ભવ્ય ભુવન હિંદુ લોજ'ના મેનીજર બની ગયા. પણ આખર તો એ કાંટીયું વરણ ને! છ આઠ મહીના પસાર થયા અને બાપુ પાસે હજારેક રૂપીઆની ઢગલી થઇ. લોજમાં માલમલીદા ખાવાના મઝ

તમાં મળે અને પગાર પડયો રહે. આમ ગાંઠે પૈસા થતાં મનુભા મેનેજરનો પાછો મૂળ સ્વભાવ જાગૃત થયો. હાથ નીચેનાં માણસોપર જોહાકી શરૂ થઇ અને કયારેક કયારેક તો મહેમાનો સાથે પણ માથું ફેરવીને વાત કરવા લાગ્યા. આ વાતની ફરીયાદ ધીમે ધીમે ટીડા ગોરના કાન સુધી પહોંચી અને ટીડા શેઠે મનમાં વિચાર કર્યો કે જરૂર આ માણસનો રજવાડી દીમાગ આપણે ત્યાં પોસાય તેમ નથી, માટે હવે તે પોતેજ અહીંથી પલાયન થાય તેવી યુક્તિ રચવી અને એક આખો દિવસ તેઓએ મનુભાની સાથેજ કાઢયો. તેઓ સવારથીજ ખુરસીપર ચોંટયા અને બીજા બધા નોકરોને આઘા પાછા થઇ જવાનું સમજાવી મેનેજરપર હુકમ પર હુકમ છોડવા લાગ્યા.

"અરે મેનીજર! મારા ટેબલના ખાનામાંથી માચીસ લાવો."

"હાં લાવ્યો." કહી મનુભા દોડયા અને માચીસ લઇ આવ્યા કે તુર્તજ બીજો હુકમ છુટયો.

"અરે મેનીજર! બીડી કયાં છે?"

"એ લાવ્યો." કહી મેનેજર બીડી લાવ્યા.

એટલામાં ટીડા મારાજને નાને કીકલે દીવાનખાનામાં રડારોળ કરી મુકી, તે સાંભળીને ટીડા મહારાજે ઓર્ડર છોડયો.

"મેનીજર, કીકલાને જઇને છાનો રાખો."

"હેં...હેં...હેં!" મનુભાના મુખમાંથી આશ્ચર્યના શબ્દો સરી પડયા.

"હેં શું હેં જાવ મારા હુકમને માન આપો."

મનુભાએ માથું ખંજવાળ્યું અને જેમ તેમ કરી કીકલાને છાનો રાખી આવ્યા કે, બીજો હુકમ થયો.

"મેનીજર આ ઓરડામાં આટલી બધી ધૂળ કેમ છે. જાવ ઝાડુ કાઢી નાખો."

"પણ એતો ઘાટીનું કામ......"

"એ કંઇ નહિ ચાલે. નોકરો બધા માંદા પડયા છે, માટે તમારેજ કામ કરવું પડશે. મારા તમે નોકર ખરા કે નહિ?"

આ ઓર્ડર મનુભાને માથાના ઘા જેવો થઇ પડયો. તેણે મુછના આંકડા જરા નીચા કર્યા, કટાણે મોઢે અને ઘવાયેલા સ્વમાને તેણે ઝાડુ તો કાઢયું, પણ ટીડા મહારાજનો આ અખતરો ખરેખર અસરકારક નીવડયો અને બીજે દિવસે મનુભા મેનેજર કોણ જાણે કયાં રફુચક્કર થઇ ગયા હતા તે કોઇએ પણ જાણ્યું નહિ.

# હાંકોટીયો—હરજીવન !

'કુદરતની પણ કમાલજ છે ને!' અનોખો સ્વભાવ, ફાંકાબાજ ખાસીયત અને અધકચરી અક્કલવાળાં કેટલાંક 'માનવ નંગો'ને મળવાનો મોકો થઇ જાય છે ત્યારે ખરેખર ઉપલા ઉદ્ગાર કોઇ પણ વ્યકિતના મુખકમલમાંથી સરકી પડે છે કે, 'કુદરતની પણ કમાલજ છે ને! શું માણસ થાય છે!' અને ઇશ્વરે ઉતાવળમાંજ ઘડીને આવા આ પૃથ્વીને વિષે ધાંધલમાંજ ધકેલી દીધેલા એક માણસનો મને અચાનક મેલાપ થઇ ગયો અને એ મેલાપે તો પાછળથી મને તરેહ તરેહના અનુભવો કરાવ્યા.

વાત એમ બની કે, એક દિવસે હું પ્રીન્સેસ સ્ટ્રીટથી ફલોરાફાઉંટ જતી મોટર બસમાં કોટમાં જઇ રહ્યો હતો. 'બસ' ધોબીતળાવ છોડી બોરીબંદર આવી પહોંચી એટલામાં બોરીબંદર સ્ટેશન તરફથી દોડતો આવતો એક ઠીંગણા કદનો વીસેક વર્ષનો યુવાન શ્વાસભેર, એકદમ અને અડબોથની જેમ બસમાં ચડયો. તેણે માથે ખાદીની ટોપી પહેરી હતી અને સફેદ બગલાની પાંખ જેવો ટીચણથી પણ નીચે સુધી લાંબો કોટ પહેર્યો હતો. પણ તે કોટ તેના શરીરને ફીટ થવાને બદલે એટલો બધો ખુલતો હતો કે ચારે તરફ સાધુસંતોની કફનીની માફક લટકતો હતો. પગમાં ચંપલ પહેર્યાં હતાં અને હાથમાં એક નોટબુક અને પેન્સીલ પકડી રાખ્યાં હતાં.

એ અદ્ભુત આદમીએ આવતાં વેંતજ કાનના પડદા વિંધીને આરપાર ઉતરી જાય તેવા બુલંદ અવાજે ત્રાડ પાડી હાંકોટો કરી કંડકટરને પૂછ્યું:

"એઇ ટીકીટવાળા! આ ગાડી શેર બજારમાં થઇને હાંકીશને! મારે ત્યાં ઉતરવું પડવાનું."

ઉભડી જેવી ભાષા, જાંગલા જેવો ડ્રેસ તથા જોરશોરથી હાંકોટા પાડી વાત કરવાની ઢબછબથી બસમાં બેઠેલા દરેક જણનું ધ્યાન તેના તરફ ખેંચાયું અને બધા કૌતુકભરી નજરે તેના સામું જોઇ રહ્યા. કંડકટર પણ પહેલ વહેલુંજ આવી જાતનું માનવ પ્રાણી જોતો હોય તેમ અનુત્તરજ રહી તેના સામું જોઇ ઉભો રહ્યો હતો એટલે ફરીવાર તેણે

કંડકટરને હાંકોટો મારી હુકમ કરતો હોય તેમ કહ્યું.

"અરે ભસી મરને ભાઇસાહેબ, આ ગાડી શેરબજારમાં જશે કે નહિ"?

"અરે હાં સાબ હાં જાયગા! તુમ જરા ધીમેસે બાત કરો!"

કંડકટરનો એ જવાબ સાંભળી પેલો યુવક આંખ તાણી, ડોળા કાઢી તેની સામે જોઇ ઉભો રહ્યો. અને કંઇક બોલવા જતો હતો એટલામાં કંડકટરે ડ્રાઇવરને મોટરબસ ચલાવવાની સૂચના આપતી ઘંટડી મારી અને બસ ચાલી કે તુર્તજ પેલા જાંગલા ભાઇને આં ચકો લાગ્યો અને તેણે તેના શરીરનું સમતોલપણું ગમાવ્યું. તે હું બેઠો હતો તે સીટ તરફ ઢળ્યો, પણ હું જરા દૂર ખસી ગયો એટલે એ ભાઇ તો "એં... એં...એં...એં..." કરતા મારા ચરણ કમળમાં આળોટવા માગતા હોય તેમ નીચે ગબડી પડયા. અને આખી બસ માં હસાહસ થઇ રહી.

આ હસાહસથી તે વધારે ચીડાઇ પડયો અને ધુંવાપુંવા થઇ હાંકોટા પાડતો, ઉભો થઇ, કપડાં ખંખે રતો મારી બાજુમાં પડેલી ખાલી સી ટમાં આવીને બેઠો. એટલે મેં તેના વાંસા પર હાથ ફેરવી શાંત પાડી ધી મેથી કહ્યું.

"હશે ભાઇ! આવા અકસ્માત બસ, ટ્રામ કે ટ્રેનમાં ઘણાએ થઇ જાય છે. એમાં જરા સાવચેત રહેવાની જ જરૂર છે. હં, તમે કયાં નોકરી કરો છો? તમારૂં નામ ?"

મારા છેલ્લા પ્રશ્નો સાંભળીને, જેમ મોટા ખેતરને બીજે છેડે કોઇ માણ સને ચહેલા જોઇ સામે છેડેથી ખેડુત હાંકોટા પાડે તેવો બરાડો પાડી તે યુવાન બોલી ઉઠયો.

"હેં મારૂં નામ? મારૂં નામ હર જીવન સે હરજીવન! અમારા ગામના દલીસંદ શેઠને ત્યાં શેર બજારમાં નોક રીએ રેં સું, 'દીફરડ' માં દલીસંદ શેઠને ખૂબ દલ્લો મળી ગયો એટલે અઠ વાડીયાં પહેલાંજ મને દેશમાંથી તાર ક રીને તેડાવ્યો. માણહ બહુ માયાળું સેં. મારા હાંકોટા પાસે શેર બજારના બધાય શેઠીયાઓના અવાજ દબાય જાય, એટલે શેરબજારના ઘણા દલાલો મને વધારે પગાર આપવા ખુશી બતાવે સે, પણ આપણે તો દલીચંદ શેઠને દગો દેવા માગતા જ નથી."

મારા ટુંકા પ્રશ્નના જવાબના ઉત્તર માં હરજીવને આટલી બધી લાંબી ચોડી વાતો બુમબરાડા પાડીને કહી એ સાં ભળી મારાથી સહેજે જ બોલાઇ ગયું.

"બરાબર છે દોસ્ત, દલીચંદ દલાલને તારા જેવું 'નંગ' મળવું મુશ્કેલ થઇ પડશે. માટે એને તું છોડતો નહિં."

ચારણોના દુહાઓની સામસામી રમ ઝટ જામી પડી હતી. આખા ઓરડામાં અખંડ શાંતિ પથરાઇ ગઇ હતી અને સમજુ અને અણુસમજુ સૌ પ્રેક્ષકો જાણે મોંઢામાં રસના ઘુંટડા આવતા ના હોય તેમ મોઢાં વકાસી એ ચારણોની લાંબી લાંબી દાઢીઓ અને મોટી મોટી મૂછો સામું એક ચિત્તે જોઇ રહ્યા હતા. એટલામાં હું બેઠો હતો તે ખુણા પર આવેલી બારી પર પછવાડેથી કોઇના માથાની ધોળી ટોપી દેખાઇ અને એક નિમેષ માત્રમાં તો પેલો મારો બસવાળો બિરાદર હરજીવન છલંગ મારી, બારી કુદી મારી ખુરસી પછવાડે સરકી ગયો અને મને જોતાં જ બૂમાટો પાડી બોલી ઉઠયો કે,

“ઓ હો હો હો શેઠ! અહિં પણ તમે ભેટકી ગ્યા ને?”

“અરે ચૂપ રે ચૂપ સુરખ!” એમ ધીમેથી કહી મેં હરજીવનને શાંત રહેવા જણાવ્યું, પણ એ હાંકોટા કંઇ જેવા તેવા ન હતા. તેની બૂમથી બધાનું ધ્યાન તેના તરફ ખેંચાયું. ચારણો ચૂપ થઇ ગયા અને વ્યવસ્થા જાળવી રહેલા સ્વયંસેવકો સીત્કારી કરતા અને “એય મીસ્તર, એય મીસ્તર!” કરતા દોડાદોડ કરી હું બેઠો હતો ત્યાં હરજીવન પાસે આવી “મીસ્તર તમે બારી કુદીને કેમ આવ્યા?” વિ. ગડમથલ કરવા લાગ્યા. તે બધાને મેં શાંત પાડતાં ધીમેથી કહ્યું કે;

“અરે ભાઇઓ છોડોને એ લપ! વધુ વડછડ કરશો તો આ રંગમાં ભંગ પડશે. એ મીસ્તરને એક બાજુ આ ખુણામાં બેસી રહેવા દો.”

મારી દરમ્યાનગીરીની એ સ્વયંસેવકો પર સારી અસર થઇ અને તેઓ હરજીવનને ત્યાં જ છોડી ચાલ્યા ગયા અને પાછી દુહાઓની દેમાર શરૂ થઇ ગઇ અને બધાં તેમાં તલ્લીન બની ગયાં. પણ મારી દરમ્યાનગીરી મ્હનેજ ભારે પડી. સ્ટેજ ઉપરના ચારણના દુહાઓ સાંભળીને મારી ખુરસી પાછળ ઉભેલા હરજીવનને પણ વારંવાર ઉમળકો આવી જતો હતો અને ઘડીએ ઘડીએ મારા ખભા પર હાથ મારી કહ્યા કરતો હતો કે:

“ભઇસ્યાબ, શેઠ, એક વખત મને પણ અહીંથી દુવો લલકારવાની રજા આપો.”

“હવે છાનો બેસને ભાઇ, એક તો ચોરીછુપીથી આવ્યો છે અને છાપરે શા માટે ચડે છે? ગડબડ કરીશ તો આ કાકાઓ બ્હાર કાઢી મૂકશે.”

“એમ શેઠ! ત્યારે ત્યો ભઇસ્યાબ ચુપ ચુપ ઉભો છું, પણ છેલ્લે છેલ્લે એક દુવો તો મારે લલકારવો જ પડશે. આ ચારણોના ચીંચીં જેવા અવાજ કરતાં આ હરજીવનના હાંકોટાના અવાજની કિંમત

ફીલ્મની ઘણી જ પ્રશંસા થતી સાંભળી હું પણ તે ફીલ્મ જોવા ઉપડયો. એ રવિવારનો દિવસ હોઇ ઓફિસો બંધ હતી એટલે સેકન્ડ કલાસની ટીકીટ ખરીદી હું અઢી વાગ્યાના પહેલા જ શોમાં દાખલ થયો, ત્યાં તો હરજીવનને પણ એજ કલાસમાં બેઠેલો મેં જોયો. અમારા બન્નેની નજર સામસામે મળી અને હરજીવન મને જોઇને રંગમાં આવી ગયો અને ગળું ખંખારીને બૂમ પાડી બોલી ઉઠયો.

"ઓ હો હો શેઠજી, ઘણા દિવસે મળ્યા હો, ઠીક થયું, મજા પડશે. આવો આવો."

પહેલો જ શો હોઇ બહુ ગીરદી હજુ થઇ નહતી એટલે હરજીવનની બાજુમાં ખાલી પડેલી ખુરસી પર બેસતાં મેં કહ્યું.

"કેમ દોસ્ત આજે ફિલ્મ જોવા આવ્યો છે ?"

"હા, દલીસંદ શેઠે દોઢીયાં આપ્યાં ને કીધું આજે ફિલ્મ જોઇ નાખીએ."

આમ અમારી વાતચીત ચાલતી હતી એટલામાં થીએટરની બત્તીઓ બુઝાણી અને દરવાજા બંધ થયા કે ફીલ્મની શરૂઆત થઇ.

ગાયનો અને સંવાદો સાંભળવામાં સૌ પ્રેક્ષકો મગ્ન થઇ ગયાં પણ હરજીવનની જીભ અને હાથ કેમે કરી શાંત થતાં ન હતાં. તે કંઇ પણ પ્રેમ ચેષ્ટાનું દૃશ્ય કે રમુજી દેખાવ આવતો હતો ત્યારે મારા પગ પર જોરથી તમાચો મારીને હાંકોટા પાડી ઉઠતો કે,

'એ, શેઠ કમાલ કરી, મારે બેટે કમાલ કરી,'

તેની આવી હાંકોટા પાડવાની રીતભાતથી જોનારા સહુ સીત્કાર કરી ઉઠતા હતા અને એક બે વાર તો ડોરકીપરો એ પણ દોડી આવી તેને બહાર કાઢી મૂકવાની ધમકી આપી હતી, પણ હરજીવનને તે કશાની દરકાર ન હતી અને હું મારા સાથળ પર પડતા તેના જોરદાર તમાચાઓથી તોબા તોબા પોકારી ગયો હતો અને મેં પણ તેને એક બે વાર ચેતવણી આપી હતી કેઃ

"જો દીકરા હરજીવન, હવે હાથ ચાલાકી કરી છે, તો તારા ગાલ પર જ સીધો તમાચો પડશે."

પણ એના જવાબમાં હસીને હરજીવન બોલ્યો કેઃ

"હેં હેં હેં શેઠ હું તો હળવેક મારૂં સું. એમાં શું થઇ ગયું ? મને એવી ટેવ સ."

"જાન્નમમાં ગઇ તારી ટેવ !" મેં કહ્યું. એટલામાં ઇન્ટરવલ પડયો અને મેં એક છુટકારાનો દમ ખેંચ્યો અને બહાર ખુલ્લી હવામાં લટાર મારવા નીકળી પડયો.

હવે મેં નક્કી કર્યું હતું કે, ફીલ્મ શરૂ થયા પછી જ થીએટરમાં ઘુસવું અને સીટ બદલાવીને બેસવું, અને તે મુજબ ફીલ્મ શરૂ થયા પછી હું અંદર ગયો તો સદ્ભાગ્યે મારી સીટ પર એક પારસી ગૃહસ્થ આવી ગોઠવાઇ ગયા હતા. એ જોઇ હું ખુશી થયો અને હરજીવનથી બે ચાર ખુરશી દૂર

# જંગ–બહાદુર જમનો

મ્હારો અને જમનાદાસનો ગ્રહ યોગ કોણ જાણે કેવો હતો કે, એ મારે કપાળે ચોંટયો હતો અને હું ઓલ્યા ભવનો એનો કંઇક દેવાદાર હઇશ કે જેથી આ ભવે એ મારો મિત્ર બનીને તેનું લેણું વસુલ કરવા મારો દોસ્ત બન્યો હતો.

ઇશ્વિરની કોઇ અકલિત કળાએ જમ નાદાસ ઉર્ફે 'જમનો' આ દુનિયાને વિષે, અને તે પણ અમારા જ ગામમાં, અમારી જ પડોશમાં વસતા એક વૃદ્ધ વણિક ગૃહસ્થ સુખાનંદ શેઠને ત્યાં અનેક માનતા, બાધા, આખડી અને ઉપાસના પછી પુત્ર રૂપે પધાર્યો હતો, એટલે એનાં માબાપને એ પુત્ર–રત્ન બહુ જ લાડ-કયું, મોંએ ચઢાવેલું અને માનવંતું હતું. હું અને 'જમનો' સરખીજ ઉંમરના હતા અને એ રીતે અમારો સંબંધ બાળ લંગોટીઆ મિત્રનો હતો.

જમનો અને હું સોરઠને સીમાડે આવેલા અમારા ગામડા ગામની પ્રાથમિક સ્કુલમાં એક સાથે જ ભણ્યા હતા અને ત્યાર પછી હાઇસ્કૂલની કેળવણી લેવા પણ અમે એક સાથે જ અમારા ગામની પાસેના એક શહેરમાં ગયા હતા અને અત્યારે મુંબઇમાં હું અને 'જમનો' એક જ માળામાં સાથે જ રહીએ છીએ. મારા વગર જમનાને કયાંઇ ગોઠતું નહોય તેમ તે હું જયાં જાઉં ત્યાં મારી પાછળ પહોંચ્યો જ હોય. આવા મ્હારા બાળલંગોટીયા બિરાદર જમનાદાસ ઉર્ફે જંગબહાદુર જમનાની જુવાની કેટલાંક ટીખળ, તોફાન અને રમુજેથી રંગાએલી હોઈ તે અહીં ઉતારી લેવા હું લલચાયો છું.

× × × ×

સુખાનંદ શેઠને પૂર્ણ વૃદ્ધાવસ્થાએ જમનાદાસ જેવું જવાહીર સાંપડયું. તેઓ તો તેમાં એક મહાન પુરૂષનાં દર્શન કરી રહ્યા હતા અને તેમને ઘેર જે કોઇ અમલદાર, મહેમાન કે પ્રતિષ્ઠિત માણસ મળવા આવતા, તો તેની પાસે પોતાના એ પુત્રરત્નની પ્રશંસાનું પારાયણ માંડી બેસતા અને એક વખત તો એક પારસી મામલતદાર સાહેબ પાસે તેણે કહ્યું હતું કેઃ

"મ્હારો જમનો 'જંગ બહાદુર' થવાનો છે, એમ તેના જન્મના સંયોગો ઉપરથી જણાય છે."

અને આ વાત સાંભળી એ પારસી સાહેબે આશ્ચર્ય પામી પૂછ્યું હતું કેઃ

"હા શેઠ. એ તો જે થાવ તે ખરો. પન ટમે આંય 'જમનો' નામ કાંય રાખીયું છ? શું તે ટમારા જહાનમના જમદુટ જેવો છે?"

"હા! હા! હા!" કરતા સુખાનંદ શેઠ હસી પડયા અને બોલ્યા કેઃ

"ના સાહેબ, એ છોકરો 'જમનાજી નદી'ના માનતા કર્યા પછી જન્મ્યો છે એટલે એ 'જમના નદી' ઉપરથી એનું નામ "જમનાદાસ" રાખ્યું છે. અને બધા એને લાડકયાં નામે 'જમનો' કહી બોલાવીએ છીએ."

"શું કહો છો સુખાનંદ શેઠ! ટમારા હિંદુઓની નદીઓ છોકરા આપે છે! ટો પછી પર્વતોની પન માનટા કરીએ તો પુટરો આપે કેની?"

"એ તો સા'બ શ્રદ્ધાની વાત છે." આમ કહી સુખાનંદ શેઠે વાત ઉડાવેલી.

જમનાનો અને મારો પરિચય પ્રથમ શેરીમાં ગીલ્લીદંડાની રમત રમતાં થએલો. તે નાનપણથી જ એટલો બધો તોફાની, મસ્તીખોર, જુઠા બોલો, ઘુસણીયો, અને પોલું દેખી પેસી જનારો હતો કે શેરીના બધા છોકરાઓ એનાથી તોબાહ તોબાહ પોકારી જતા.

કોઇ પણ રમતમાં જમનો વચ્ચે જ કૂદી પડતો અને દરેક રમતની આગેવાની હાથમાં લઈ બધાની પર દાદાગીરી ચલાવતો. અને તેથી બધે તે જંગબહાદૂર જમનાના નામથી ઓળખાતો.

આમ જમનો નાનપણથી જ એટલો તોફાની હતો કે, અમારી સ્કૂલના શિક્ષકો પણ તેનાથી તોબાહ પોકારતા અને તે કંઇ ગુન્હામાં આવતો ત્યારે તેને ભારે શિક્ષા કરવામાં પણ બહુ જ સંભાળ રાખતા.

પણ એક દિવસ એવો પ્રસંગ બન્યો કે, અમારી સ્કૂલના હેડ માસ્તર હરિલાલભાઇના વૃદ્ધ પિતાશ્રી એક અડીઅલ ટટ્ટુ પર બેસી બહારગામ જઇ રહ્યા હતા. ઘોડું એટલું બધું હઠીલું ને અડીબાજ હતું કે હેડ માસ્તર હરિલાલભાઇના વૃદ્ધ પિતાશ્રી પગના ઠોંસા પર ઠોંસા મારતા હતા છતાં ચાલતું ન હતું અને પાછા પગે હઠતું હતું. એટલામાં જમનો ત્યાંથી નીકળ્યો. તેણે હરિલાલભાઇના પિતાને ઘોડાં સાથે ધમસાણ કરતા જોયા અને તેના હાથ સળવળ્યા. જમનો ધીમે પગલે ઘોડા પાસે ગયો અને બોલ્યો કેઃ

"દાદા! આ ટટ્ટુ તમારાથી નથી ચાલતું, પણ જુઓ હું હમણાં જ દોડાવું છું."

ડોસા તેને કંઇ કહે તે પહેલાં તો જમનાએ પોતાની ડોકમાં ભેરવેલું દફતર બહાર કાઢ્યું અને શ્રીકૃષ્ણ ભગવાન સુદર્શન ચક્ર ફેરવે તેમ જોરથી માથા પર ચક્કર ચક્કર ફેરવી બરાબર

ઘોડાની આંખ પર નિશાન તાકી ફેંક્યું. સડસડાટ કરતું ચામડાનું સ્લેટ અને ચોપડીયું ભરેલું દફતર આંખ પર પડતાં ઘોડું ભડકી ઉઠયું અને ચારે પગે ઉછળી કુદવા લાગ્યું. અને આમ કુદાકુદથી ડોસાએ સમતોલપણું ગુમાવ્યું. તેઓ ઉંધે માથે પૃથ્વી પર પડી ગયા. માથામાં પત્થર વાગતાં લોહી નીકળ્યું અને લોકોનું ટોળું ભેગું થઈ જતાં ડોસાને ઝોળીમાં નાખી હરિલાલભાઇ માસ્તરને ત્યાં પહોંચાડયા. ડોસાને પાટાપીંડી કરી સારવાર કરી અને જરા શુદ્ધિમાં આવતાં તેણે ખુલાસો કર્યો કે આ બધી મોંકાણ પેલા 'જમના' જંગબહાદુરની છે.

× × × ×

પિતાશ્રીની આ વાત સાંભળી હરિલાલભાઇનો મિજાજ ગયો અને બીજે દિવસે સ્કૂલમાં જઇ જમનાની બરાબર ખબર લઇ નાખવા તેણે વિચાર કર્યો. બીજે દિવસે હરિભાઇ માસ્તર ગુસ્સાભેર જ કલાસમાં આવ્યા અને રોફમાં ને રોફમાં બોલ્યા કેઃ

"જમનો કયાં ગયો! ચાલ ઉભો થા, આમ આવ! કાલે મારા બાપાને ઘોડા પરથી કેમ પછાડયા!"

"ના સાહેબ હું કંઇ જાણુ......" જમનાદાસ આગળ ખુલાસો કરવા જતો હતો, એટલામાં તો મહેતાજીએ ફડાક ફડાક કરતી બે ત્રણ સોટી ખેંચી કાઢી અને જમનો ભેંકડો તાણી રડતો રડતો એ દિવસે તો કલાસમાંથી પોબારા ગણી ગયો.

આ પ્રસંગ બન્યાને થોડા દિવસ વીતી ગયા અને એક દિવસ હરિલાલ ભાઇ હાથમાં લોટો લઇ નદીએ કુદરતી હાજતે જઇ રહ્યા હતા, ત્યારે જમનો મીની પગે તેની પાછળ પડયો. તેણે ખીસ્સામાં કંઇક લાલ ફળો ભરી લીધાં અને હરિલાલભાઈ માસ્તર જ્યારે નાનાં નાનાં ઝાડના છોડવાઓને ઓથે કુદરતી હાજતે બેઠા ત્યારે તે નજીકના એક ઝાડ પર ચડી ગયો અને એક પછી એક લાલ ઘૂમ જેવાં પાકાં ટમેટાં માસ્તરના વાંસામાં ધડાક ધડાક પડવા લાગ્યાં. માસ્તર ચમકી આજુબાજુ જોવા લાગ્યા. એટલામાં તો તેના આખા શરીરે પહેરેલાં બધાં જ કપડાં લોહીથી રંગાએલાં હોય તેવાં લાલ લાલ બની ગયાં અને માસ્તર છોભીલા બની આજુબાજુ ભયભીત નજર નાખતા ઉભા થઇ નાસવા લાગ્યા. એટલામાં તો પેલા ઝાડપરથી જમનો નીચે ઉતરતો જણાયો. તેણે હરિલાલભાઇ માસ્તરની સામે આવી સલામ ભરી અને બોલ્યો કે,

"કાં સાહેબ! સોટીઓ મારવી છે! જોયા આ ભાયડાના ભડાકા! હું જંગબહાદુર જમનો!" આમ કહી જમને મુછો મરડવાનો અભિનય કર્યો.

"હે કોણ જમનો !" કહેતા માસ્તર તેની પાછળ દોડયા અને જમનો સુરીઓ વાળી આગળ દોડવા લાગ્યો. આમ માસ્તર અને જમનાની રેઇસ ઉભી બજારે દોડવા લાગી. આ દશ્ય જોઇ સૌ કોઇ આશ્ચર્યમાં પડી ગયા અને માસ્તરને આખે શરીરે લાલ રંગનાં છાંટણાં જોઇ સૌ વિચારમાં પડી ગયાં અને જેને જેમ ફાવ્યું તેમ બોલવા લાગ્યાં.

છેવટે માસ્તર શરમના માર્યા છાના માના ઘેરે ગયા અને કપડાં બદલી ન્હાઇ ધોઇ સ્કૂલમાં ગયા. અને જમના પર વેર લેવા તેણે જમનાને બોલાવ્યો, પણ ત્યારે તેને ખબર પડી કે જમનો તેના બાપ સાથે તકરાર કરી તેના મો સાળે ભણવા ચાલ્યો ગયો છે. આ વાત સાંભળી હરિલાલભાઇના હાથ હેઠા પડી ગયા. અને ત્યાર પછી કોઇ પણ છોક રાને શિક્ષા કરવાનુંજ ભૂલી ગયા.

આમ સ્કૂલ છોડી ગયા પછી જમનો હાઇસ્કૂલની કેળવણી લેવા લાગ્યો, ત્યાં સુધી પાછો ગામમાં આવ્યો જ ન હતો. પણ હું મુંબઇમાં એક ઓફીસમાં નોકરીએ જોડાયો, ત્યારે જમનો મેટ્રીક પાસ કરી મુંબઇ આવ્યો હતો અને શેર બઝારમાં એક સારા વેપારીને ત્યાં ટુંકા પગારે કલાર્ક તરીકે નોકરીમાં રહ્યો હતો. તેણે કયાંઇથી મારૂં એડ્રેસ મેળવ્યું હતું અને નોકરીમાં સ્થિર થયા પછી મને શોધતો આવ્યો. હું તેને ઘણા દિવસે જોઇ ઘણો ખુશ થયો અને મારી બાજુમાં જ એક રૂમ મેં જ તેને ભાડે અપાવી દીધી.

જમનાના પિતાશ્રીના પત્રો હંમેશ તેની પર આવતા અને તે લખતા કે,

"ભાઇ, હવે તારાં લગન કરવાં છે માટે દેશમાં આવી જા વિ..."

જમનો તેના પિતાના પત્રો મને વંચાવતો અને કહેતો કે, "ડોસાને તો હું ગમે તેમ જવાબ આપી દઉં છું. પણ હું સારા પૈસા ન કમાઉં ત્યાં સુધી પરણવા માગતો નથી."

"વાહ દોસ્ત ! હવે તો તું સુધરી ગયો લાગે છે. તારા વિચારો ઘણા ઉત્તમ છે. પણ જમનાદાસ વિદ્યાર્થી અવસ્થામાં તો તેં કમાલ કરી છે હો ! હરિલાલભાઇ માસ્તર તો હજી તને યાદ કરતા હશે."

"શું કરીએ ભાઇ ! એ તો થાય તેવા થઇએ તો જ ગામ વચ્ચે રહીએ. હજીએ જો કોઇ મને સતાવે તો હું તેને સતાવ્યા વગર તો ન જ રહું."

"એમ, ત્યારે વાંદરો ઘરડો થાય તોયે ગુલાંટ ન ભૂલે, એ કહેવત તેં ખરી પાડી લાગે છે."

અમારી વચ્ચે આ વાતચીત થયા પછી એક બનાવ એવો બન્યો કે, અ મારા માળાના માલીકે અમારી ચાલીમાં

આખી રાત રહેતી બત્તીઓ ખર્ચ વધુ આવે છે કહી બંધ કરાવી અને ત્યારથી આખો માળો અંધકારમય રહેવા લાગ્યો. જમનાદાસ હંમેશ રાત્રે મોડો આવતો અને દાદર પર અંધારાને લઇ ઉંદર કે બીલાડી જોડે અથડાઇ પડતો અને કેટલીક વખત તો પડતાં પડતાં પણ બચ્યો હતો. આવી સંતાપ અને હેરાન ગતિને લઇને 'જમના'નો મૂળ સ્વભાવ જાગૃત થયો અને એ મકાનમાલીકને બોધપાઠ આપવા તેણે તરકીબ ઘડી.

મકાનમાલીક ચૂસ્ત વૈષ્ણવ હતો અને તે હંમેશ વહેલી રહવારે ઉઠી નળ પર મોટે મોટેથી હરિના નામનો જાપ જપી ન્હાવા બેસતો અને આમ તેનો ઘોંઘાટ એટલો બધો વધી પડયો હતો કે કેટલીક વખતે હું, જમનાદાસ અને આજુબાજુ રહેનારાં પણ જાગી જતાં. આ બધી આપદા ટાળવા અને બધાની નિઃસ્વાર્થ ભાવે સેવા કરવાના કોડથી જમનાદાસે એ આપખુદ, તુંડમીજાજી માલીકને દાખલો બેસાડવાનો દૃઢ નિશ્ચય કર્યો.

એક દિવસ મોડી રાત્રે જમનાદાસ આવ્યો, ત્યારે અમારો આખો માળો શાંત અને અંધકારમય થઇ ગયો હતો. જમનાદાસ હંમેશ તો ઘેર આવી સીધો તેની રૂમ ઉઘાડી અંદર જતો અને તેનું તાળું ઉઘાડવાનો અવાજ પણ આવતો, પણ આજે તો જમનો સીધો નળ તરફ ગયો. એ જાણી મને કુતૂહલ થયું અને નળમાં જમનાને ઘણો વખત થયો એટલે તે શું કરે છે તે જાણવા મેં ધીમે પગલે મારી ઓરડીનું દ્વાર ખોલ્યું અને જમનાની ચિકિત્સા જોવા લાગ્યો; તો જમનો નળમાં ઉભો ઉભો કંઇ ખાતો હતો અને હાથમાંની વસ્તુ વાંકો વળી વ્યવસ્થિત રીતે ગોઠવ્યે જતો હતો. આ જોઇ મને આશ્ચર્ય થયું અને મારાથી પૂછાઇ ગયું:

"અરે દોસ્ત જમના! અત્યારે ત્યાં શું કરે છે?"

"અરે ભાઇ! તું અત્યારે ક્યાં જાગ્યો? જા જા, સુઇ જા, એ તો બધું રહવારે જણાશે."

આમ કહી જમનો મારા તરફ ધસી આવ્યો અને મને પરાણે ઘરમાં ધકેલી દઇ પોતે પણ નિરાંતે રૂમમાં જઇ સૂઇ ગયો.

મધ્યરાત્રિ પસાર થઇ ગઇ. અમારા માળામાં સૌ કોઇ ઘસઘસાટ ઉંઘી રહ્યું હતું અને પાછલો પહોર પૂરો થવા આવ્યો હતો. બરાબર પાંચેક વાગ્યાનો અમલ થયો હશે, હજુ ચાલીમાં અંધકાર જેવો ને તેવો હતો. એ વખતે હંમેશના નિયમ મુજબ મકાનમાલીક 'જે શ્રી પ્રભુ જે શ્રી પ્રભુ'ની બુલંદ બૂમો મારતો ઉઠયો અને આખો ચે

ગયો એકલો નીચે નળમાં ગયો, પણ એટલામાં તે એક [illegible] ચીસ પાડી અને તે અમારા મકાનમાલિક [illegible] કર્યો. [illegible] સાથે [illegible] નળમાં જઈને તપાસ કરી તે મકાનમાલિક અંધારામાં [illegible] કરતા લાગ્યા. [illegible] હતી. જમનાદાસ તે [illegible] તેની [illegible] આસપાસનું [illegible] ઝડ આવ્યો અને એ મકાનમાલિકને માર પડ્યો અને બરફનો શેક કરી ઘરમાં લઈ જઈ તેની સારવાર શરૂ કરી. થોડી વારે જ્યારે તેને પછડાટની અસર ઓછી થઈ ત્યારે તે બોલ્યો કે–

"નળમાં મારા પગ નીચે કંઈક સુંવાળું સુંવાળું આવ્યું અને અંધારામાં નહિ દેખાતાં હું પડી ગયો."

"જોયું શેઠ! આ બત્તી નહિ તેની બધી મોંકાણ છે!"

જમનો બહુ જ મોટી ફિકરો અને અને શંકા એમ કે જરૂર આ જમનાનું જ કારસ્તાન હશે, એટલે મેં નળમાં જઈ તપાસ કરી તો જ્યાં ત્યાં કેળાંની છાલ વેરાયેલી પડેલી મારી દૃષ્ટિએ પડી.

મેં તરત જમનાનો કાન પકડ્યો અને કહ્યું કે, "એ બદમાશ, આમ કરીને ક્યાંક કોઈનો જાન લઈશ."

"અરે એવાં આકરાં પગલાં લીધા વગર આવા જૂઠાબોલા માલિકો ઠેકાણે આવે? જો હવે કાલથી માળામાં આખી રાત બત્તી રહે છે કે નહિ."

અને જરૂર અમારી અજાયબી વચ્ચે બીજે જ દિવસથી આખી રાત બત્તી ચાલુ રાખવાનો મકાનમાલિકે જાતે હુકમ કર્યો.

આમ જમનાદાસે બધાં ભાડુતોની મહાન સેવા કરેલી હોઈ અમે બધાએ તેને એક સભા ભરી માનપત્ર આપવાનો વિચાર કર્યો, પણ જમનાદાસે પોતે જ તેનો વિરોધ કરવાથી એ વિચાર પડતો મુકાયો.

---

# જીવનની કઢંગી પળો

ઘણાયે એવા પ્રસંગો બને છે કે, જ્યારે આપણે ઘણીજ કઢંગી સ્થિતિમાં મુકાઈએ છીએ, છતાં એ પ્રસંગો બીજાને માટે આલ્હાદજનક બને છે, હાસ્યોત્પાદક બને છે. આવા પ્રસંગોએ તે વ્યકિતને ખુબ અકળામણ થતી હોય છે; એ પ્રસંગમાંથી છટકવાનાં ફાંફા મારતી હોય છે. તે જો ધરતી માર્ગ આપે તો તેમાં ઉતરી જવાની આંકાક્ષા સેવતી હોય છે ત્યારે તેનાથી તદ્દન પ્રતિકુળ અસર હાજર રહેલાઓ પર થતી હોય છે. તેઓ કયાં તો મ્હોંએ રૂમાલ દઇ ખી ખી ખી કરતા હોય છે; તેઓ કયાં તો મુકત હાસ્ય કરે છે ને કયાં તો ઠેકડી કરે છે. આવા પ્રસંગો માટે આપણે આગળથી ગણત્રી કરી નથી હોતી, એટલે એ પ્રસંગો અણચિંતવ્યા હોય છે, આકસ્મિક હોય છે અને તેથીજ આપણને અકથ્ય અકળામણ થાય છે. આપણે મુંઝાઈએ છીએ અને એ પ્રસંગમાં સપડાવા માટે આપણી જાતને ધીટકાર આપીએ છીએ. આ પ્રસંગોમાં રમુજ ને આનંદનું વાતાવરણ જામે છે. આવા કેટલાક પ્રસંગો મારી નોંધપોથીમાંથી અત્રે ટપકાવું છું.

× × × ×

અમારી પાડોશમાં એક સ્થૂલ દેહધારી આત્મા રહેતો હતો. શરીરની કોઠી મોટી, ચોખ્ખા મણ ૫ નું બારદાન, એટલે ભાઇ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પોતાને માટે વિશિષ્ટ સગવડ માગી લ્યે. પાતળા, તાણી કાઢેલા સુકલકડીઆ દેહધારીઓ સમક્ષ પોતે જાણે કોઇ મહાન પહેલવાન હોય એ અદાથી ચાલે. જગતમાં પોતે એકલા જ છે એમ સમજે ને ઘડી ઘડી પોતાની મુછના વાળને વળ ચ્હડાવે. જરા પૈસેટકે ઠીક એટલે આજુબાજુના મધ્યમ "સી" વર્ગના પાડોશીઓ માન આપે, પણ તેમનો આ દમામ માળાના છોકરાઓને ન ગમે. ડાયરો જામ્યો હોય, બધાં ખાટલા પર ગોઠવાયાં હોય, છોકરાઓ મોટાઓની વાત સાંભળવા તેમની બાજુમાં દબાઇ ચંપાઇ બેઠા હોય, ત્યાં પેલું જાડું પ્રાણી આવે એટલે ત્રણ માણસની ખાસ્સી જગ્યા રોકે, છોકરાંઓ વાતમાંથી જ્યાં રસના ઘુંટડા પીતા હોય ત્યાં તેમને ઉઠવાની

ફરજ પડે. આજકાલના તોફાની ને ટીખળી છોકરાંઓથી આ દમન સહન થતું નહોતું. એટલે છોકરાંઓના નેતા બટુકે બપોરના ૨ કલાકે એક છોકરાં-પરિષદ બોલાવી અને સ્થૂલ દેહધારી આત્માથી થતી કનડગતના પ્રશ્ન પર ચર્ચા ચાલી. તેને કેવી રીતે સીધો કરવો, એ પ્રશ્ન પર જુદી જુદી સૂચનાઓ થઇ. રમણે તો એ સાંજના ડાયરામાં બેસવા આવે ત્યારે બધાએ તેનો ખુલ્લી રીતે હુરીઓ કરી વિરોધ જાહેર કરવાની દરખાસ્ત મૂકી. જ્યારે જમીને તે આવે ત્યારે એક વિરોધ સભા ભરી તેની સામે નાપસંદગી દર્શાવતો ઠરાવ પસાર કરી, ઠરાવ તેને પહોંચાડવાની પ્રમુખને સત્તા આપતી દરખાસ્ત મૂકી. આમ જુદી જુદી અનેક યોજનાઓ ને તરકીબો રજુ થઇ, છતાં પરિષદને તે ગમી નહિ. આખરે પરિષદની બેઠક કાલ પર મુલતવી રાખવાની દરખાસ્ત રજુ થઇ, ત્યાં નિશાળમાં તોફાન કરવા માટે જાણીતા થયેલા અમથાલાલે એક તદ્દન નવીન ને મૌલિક યોજના રજુ કરી. આ યોજના બધાને ગમી ગઇ ને તેનો આવતી કાલે અમલ કરવા માટે અમથાલાલના અધ્યક્ષ પદે મગન અને મણીઆની એક સમિતિ નીમાઇ.

સાંજના ડાયરો ભરાય તે પહેલાં અમથો-મગન અને મણીઆની ત્રિપુટી આવી પહોંચી હતી. જમી પરવારી બધા એક પછી એક નીછાભાઇની ઓરડીમાં રાબેતા મુજબ (નીછાભાઇની ધર્મપત્ની હમણાં સ્વગૃહે સીધાવ્યાં હોઇ તેમની ઓરડી માળાની કચેરી બની હતી) પધાર્યાં. છોકરાઓ તો યોજના જાણતા હતા એટલે આગળથીજ આવી ગોઠવાઇ ગયા હતા. પેલું જાડું પ્રાણી બધાની પછી જરા દમામથી આવ્યું, પણ છોકરાંઓ હંમેશ માફક ખાટલા પર થી ઉઠયાં નહિ. એટલે ભાઇએ બેઠક માટે ચારે તરફ નજર ફેરવી ત્યાં અમથો તરત સેવામાં હાજર થઇ ગયો અને બહારથી કપડાંની વાળવાની ખુરસી લઇ આવ્યો. સ્થૂલ દેહધારીએ મોઢાના ડાબલામાં પાન ચાવતાં ચાવતાં ખુરસી પર સ્થાન લેવા બેસવા માંડયું. ત્યાં દૂર ઉભેલા મણીઆથી જરા ખીખીખી થઇ ગયું અને......કડડડડ અવાજ સાથે તે બિરાદર તો ખુરસીની ફ્રેમમાંથી ફસડાઇ પડયા; બલકે રૂમની લાદી સાથે જોરથી અફળાયા. છોકરાંઓ તો જોરથી હસી પડયાં, એટલુંજ નહિ પણ તેમનો સ્થૂલદેહ ખુરસીના ચોકઠામાં સપડાયેલો જોઇને, ઉભા થવાનાં ફાંફાં જોઇ મોટાઓ પણ હસી પડયા. આ બાજુ ભાઇની તો રેવડી દાણાદાણ થઇ ને મ્હોં શરમથી લાલચોળ થઇ ગયું, પણ ભારે

શરીર એટલે મહીંથી નીકળાય નહિ. છેવટે રતીલાલે ઉઠીને તેમનું ખાવડું પકડયું, ત્યારે બે માણસની મદદથી માંડ માંડ ચોકઠામાંથી શરીરે જરા છોલાઇને તેઓ બહાર નીકળ્યા.

× × × ×

એક પ્રસંગે હું જાનમાં ગયો હતો. અમારા દૂરના સગાના છોકરાના કાઠી આવાડના એક ગામમાં લગ્ન લીધાં હતાં. બડી ધામધુમથી જાન લઇ અમે ધ્હરીઓ ગઢ જીતવા મેદાને પડયા. કાઠીઆવાડમાં હજીયે જાનૈયાઓની ઠઠ્ઠા મશ્કરી કરવાની પ્રથા છે. રૂનાં ભજીયાં, બકરીની લીંડીયોનું શાક, મીઠું નાખેલું પાણી વગેરે રીતની મીઠી મશ્કરીઓ થાય છે. અમે શહેરમાં રહેનારા એટલે પોતાની જાતને હોશીયાર માન નારા. પહેલેથી જ સાવચેતી રાખી હતી કે મશ્કરી ન થાય અને આ ગ્રામિ ણોને હાથે બનવાનો વખત ન આવે. તેમાંયે મારે માથે તો અણુવરની જવા બદારી આવી પડી હતી. એટલે વરરાજા નો દરેક પ્રસંગમાંથી બચાવ કરવાનો હતો. બીજે દિવસે પંચવલુ ખાવા અમે ગયા. અત્યાર સુધી તો અમે અણીશુદ્ધ ઉગર્યાં હતા. સાસુજી (વરરાજાનાં, મારાં નહિ હો) એ મોટી કથરોટ લાવી અમારી સમક્ષ મૂકી. ખાવાનું રજુ થયું. માં ડવા પક્ષની સ્ત્રીઓએ સામે બેસી ગાણું ગાવાનું શરૂ કર્યું. અમે સાવચેતીપૂર્વક ખાવાનું શરૂ કર્યું. પણ જાણે કંઇ મશ્કરી થશે એ બીકથી ખાતા હોઇએ તેમ ખાતા હતા. ખાવાનું પુરું થયું, પાણી આવ્યું. જરા ચાખી જોયું. મીઠું નહોતું. હાથ મ્હોં ધોઇ સ્વસ્થ થયા. વર રાજાની સાળી પાનસોપારી લાવ્યાં. પોતે દરેકને પાન સોપારી વહેંચ્યાં. અમે પાન ચાવવા માંડયા ને ત્યાં તો...... વરરાજાની સાળીએ મુકત હાસ્ય કર્યું. ગાણા ગાતી સ્ત્રીઓ પણ હસવા માંડી–અમે તો છોભીલા પડી ગયા કે શું, આ લોકો હસે છે કેમ ? વરરાજાની સાળીએ પૂછ્યું 'કેમ પાન તો બરાબર હતું ને ?' હું જરા વિચારમાં પડયો. આ પ્રશ્ન કેમ ? ત્યાં સામે પડેલા આર સામાં મ્હારાં મુખારવિંદનાં દર્શન થયાં–ઓહ આ શું ? હોઠ તો કાળા થઇ ગયા હતા. હવેજ હસવાનું કારણ મળ્યું. પાનમાં હીરાકસી નાંખી હતી એટલે ખાનારના હોઠ, દાંત જીભ વિગેરે કાળાં થઇ ગયાં હતાં. તરત અમે ઉભા થઇ ગયા ને જાનીવાસે જઇ બે દિવસ સુધી કોગળા કર્યાં ને દાંત ધસ્યા ત્યારે કાંઇક કાળાશ ગઇ.

× × × ×

એક વાર એક મિત્ર પર જબરી વીતી હતી. તે અને તેનો મિત્ર ગાંડો, લંગોટીયા દોસ્તદાર બંને સાથે ભણેલા, રમેલા ને જમેલા. એક બીજાની આપ

રીતિથી એક બીજાને પરિચિત કરે. મારા મિત્રના મિત્ર ગાંડાને તેના શેઠ તરફથી બહુ કનડગત હતી. તેનો શેઠ વારંવાર તેના કામમાં ભૂલ્ય કાઢતો ને બધાના દેખતાં તેની ધુળ ખંખેરી કા તો. બિચારો ગાંડો આ બધું મારા મિત્રને જણાવતો. છેવટે તેણે ગાંડાનું દુઃખ ભાંગવાની એક તરકીબ કરી. મારા મિત્રે પોતે એક લશ્કરી અફસર નો સ્વાંગ સજ્યો. સાથે એક પટાવાળો લીધો ને ગાંડાની દુકાને ગયો. ગાંડાના શેઠ તો સરકારી અમલદારને આવતો જોઇ અડધા અડધા થઇ ગયા. આવો સાહેબ આવો, તમે અમારે ત્યાં કયાંથી? કહો કેમ પધારવું થયું છે? અલ્યા ગાંડા જા, જરા સામેથી ચ્હા લઇ આવ. ગાંડો ચ્હા લઇ આવ્યો, ચ્હા પીવાઇ, પણ પાન નહોતો લાવ્યો જોઇ શેઠનો મીજાજ ગયો. બરાડી ઉઠયા 'અલ્યા ગાંડા તું તો હજી જેવોને તેવો રહ્યો! આટલી કેળવણી આપી તો યે ન સુધર્યો! ચ્હા પછી પાન તો જોઇએને એટલું ભાન નથી. જા દોડ પાન લઇ આવ.' ગરીબ બિચારો ગાંડો પાન લઇ આવ્યો. પછી શેઠે સરકારી અફસરને પૂછ્યું કે કેમ આવવું થયું છે? ત્યાં પટાવાળાએ જણાવ્યું કે સાહેબ તો નવા તોલ ના ઇન્સપેકટર છે ને હમણાં જ ની છે, તમારાં કાટલાં જોવા આપે

બે જાતનાં કાટલાં રાખતા હતા. એક ખરા ને બીજા લોકોને છેતરવાના ઓછા તોલનાં ખોટા. આ વાત ગાંડાએ આગ ળથી કરેલી. શેઠે નવાં ખરાં કાટલાં રજુ કર્યાં. ઇન્સપેકટર સાહેબે તપાસ્યાં. શેઠ મનમાં પોતાની હોંશીયારી પર ફુ લાતા હતા ત્યાં એક ઘરાક આવ્યો. શેઠે એક ત્રાજવામાં ખાંડ ભરી ને બી જામાં રોજની ટેવના જોરે ખોટાં કાટલાં માંથી (ગાદી તળે સંતાડેલાં) શેરીઓ કાઢી મૂકી દીધાં. ફકત ટેવના જોરેજ, બાકી શેઠને તેનું ભાન નહોતું કે ખરાં કાટલાં તો ઇન્સપેકટર સાહેબ પાસે પડયાં છે. જ્યાં માલ તોલી પડીકું બાંધવા જાય છે કે ઇન્સપેકટરે ત્રાજવામાંથી કાટલું ઉપાડયું, હાથમાં લીધું ને બીજા હાથમાં ખરૂં કાટલું લીધું, બંનેને તોળ્યાં, તો મોટો ફેર પડયો. શેઠનું મોઢું તો કાળી શાહી જેવું થઇ ગયું. ગભરાયા—મુંઝાયા. ઇન્સપેકટર સાહેબે જરા દમમાંથી કરડી નજરે શેઠ સામે જોયું ને બધા ગુમા સ્તાઓના સાંભળતાં શેઠને ઉધડો લઇ નાખ્યો. તમારી સામે કામ ચલાવવું પડશે. [illegible] ારીસે આવજો—ને ઇન્સપે

શેઠ તો ગુમાસ્તાઓ

પાથી છેક ભોળા

ારણ તેમની પોલ

થોડીવારે ગાંડાના

મિત્રે ઘેર જઈ ટેલીફોન કર્યો, (ગાંડાએ જણાવેલું કે શેઠ બપોરના જમવા જાય છે તે ૩ વાગે આવશે, પણ આજે ઉપરોક્ત બનાવ બનેલો એટલે શેઠ મકાને ગયા જ નહોતા.) તેના મનમાં શેઠ તો જમવા ગયા હશે એટલે ગાંડો એકલો હશે. ટેલીફોન ઉપાડતાં ગાંડાએ શરૂ કર્યું. (ટેલીફોન શેઠના ટેબલની બાજુમાં ગાંડાની પાસે રહેતો હતો.) કેમ દોસ્ત કેવી કરી ! સા...ની રેવડી દાણાદાણ કરી નાંખી નહિ? બોલે શું ? કેવા દમામથી દબડાવ્યો ? હવે ફરી તમને પ્રામાણિકતાનો પાઠ નહિ શીખવે ! દોસ્ત બંદાના એમ સીક્કા પડે છે. ભાઈનું ભાષણ પુરૂં થયું. ત્યાં અવાજ આવ્યો–ગાંડાલાલ જરા બહાર ગયા છે. ધબાક લઈને રીસીવર હાથમાંથી પડી ગયું ! અરરર આ શું ! આ તો શેઠે જ ટેલીફોન સાંભળ્યો–હવે શું થાય ? ! તદ્દન કાચું કપાઈ ગયું. મારો મિત્ર આમ વિમાસણ કરતો હતો ત્યાં ગાંડો વીલા મ્હોએ આવ્યો. બિચારાને શેઠે તરકટ પકડાઈ જવાથી રજા આપી હતી. મારા મિત્રની અકળામણનો તો પારજ ન રહ્યો.

× × × ×

પોતે અમુક બાબત વિષે બરાબર જાણતા ન હોય છતાં તેનાથી અજાણ માણસો પાસે પોતે કેટલું બધું જ્ઞાન ધરાવે છે તે જણાવવા તે વિષે ખુબ ફેંકે, પણ જ્યારે તેના કોઈ નિષ્ણાત સામે ઉભા રહેવાનો પ્રસંગ આવે ત્યારે તેની સ્થિતિ ખરેખર કઢંગી બને છે.

સુરત જીલ્લાના અમલસાડનો એક ધનીયો નામનો ઢેડ મુંબાઈમાં એક છાબને ત્યાં નોકરી કરતો. મુંબાઈ રહે એટલે છાબનાં ઉતારેલાં કોટપાટલુન ને બુટ પહેરે. ગામ આવે ત્યારે છાબની જુની ચુંગીમાં છાબ માફક તમાકુ નાંખી રોફ સાથે ધુમાડા કાઢે. સાંજના પોતાની પરણેતરને લઈને ફરવા નીકળે. પોતે જાણે કેવું સારૂં અંગ્રેજી જાણતો હોય એવો બધામાં ડોળ કરે. જરા તરા અંગ્રેજી ભાઈને આવડતું. છાબની મડમે શીખવેલું કામ ચલાઉ, પણ નાના ગામડામાં તો તે બધાને આંજી દેતો, એમ ઈની મોટી મોટી વાતો કરે તે બધાને લાગે કે ધનીયાભાઈ તો મેમઈ જઈ મોટો છાબ થઈ ગયો છે. મેમઈથી આવે ત્યારે છાબના જુના એક બે અંગ્રેજી ચોપાનીયાં ઉંચકી લાવે ને વાંચવાનો ડોળ કરે, પણ ભાઈને ખરૂં જોતાં જરાયે વાંચતા આવડતું નહિ. આમ ધનીયાભાઈના અમલસાડમાં ડંકા વાગતા. એક સમયે એક વિમાનને અકસ્માત નડયો ને અમલસાડ નજીક તે ફસડાઈ પડયું. સારે નસીબે તેમાં બેઠેલો વિમાની બચી ગયો. બિચારો ભૂખ્યો હતો તે ગામમાં આવ્યો. પણ અંગ્રે

જીમાં બોલે એટલે કોઇ સમજે નહિ. ત્યાં ગામના મુખીને થયું કે આપણો ધનીયો મેમઇથી આવ્યો છે તે અંગ્રેજી જાણે છે માટે તેને બોલાવો. તરત ધની યાભાઇ આવ્યા, પણ સામે તો ખરો છાબ જોઇ ભડકી ઉઠયા. પેલાએ તો અંગ્રેજીમાં પોતાને કેવી રીતે અકસ્માત થયો તે જણાવ્યું ને ખાવાનું માંગ્યું. બધા ધનીયાના મ્હો સામું જોઇ રહ્યા કે હમણાં ધનીયો છાબને જવાબ આપશે, પણ ધનીયાનું મ્હો તો ધોળી પૂણી જેવું થઇ ગયું હતું. કાપો તો લોહી નું ટીપું પણ ના મળે! બોલતાં આવડે તો જવાબ આપે? ધનીયાને તો થયું કે ડુબી મરું કે શું કરું? આમ પોક ળ પકડાઇ ગયું હતું.

× × × ×

એક ભાઇને ગમે ત્યાં ગાયન થતું હોય, કાંઇ જલસો હોય ત્યાં બેસી ડોકું ધુણાવાની ટેવ હતી. પોતે જાણે કાંઇ ઉસ્તાદ હોય અને રાગરાગીણી સમઝતા હોય એમ ગમે ત્યારે લલ કારતા. એક પ્રસંગે એક જલસામાં ભાઇ ગોઠવાયા હતા ને સામે ઉસ્તાદ બરાબર રંગ પર આવ્યો હતો. તબ લચી પણ પોતાની કળા દેખાડતો હતો. ઉસ્તાદની આંગળીઓ સારંગી પર સડસડાટ ફરતી હતી. બરાબર રંગ જામ્યો હતો. બધા ડોલતા હતા ને વાહ ઉસ્તાદ, ખુબ કરી, કયા દાદરા, અજી, કેસી અચ્છી ઠુમરી વિગેરે બોલતા હતા. રાત જામતી હતી ને ઉસ્તાદ ભૈરવીના સ્વર છેડી રહ્યા હતા. પેલા આપણા કહે વાતા ઉસ્તાદ પાસે મારા જેવો એક અ જ્ઞાની બેઠો હતો, તેણે પૂછયું કે ઉસ્તાદ શું બજાવે છે? ભાઇ બોલી ઉઠયા: 'કેમ એટલુંયે સમઝતા નથી?' કેવી સરસ હારીઝની ગઝલ ગાઇ રહ્યા છે ને પછી જોરમાં બરાડી પડયા 'વાહ ઉસ્તાદ કયા કેના, કયા ગઝલ સુનાઇ!' બિચારો ખડ ખડાટ હસી પડયો ને પેલા ભાઇને તો જે અકળામણ થઇ તે ન પૂછવામાં જ મઝા છે.

× × × ×

એક વાર હું મારા એક મિત્રની ઓ ફીસે ગયો હતો. પોતે મોટા ઓફીસર છે તે બતાવવા તેણે ઘંટડી વગાડી ઉપરાછાપરી ઓર્ડરો આપવા માંડયા. ઘણી વખત તે તેના એક નોકરની અક્કલ માટે મ્હોડે વખાણ કરતો કે નોકર એવો સમજુ છે કે તે હોશીયાર છે કે સાનમાં સમજી જાય છે. હવે એ નોકરની ચતુરાઇ મને બતાવવી હોય એમ તેને ઘંટડી વગાડી બોલાવ્યો. અને ઓર્ડર આપ્યો: "સામેના કબાટમાંથી રૂલ (નિયમોનું પુસ્તક) લાવ." તેણે ક બાટ ઉઘાડયું ને ત્યાં પડેલી રૂલ (આં કણી) લાવીને ટેબલ પર રજુ કરી.

મારા તો હસવાનો પારજ ન રહ્યો, પણ મારા મિત્રની દશા તો ખરેખર જોવા જેવીજ થઇ હતી.

× × × ×

આપણે તદ્દન નવા કોરા કડકડતાં કપડાં પહેરી નાહી ધોહી સ્વચ્છ થઇ બહાર નીકળ્યા હોઇએ, ઝપાટાબંધ ને રોફબંધ આપણો માર્ગ ફુટપાથ પરથી કાપતા હોઇએ, ત્યાં સામેથી આપણા ઓળખીતાં રજનીબ્હેન, તેમની મનોરમા, પ્રિયકાંતભાઇ, બેબીને ઉંચકીને રામા વિગેરે આવતા હોય; આપણા મનમાં જરૂર આપણાં કપડાં, સુસજ્જતા અને કડક ચાલ માટે માન હોય; એટલે આમ સ્નેહીવર્ગને સામેથી આવતાં જોઇ આપણે જરા વધારે કડકાઇથી ચાલીએ, તેમની અને આપણી વચ્ચે ફકત ૧૦ ફુટનુંજ અંતર હોય અને ત્યાં કોઇ મૂર્ખ માનવીએ રસ્તા પર બેદરકારીભરી રીતે નાખેલી કેળાની છાલ પર આપણો પગ આવે, આપણે લથડીએ ને ભૂમિને ભેટવા ધસીએ... કેવી કરૂણ સ્થિતિ !

× × × ×

આપણે રોજ ઓફીસે નિયમિત જતા હોઇએ, તે માટે કદાચ પંકાતા પણ હોઇએ અને માથે બધાના ઉપરી તરીકે જરા જવાબદારીભર્યું કામ હોય—આજે બેબીની વરસગાંઠ હોઇ, મન્દાકિનીએ મિષ્ટાન્ન કર્યું હોય, ઓફીસનો સમય વીતી ગયો હોય, આમ મોડું થયું હોય એટલે આપણે ઉતાવળી ગતિએ ઓફીસ તરફ પ્રયાણ કરતા હોઇએ. એક વાદળી જરા થોડા સમય પર થોડો ઘણો છંટકાવ કરી ગઇ હોય. માર્ગમાં એક સ્થળે તેનું થોડું ઘણું પાણી એકત્ર થયું હોય, શ્રીમંતાઇના મદમાં મસ્ત બનેલી કોઇ માનુની એકાએક ઝડપથી મોટર હંકારી જાય—તે વખતે આપણે પાણીના ખાબોચીયાની બાજુના જ ફુટપાથ પર ચાલતા હોઇએ અને મોટર પસાર થતાં તો માથાથી પગ સુધી કાદવવાળા પાણીના છંટકાવથી રંગાઇ જઇએ. બરાબર તેજ વખતે આપણી ઓફીસનો થોડુ સીપાઇ એક પાન ખાવા સામેની પાનવાળાની દુકાને ઉભો હોય. આપણને જોઇ મ્હોં ફેરવી નાંખે (હસવા માટે). કહો, આપણી કેવી કઢંગી દશા થાય કે અકળામણ ને મુંઝવણ થાય ?

× × × ×

જીવનમાં આવા ઘણા પ્રસંગો બને છે. કેટલાક એવા બુદ્ધિમાન્ પણ હોય છે કે આવા પ્રસંગોમાં પોતે સપડાય ત્યારે સફાઇથી તેમાંથી સાંગોપાંગ તરી પાર ઉતરે. જ્યારે કેટલાક એવા અબુજ આવે છે જે છેક ભાંગડો વાટી નાંખે છે.

---

# મગનાના બાપા

નથ્થુ મા'રાજનો મગન ભણવામાં એક્કો હતો. નિશાળમાં હંમેશા પહેલો રહે ને દરવર્ષે પહેલે નંબરે પાસ થાય. મગને એમ કરતાં સાત અંગ્રેજી પુરી કરી. તરત મગન માટે કન્યાના બાપો તરફથી ઉપરા ઉપરી માંગા આવતાં નથ્થુ મા'રાજે એક સારી કન્યા જોડે મગનને ઝટ પરણાવી નાંખ્યો. નથ્થુ મા'રાજે જેમ તેમ કરી મગનને સાત અંગ્રેજી સુધી ભણાવ્યો, પણ તેનાથી વધુ ભણતરનો ભાર ખેંચાય તેમ હતું નહિ–એટલે મગનને નોકરીની શોધમાં નીકળવું પડયું.

નથ્થુ મા'રાજ તો ગોરપદું કરતા ને યજમાનોને સ્વર્ગમાં જવાની ના પાડતા હોય તો ક્રિયા કર્મ કરાવી પણ મોકલી આપતા ને તેમનો ઉદ્ધાર કરતા. મગન અંગ્રેજી ભણ્યો એટલે તેનાથી કાંઇ નથ્થુ મા'રાજ માફક ટીપણું બગલમાં મારી બહાર જવાય છે? તેને તો ઓફીસની ખુરસી ટેબલવાળી ભપકાબંધ નોકરી જોઇએ–મતલબ કે, કારકુની જોઇએ.

શીશોદરું નાતું ગામ–એટલે મગને આજકાલ બધા યુવાનો કરે છે તેમ નોકરીની શોધમાં મુંબાઇની વાટ પકડી. સારે નસીબે મુંબઇ આવ્યા પછી મગનને એક ઓફીસમાં રૂ. ૪૦ ના માસિક પગારે કારકુનની નોકરી મળી. નથ્થુ મા'રાજે તો નોકરીના સમાચાર કાગળમાં વાંચી શેરીમાં સાકર વહેંચી. બાજુમાં રહેતાં કંકુ ડોશીએ છીકણીનો ખાસ્સો મઝાનો ચપટો ભરતાં નથ્થુ મા'રાજને પૂછ્યું કે; "મા'રાજ આ સાકર શાની વહેંચો છો?" નથ્થુ મા'રાજને તો એટલુંજ જોઇતું હતું.

તે તરતજ બોલી ઉઠયો કે; "અરે, આ તો મગનો હવે ઓફીસર થયો. મુંબઇમાં નોકરી મળી નોકરી–કંકુ ડોશી, ઇ તમે ના સમજો. હવે મગનો તો ખુરસી પર બેસીને કામ કરવાનો ને પટાવાળો તો તેની પાસેજ બેસવાનો મગનાનો પડયો બોલ ઉંચકી લ્યે."

× × × ×

મગન મા'રાજને મુંબઇ આવ્યા ને છ મહિના પુરા થઇ ગયા હતા ને મુંબાઇની હવા તેમણે પુરી ખાધી હતી.

ધીમે ધીમે મગન મા'રાજે મુંબાઇનું પાણી પચાવ્યું ને પુરા મુંબઇગરા બન્યા. શું ચોપાટીની ભેળ કે અમૃત તુલ્ય મસાલાની ચા, ઇરાની રેસ્ટોરાનો ટેસ્ટ કે લંડન હોટલનો રસાસ્વાદ, હેન્ગીંગ ગાર્ડનની હવા કે પાલવાની સહેલ, કાંઇ મગન મા'રાજે મુકયું નહોતું.

મગન મા'રાજ ઘાટકોપર રહેતા હતા ને રોજ કોટમાં નોકરીએ આવતા. જેમ તેમ કરી ૪૦ રૂપરડીમાં એમનું રગશીયું ગાડું ખેંચતા. નથ્થુ મા'રાજને પૈસા મોકલવાના તો હોય જ કયાંથી? પગાર તો સરખે સરવાળે થઇ રહેતો, પણ નથ્થુ કાકાને લાગ્યું કે; 'માળો મગનો ગાંઠ કરતો હોવો જોઇએ, નહિ તર રૂ. ૨૦ મોકલવાનું લખ્યું પણ મોકલે કેમ ના? હાલ જાતે મુંબઇ જઇ આવું ને મગનાની ખબર લેતો આવું.'

એક દિ' મગન મા'રાજ પર કાગળ આવ્યો. મગનનું તો મોઢું જ પડી ગયું. ડોસા આવતા હતા. ને પગારને તો હજી ૧૫ દહાડાની વાર હતી. હશે. થઇ પડશે. બીજે દિવસે સવારે નથ્થુ મા'રાજને તેડવા મગન સામે ગયો. નથ્થુ મા'રાજે તો દાદર સ્ટેશને મગનાને ન જોતાં:—"ઓ મગના! ઓ મગના! તું આવ્યો છે કે નહિ?" કહી પ્લેટફોર્મ ગજાવી મૂકયું હતું.

બન્યું એમ હતું કે એક લોકલ ચુકી જતાં મગન જરા મોડો થયો હતો. નથ્થુ મા'રાજ તો સ્ટેશનેથી જ પાછા ફરવાનો મનસુબો કરતા હતા, ત્યાં મગન આવી પહોચ્યો ને ડોસાના શરીરમાં જીવ આવ્યો. મગને તરત ડોસાનો બચકો હાથમાં લીધો ને બંને જી. આઇ. પી.ના દાદર સ્ટેશન પર લોકલની રાહ જોતા બેઠા. લોકલ આવી પહોચી ને મગન ડબ્બામાં બેસવા ધસ્યો પણ નથ્થુ મા'રાજ તો નિરાંતે પગ લાંબા કરી બાંકડા પર બેસી તમાકુ ચાવતા હતા, મગને હાક મારી કે; 'ચાલો, નહિ તો હમણાં ગાડી ઉપડી જશે.' પણ નથ્થુ ડોસા એમ કાંઇ જાય. મગનને બોલાવી કહે: "અલ્યા મગના! તું તો હંમેશ જેવો જ ઉતાવળીયો રહ્યો. હજી એન્જીન તો આવવા દે. તે પહેલાં કયાંથી ગાડી ઉપડશે?"

"પણ બાપા! આ તો વીજળીની ગાડી, એને એન્જીન ના જોઇએ. એ તો એમને એમ દોડે."

"હેં! શું કહે છે? એન્જીન વગર ગાડી ઉપડે? એમ. માળું એ નવું શે, મગના!"

કહેવાની જરૂર નથી કે પિતાપુત્રનું આ સંભાષણ ચાલતું હતું ત્યારે લોકલે તો કયારનુંયે વિદાયગીરીનું

માન લઇ લીધું હતું. મગન કચવાતે મને પાછો બીજી લોકલની રાહ જોઇ બેઠો. ગમે તેમ પણ નથ્થુ મા'રાજ ઘાટકોપર ભેગા થયા.

× × × ×

ન્હાપાણી થયા પછી નથ્થુ મા'રાજ તો પૂજાપાઠમાં બેઠા. કેમે કરી ઉઠે નહિ, મગનને તો ઓફીસે જવા ૯—૪૫ ની લોકલ પકડવી પડે એટલે તે તો ઉતાવળો થાય. છેવટે નથ્થુ મા'રાજને સમજાવી પૂજા કાલ પર મુલતવી રાખી ને જમવા બેઠા.

જમતાં જમતાં વાત કરતા નથ્થુ મા'રાજની નજર મગના પર પડી ને કોળીયો તો હાથમાં જ રહી ગયો.

"અલ્યા મગના! તારી જનોઇ ક્યાં છે?"

મગન તો આભોજ થઇ ગયો. જનોઇ તો ક્યાંય છાપરા પર પડી હશે. પહેરવાની ભૂલી ગયો હતો—કારણ તે માનતો નહોતો, છતાં નથ્થુમા'રાજ આગળ ખોટું બોલ્યો:—

"બાપા, એ તો આજ સવારે તુટી ગઇ છે. ને મારી પાસે બીજી નથી તે મુંબઇથી લેતો આવીશ."

"પણ મૂર્ખા! જનોઇ વગર બ્રાહ્મણથી હરાય ફરાય નહિ. ગૌહત્યાનું પાપ. આ શું?"

મા'રાજે તો હાથ ધોઇ નાખ્યા ને પોતાની પોટલી છોડી જનોઇ કાઢીને મગનને પહેરાવી. ગાયત્રીના જાપ કરાવ્યા ને પછી ખાવા દીધું. આજે મગનની લોકલ જતાં ઓફીસે બિચારો મોડો પડયો હતો.

× × × ×

રવિવાર હોઇ મગન નથ્થુમા'રાજને મુંબઇ જોવા લાવ્યો હતો. બોરીબંદરથી ઉતરી બાપદીકરો બન્ને બહાર નીકળ્યા. ત્યાં નથ્થુમા'રાજની નજર ટ્રામ પર પડી.

"અલ્યા મગન! તમારી મુંબાઇમાં રસ્તા પર પણ વિજળી ગાડીઓ દોડે, એ શું? કોઇ કપઇ મરે તો?"

"બાપા! એ ગાડી ન કહેવાય. એ તો ટ્રામ છે. આપણે હમણાં જ એમાં બેસી પાલવા ફરવા જઇશું."

ને બન્ને પાલવા પહોંચ્યા. ને મગને નથ્થુમા'રાજને તાજમહાલ હોટલ બતાવી. "બાપા, આ મુંબાઇની મોટામાં મોટી હોટલ."

"શું કહ્યું, મગના? રહેવા દે મસ્કરી કરવી. આ તો કોઇ રાજાનો મહેલ છે. નથ્થુમા'રાજ એટલુંયે ના સમજે?"

મગને જાણ્યું કે, ડોસાને સમજાવવું નકામું છે. બન્ને બાપ દીકરો ફરતા હતા ત્યાં સામેથી એક અંગ્રેજ દંપતી યુગલ, આવતું હતું. યુવતિનો

હાથ યુવકના હાથને પકડી રહ્યો હતો. (અંગ્રેજ લોકોના આચાર પ્રમાણે).

એ જોતાં નથ્થુ ડોસાએ મગનાને પૂછ્યું કે, "મગના! શું આ મડમ તેના ધણીને મૂકીને નાસી જાય છે?"

"કેમ, એમ શા પરથી કહો છો?"

"અરે, એટલુંએ ના સમજ્યો? જોતો નથી, પેલાએ એનો હાથ પકડી રાખ્યો છે તે? નાસી ન જાય તે માટે જ ને?"

"ના, રે ના બાપા! એ તો એમનામાં એવો રીવાજ છે."

નથ્થુ મા'રાજને તો નવાઇ લાગી. વિચાર આવ્યો કે, મગનો તો આમ... પણ તરત વિચાર જતો રહ્યો.

નથ્થુ મા'રાજ તે કાંઇ મુંબાઇમાં ફર્યા હોય. હાથમાં લાકડી સાથે ભીડમાં ચાલતા હતા ત્યાં પાછળથી એક કોટપાટલુન પહેરેલા યુવકનો ધક્કો ડોસાને લાગ્યો ને તરત યુવકે "Sorry Please" કહ્યું. ડોસા તો રાતાપીળા થઇ ગયા. "મગના! આ છોકરો મને ગાળો દઇ ગયો ને તેં સાંભળ્યા કરી? તારે એને અંગ્રેજીમાં જવાબ તો આપવો હતો." બિચારો મગન—

મગને વિચાર્યું લાવ બાપાને મ્યુઝીયમ બતાવવા લઇ જાઉં. એટલે બંને મ્યુઝીયમમાં ગયા.

"બાપા! આને મ્યુઝીયમ અગર સંગ્રહસ્થાન કહે છે. અહીં ઘણી જુની ચીજો જોવા લાયક છે."

બંનેએ મ્યુઝીયમમાં આટલી introduction પછી પ્રવેશ કર્યો. પહેલા ઓરડામાં આવતાં નથ્થુ ડોસાની નજર Venus રતીની સુંદર શિલ્પકળાની મૂર્તિ પર પડી ને નથ્થુ મા'રાજ તો એવા ભડકયા કે, ન પૂછો વાત.

"હત તારૂં કાળું થાય. મગના, આટલા વર્ષે મને તું અહીં કયાં લાવ્યો? છોકરા આ શી મશ્કરી માંડી છે? રહ્યું તારૂં મુઝમ મારે તો નથી જોવું."

"અરે, બાપા! આ મ્યુઝીયમ જોવા તો લોકો કયાંથી કયાંથી આવે છે. એમાં તો એવા સુંદર નમુના..."

"બસ" વચ્ચે જ નથ્થુ મા'રાજ બોલ્યાઃ "મારે નથી જોવા તારા નમુનાઓ. તમને મુંબાઇના લોકોને તો કાંઇ લાજશરમ છે કે નહિ. આ શા ભવાડા? કપડાંએ ઢાંકવા નથી મળતાં."

મગનને હવે સમજ પડી કે, બાપા કેમ ભડકયા હતા. વીનસને ગ્રીક લોકોએ હંમેશા નગ્ન સ્ત્રી જ કલ્પી છે અને એ જોઇ બાપનો મિજાજ ગયો હતો. છેવટે મગને ઘણું કહ્યું છતાં ડોસા તો બહાર નીકળી ગયા.

"હાલ મગના! ઘેર. મારે નથી જોવી તારી મુંબાઇ!"

"પણ બાપા! હજી તો રાજાબાઇ ટાવર, હેન્ગીંગ ગાર્ડન, ચોપાટી, રાણીનો બાગ, બાબુલનાથ મહાદેવ......"

"શું કરું? બાબુલનાથ મહાદેવ—તારે મને પેલા ત્યાંજ લઇ જવો તોને, મારે નથી જોવું બીજું કાંઇ—હેંડ ત્યાં જઇએ. મગના! મને તરસ લાગી છે. આટલામાં પાણી મળશે?"

"પાણી—હા બાપા! હાઇકોર્ટની કુઇનું પાણી બહુ વખણાય છે. શેઠીઆઓ મોટરમાં તાંબડા ભરી ભરી લઇ જાય છે. ચાલો ત્યાં જઇએ."

બંને ફરતા ફરતા રાજાબાઇ ટાવર આગળ આવ્યા. ત્યાં છના ટકોરા થયા ને રાજાબાઇ ટાવરના આઠ સંગીતમય અવાજોનો રણકાર થયો.

નથ્થુ મારા'જ કહેઃ "મગના! આ ઘડીયાળનો અવાજ બહુ સારો હોં. આપણે ગામ આવું એક ઘડીયાળ મુકાવ્યું હોય તો...?"

હાઇકોર્ટની કુઇ આગળના બાંકડા પર બંને બેઠા ને મરૂભુમિમાંથી અહીં આવી પાણીનો ધીકતો વેપાર કરનાર મારવાડીઓ 'નથ્થુ ને મગન મા'રાજને શીતળ જળની ટબુડીઓ આપી. પાણી પી રહ્યા ત્યાં મારવાડી મા'રાજે (કપાળમાં ટીલુ કર્યું હતું) નથ્થુ મા'રાજ પાસે પાણીના પૈસા માટે હાથ ધર્યો. નથ્થુ મા'રાજ તો કહેઃ "ભાઇ, અમેએ તારા જેવાજ બ્રાહ્મણ છીએ એટલે અમારી પાસે માગે શું કામ આવે?" પણ ત્યાં તો મગને પૈસો કાઢીને આપ્યો. નથ્થુ મા'રાજથી તો રહેવાયું નહિ.

"અલ્યા! પાણી પાયું તે કોઇ ઉપકાર કર્યો? એ તો કોઇ સખી દાતાએ પરબ બેસાડી હશે—માંગે તો બધાએ એમ કાંઇ જ'ઇ આપી દેવાય?"

"બાપા! પાણી પાય એટલે પૈસો આપવો પડે."

"શું, પાણીનો પૈસો? એ ત કયાંનો ન્યાય? મુંબાઇમાં પાણી પણ વેચાય છે? હરિ, હરિ! મુંબાઇનો તો દીજ ઉઠયો છે ને."

મગન નથ્થુમા'રાજને બાબુલનાથના દર્શને લઇ ગયો. નથ્થુમા'રાજને બાબુલનાથનું ભવ્ય લિંગ જોતાં અનહદ આનંદ થયો અને નિરાંતે પલાંઠો મારી ત્યાં બેઠા. કંઠસ્થ હતાં એટલાં બધાં શિવસ્તોત્રો ને શ્લોકો બોલી ગયા. ને આનંદિત થઇ નીચે ઉતર્યા.

મગને નથ્થુ મા'રાજને હેન્ગીંગ ગાર્ડન તરફ દોર્યા. મા'રાજ તો ઠંડી હવા ને બગીચો જોઇ ખુશ થઇ ગયા. તરત બોલ્યાઃ—

"અલ્યા મગના! તારે રોજ ઘાટકોપરથી અહીં ગાડીમાં દોડીને આવવું પડે છે. તે કેટલી બધી મુસ્કેલી પડે? એને બદલે આહીં આ બગીચાના એક ખુણામાં ખોરડું બાંધીને રહે તો કેવું

ાારૂં ? રોજ રૂપાળા મહાદેવનાં દર્શન ાાય ને પૂજા થાય."

"અહીં તો ખોરડું તો શું, પણ રાત ાા રહેવા દેવામાં પણ નથી આવતા. આ તો મ્યુનીસીપાલીટીની મિલ્કત કહેવાય."

× × × ×

અંધારૂં પણ થવા આવ્યું હતું એ ટલે બંને ઘર તરફ જવા વિદાય થયા. પણ મગનને લાગેલી ચ્હાની તલપ— એટલે નથ્થુ મા'રાજને કહેઃ "બાપા! હાલો આપણે ચા પી લઈએ પછી ગાડીમાં બેસશું."

"હાલય, સા પીવાની કાંઇ ના છે" ને બંનેએ એક રેસ્ટોરામાં પ્રવેશ કર્યો.

નથ્થુ મા'રાજને તો રેસ્ટોરાં શું તે મારી બલા જાણે. ચકચક થતા એક ટેબલ આગળ પિતાપુત્ર જઈને બેઠા ને ત્યાં તો "બોય" ઓર્ડર લેવા આ વીને ઉભો રહ્યો. મગનને જોઇ 'બોયે' કહ્યુંઃ "કેમ શેઠ! શું લાવું? આમ લેટ, બેદા, કેકસ, કે ખારી..."

મગન આ તરફ સાંજે રોજ ફરવા નીકળતો ત્યારે આ રેસ્ટોરામાં આવતો એટલે 'બોય' તેને ઓળખતો હતો.

નથ્થુ મા'રાજે "આમલેટ, બેદા, કેકસ" સાંભળ્યું એટલે મગનને પૂછ્યું કે; 'એ શું લાવવાનું કહ્યું?'

"ચેવડો, ગાંઠીઆ, સક્કર પારા— એમ બોલ્યો."

"તે એ કઇ ભાષામાં બોલ્યો?"

"ત્યાં 'બોય' ચ્હા લઇને આવી પહોં ચ્યો ને મગનને જવાબ આપવાની પીડા જતી રહી. નથ્થુમા'રાજને થયું કે, "મગનાનો કેવો વટ પડે છે? માળો હોંશીયાર તો ખરો. આવીને બેઠો કે, નોકર આવીને ઉભો રહ્યો."

બન્ને બાપ દીકરો ચ્હા પીવાની શરૂ આત કરતા હતા, ત્યાં બાજુના ટેબલ પર એક ખ્રીસ્તી આવીને બેઠો ને 'કરી' "રાઇસ"નો ઓર્ડર કર્યો. કરી રાઇસ આવી પહોંચતાં નથ્થુમા'રાજને એવી સખત વાસ આવી કે, એ તો ઉભા થઇ ગયા. "આ શું ભાત ને આ ગં ધાતું શાક"—ઉઠ મગના! ઉઠ, તારો તો દી' ફર્યો છે. આ એઠું અહીં કયાં ખાય છે. તે આ તો કીરીસ્તાન છે. તું મને કયાં લાવ્યો છું બોલ."

"બાપા, આ તો ઇરાની રેસ્ટોરાં કહેવાય. અહીં તમારી દેશી હોટેલો કરતાં ખુબ ચોકખાઇ."

"હેં, આ શું ચોકખાઇ?" ને ઇરાની તે શું—આ તો મુવા કીરીસ્તાન જેવા દેખાય છે. અરર ભગવાન! મગના, એ મગના! તેં તો મારો દેહ વટ લાવ્યો. ધર્મભ્રષ્ટ કર્યો. 'હે પ્રભુ! હવે આટલી ઉંમરે આ અપરાધ-ક્ષમા

ભરૂં—મગના! તારૂં ભલું થાય. હવે મારે મુંબાઇમાં રહેવું નથી. હાલ ગોર—ને ગામે આજ ને આજ રહેવાને જવું છે. હું તો હવે અહીં રહી નહિ શકું. ને તું પણ ગામ ભેગો થા. આ બટેલા શા— ? આને તમે સુધરેલું મુંબાઇ કહો છો— ? રામ—રામ—રામ—રામ—"

* * * *

નથ્થુ મા'રાજ ગામ ભેગા થઇ ગયા છે. ને આજે મગન મા'રાજ પર ખુશી ના પહોંચ્યાનો કાગળ આવ્યો છે. આ રહ્યો એ કાગળ.

"ભાઇ મગનાને માલમ થાય કે, હું ખુશીથી.........ગામ પહોંચ્યો છું. મેં આવી મારો દેહ વટલાયો ને ધર્મ ભ્રષ્ટ થયો માટે.........વિધિ પ્રમાણે નખશિખ પ્રાયશ્ચિત કર્યું છે ને.........બ્રાહ્મણોને અધભોજન કરાવ્યું છે તથા રૂપીઆ.........દાનમાં આપ્યા છે. મારી તો સલાહ છે કે, તું એ ભારીયાની નોકરી છોડી દઇ હવે મારૂં ગોરપદું સંભાળ. આવી ભ્રષ્ટતા ? નથી કરવી આપણે એવી નોકરી જેથી મુંબઇ રહેવું પડે. તું અહીં આવી હવે આપણા યજમાનો સંભાળ એટલે બસ થયું ને પ્રાયશ્ચિત કરી લેજે. એજ લિ. નથ્થુ મા'રાજની આશિષ. વહુને કહેજે, કે સંભાળી રહે અને જલદી અહીં આવતાં રહે."



# જીવનનાં આંસુ અથવા આજકાલનો બી. એ.

કોલેજીયનનો ગૃહસંસાર

"હવે તો એનો કેડો મૂકો. દહાડો ને રાત બસ વાંચ, વાંચ ને વાંચ. એક જ ધુન ને એક જ ધંધો. આ ભદ્રની ટાવરમાં દોઢના ટકોરા થયા સાંભળ્યાને? તમારેએ સુંવું નહિ ને અમનેએ સુવા દેવાં નહિ."

"રજની! હવે તને વધુ દહાડા હેરા નગતિ ભોગવવી નહિ પડે. પરીક્ષાને આડા ફક્ત દશ દિવસ જ છે. પછી કાંઇ વાંચવાનું છે? નિરાંતે ખાસ્સી નવ વાગ્યે આરામ કરજે ને અત્યારે એ હું તને કયાં જાગવાનું કહું છું?"

"તમે તો જાગવાનું ના કહો, પણ માથા પર પચાસ કેન્ડલ પાવરનો વીજળીનો દીવો ઝગમગ થતો હોય ત્યારે ઉંઘ કયાંથી આવે? તે દિવસે મારે વ્રત હતું ને રાતના જાગરણ કરવાનું હતું ત્યારે તમેજ કેવા ચીડાયા હતા! "આ વ્રતને બ્રત શા? હું તો એમાં કાંઇ માનતો જ નથી. આમ તમે જ નહોતું કહ્યું?"

"રજની! હું સમજું છું કે છેલ્લા બે મહિનાથી હું તને પજવું છું. પણ તું જાણે છેને કે, હું ઉંઘ વેચીને ઉજાગરો કેમ વેઠું છું તે—? આમ મધરાતના દીવા બાળવામાં મ્હારો ને તારો બન્નેનો સ્વાર્થ છે."

"એમાં મ્હારો સ્વાર્થ શો? તમે પાસ થઇ ગ્રેજ્યુએટ થશો તો તમે બી. એ. થયા કહેવાશો ને સારી જગ્યા મળશે તો તમારો વટ પડશે, એમાં મારૂં શું રંધાશે?"

"ગાંડી રે ગાંડી! મ્હારો વટ પડશે ને સાથે ત્હારો વટ નહિ પડે? જો ગ્રેજ્યુએટ થઇશ પછી તો કોઇ જગ્યાએ સારી નોકરી મળી જશે ને આપણે પછી અમનચમન કરતા હોઇશું. પછી આ ટ્યુશનની કડાકુટ નહિ રહે. નિરાંતે મહિને સો રૂપૈયા રોકડા કમાતા હોઇશું ને બન્ને આનંદથી રહીશું. સુમનને ફેરવવા પછી તો બાબાગાડી લાવશું ને એક નોકર પણ રાખીશું."

"હવે રહેવા દો તમારા શેખચલ્લીના વિચારો. હજી પરીક્ષામાં પાસ થાવ તે પહેલાં મહેલ બાંધવા નકામા છે. એ મહિનાથી તો ગદ્ધાવૈતરૂં કરો છો. કોણ જાણે કેવી એ પ

રીતા કરો? મારે જો પરીક્ષા આપવાની હોયને તો હું તો પરીક્ષાને ઠેકાણે જ વાંચું. આમ તમારી માફક બે મહિના અગાઉથી તૈયારી કરું નહિં ને રાતના બીજા કોઈને હેરાન કરું નહિં, સમજ્યા!"

નવનીત જરા લાડમાં આવી રજનીને વ્હાલમાં ગાલ પર ટપલી મારતાં; "લે ચાલ, આ ચોપડી નાંખી, બાકીની કાલે પુરી કરીશ, પછી! જો સુમન રડ્યો, એને પાણી પાવું હશે."

"છે મારા સુમનને જરાય ચિંતા! એની તો અડધી રાત ગઈ. એને ક્યાં ખબર છે કે, એના બાપા હજી ભણે છે."

× × × ×

નવનીતે નાનપણમાં જ માબાપ ગુમાવ્યાં હતાં ને મોસાળમાં રહી મોટો થયો હતો. મામાની હુંફ સારી હતી તે આટલે સુધી પહોંચ્યો હતો. નાનપણથીજ નવનીત ભણવામાં હોંશીઆર હતો. ને હાઇસ્કૂલમાં જતો હતો. તેને શિષ્યવૃત્તિઓ મળવા માંડી હતી એટલે તેના મામાને તે ભારે પડતો નહીં. આમ છોકરો હોંશીઆર ને પાછી તેમની ન્યાતમાં વરની અછત એટલે નવનીતને માટે માંગા આવવા માંડતાં તેના મામાએ તેને વહેલો પરણાવી દીધો હતો. નવનીતને રજની સાથે સંસાર માંડયાને આજે ચાર વર્ષો વીત્યાં હતાં. તેમને લગ્નના પરિપાકરૂપ એક પુત્ર પ્રાપ્ત થયો હતો. સુમનને જન્મ્યે બે વર્ષના વ્હાણાં વાયાં હતાં. નવનીત ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો હતો ને તે માટે પોતાની પત્ની સહ અમદાવાદ આવ્યો હતો. પોતાના અભ્યાસનો ને ઘરસંસારનો ખર્ચ બિચારો ટ્યુશન કરી કાઢતો હતો. તેને બે શિષ્યવૃત્તિઓ પણ મળી હતી એટલે ગાડું ઠીક ઠીક ગબડતું હતું. નવનીત સીનીયર બી. એ. માં હતો ને આ છેલ્લી પરીક્ષા હોઇ તે મોટી તૈયારી કરતો હતો. રાત ને દિવસ પાઠ્યપુસ્તકો પાછળ પડ્યો હતો તેને પ્રથમ વર્ગ મેળવવો હતો. આખી રાતના મોડે સુધી તે વાંચતો ને તેના વાંચનથી રજનીને જાગરણ થતું–આ સ્નેહાળ પત્ની પતિની તબીયત ન બગડે તે માટે દરકાર રાખતી. તે રાત બહુ જતાં પતિને ટોકતી. આજે પણ હંમેશ માફક નવનીતને રજનીએ ટોક્યો ને નવનીતે ચોપડીઓ ટેબલપર મૂકી નિદ્રા દેવીને ખોળે મસ્તક મુક્યું.

× × × ×

"કેમ નવનીત! આજે તો ત્હારું પરિણામ છે, નહિ?"

"હા–દોસ્ત, આજે તો તારની રાહ જોઇ બેઠો છું. પરિણામ બપોરે ૧ વાગે મુંબઇમાં બહાર પડશે એટલે તાર બે વાગે તો જરૂર આવી જવો જોઇએ. હવે ફક્ત બે કલાકજ બાકી છે."

"બિરાદર! તાર આવી જશે હવે ટુંકમાં. મફતનો Nervous થતો નહિ."

"એ તો તું પરીક્ષામાં બેઠો હોય ને પરિણામ જાહેર થવાનું હોય તોજ તને ખબર પડે. Nervous તો નહિ, પણ મનમાં જરા......"

"અરે, જરા ને બરા. લે આ સામેથી રસિક પણ આવી લાગ્યો. રજનીબ્હેન! ચાલો હવે, ચ્હાપાણીની તૈયારી કરો—નવનીત તો First class માંજ આવવાનો છે. એમાં શંકા કેવી?"

આમ થોડીવારમાં નવનીતના મિત્રો એક પછી એક આવી લાગ્યાં ને કોઇ જરા ટીખળમાં મસ્કરી પણ કરવા લાગ્યા. "નવનીત દોસ્ત! પરિણામ તો ક્યારનુંયે બહાર પડી ચૂક્યું. તારવાળો આવી જવો જોઇતો હતો."

પણ એક નવનીતજ જાણતો હતો કે તારવાળો કેમ નથી આવ્યો. તેના હૃદયમાં તો કાંઇક Nervousness જેવી લાગણી તે અનુભવતો હતો. જો કે ઉપરથી બધા સાથે હસતો, બોલતો હતો છતાં તારવાળાની આતુર નજરે રાહ જોઇ બેઠો હતો. ત્યાં તો બહારથી 'નવનીતરાય મનહરરાય રાવળ અહીં રહે છે ને?' ની બૂમ આવી ને નવનીત તાર લેવા દોડયો. તાર ફોડયો ને વાંચ્યો ન વાંચ્યો ત્યાં તો રમણ, રસિક, મનુ વિગેરેએ દોડી તાર ઝુંટવી લીધો ને તરતજ એકી અવાજે બરાડી ઉઠયા: "Three cheers for Navnit"

નવનીત ફર્સ્ટ કલાસમાં ઓનર્સ સાથે પાસ થયો હતો. તરત અભિનંદન ને હસ્તધૂનનની ક્રિયા થઇ—કેટલાક મિત્રોએ તો લાડમાં આવી જઇ તેના બરડાપરથી જરા ધૂળ પણ ખંખેરી નાખી. એક ટીખળી તો નાના સુમનને ઉંચકી લાવ્યો ને જાણે સુમન સમજતો હોય તેમ તેને ઉદ્દેશીને બધા સાંભળે તેમ તેણે કહ્યું: "સુમન! તારા પિતાશ્રી હવે ગ્રેજ્યુએટ થયા."

રજનીના હર્ષનો પાર નહોતો. દૂધ તો પહેલેથી લાવી રાખ્યું હતું. તરતજ ચવાણું મંગાવ્યું ને મિત્રો સાથે નવનીતે ચ્હા પાણી ઉડાવ્યાં. બધા મુબારકબાદી આપી છૂટા પડયા.

× × × ×

રજની ને નવનીતને લાગ્યું કે:—"હાશ મહેનત તો ફળી. ઉંઘ વેચીને કરેલા ઉજાગરા સફળ થયા." બંને આનંદમાં હતા, આશાને હીંડોળે હીંચતા હતા. હવે આ રાત દિવસની મહેનત ગઇ ને ટુંકમાં સારી નોકરી મળતાં ભણાવવાની કડાકુટ પણ જશે.

રાતના નવનીતને ઉંઘ આવી નહિં. ઘણાંએ પાસાં ઘસ્યાં. નિદ્રાદેવીને પ્રાર્થનાઓ ને વિનવણીઓ કરી, પણ ઉંઘ ન

આવી. તે વિચારના વમળમાં ફસાયો. 'હવે હું બી.|એ. થયો, ગમે ત્યાં સારી નોકરી મળશે. ઓછામાં ઓછો રૂ. ૧૦૦ નો પગાર તો હશે જ, પછી ચિંતા શી? રજનીની પણ થોડી મહેનત ઓછી કરીશ. એક નોકર રાખીશ, વાસણ કપડાં ને પાણી માટે. વળી બીચારી ફાટેલા સાલ્લા સાંધીને પહેરે છે તે હવે નહિં પહેરવા પડે. ને સુમનને માટે બાબાગાડી તો જરૂર લાવીશ. ને હું કોઇ જગ્યાએ સેક્રેટરી કે મેનેજર હોઇશ, એટલે મ્હારા વટની તો વાત જ શી પુછવી? બંદા તો કડક કોટ, પાટલુન, ટાઇ ને હેટમાં ફરશે. ચેમ્બરમાં બેઠા બેઠા ઘંટડી વગાડતાં પટાવાળો હાજર થશે. કારકુનો હાથ તળેના રોજ સલામો ભરશે. પછી તો રોફ મારવા સીગારેટનો એક ડબ્બો હાથમાં રાખવો પડશે. ને કારકુનોને દમ મારવા જરા બે શબ્દોએ કહેવા પડશે કે; "કેમ મી૦... ! આમ કામ કરશો તે નહીં ચાલે. જો આવી ભૂલ બીજી વખત થઇ છે તો પછી હું નિભાવી નહીં લઉં, જાવ."

પણ ભાઇના આ શબ્દો સાંભળી રજની જાગી જતાં તેણે દમ ભેરવ્યો કે; "હવે ક્યાંસુધી વિચાર કરશો ? સુઇ જાવ." ને નવનીત મહાશય ચુપ થયા.

× × × ×

આજે નવનીત તેના કાકા કનકરાયને ત્યાં મળવા ગયો હતો. કાકા કનકરાય કાંઇ ખરા પિતરાઇ ન હોતા, પણ નવનીતના પિતાના દૂરના સંબંધી હતા. કનકરાયને ઓળખાણપીછાણો સારી હતી એટલે નવનીતે પાસ થયા પછી કનકરાયને લખેલું કે, કોઇ સારી જગ્યા એ મારૂં નક્કી થાય તો મને જણાવજો. કનકરાયે તેમના એક મિત્ર જેઓ એક વીમા કંપનીમાં મેનેજર હતા તેના પર કાગળ લખ્યો હતો. તેનો જવાબ પણ આવ્યો હતો કે, તમે તે છોકરાને લઇને આવજો. આપણે એને જરૂર ઠેકાણે પાડી દઇશું. નવનીતને કનકરાયે આ કાગળ બતાવ્યો. ને ચોથે દિવસે રવિવાર આવતો હોઇ તે દિવસે મુંબઇ જવાનું બન્નેએ નક્કી કર્યું.

કનકરાયનો પુત્ર લલિતકુમાર ભણવા કરતાં મોજશોખ પ્રત્યે સારૂં ધ્યાન આપતો ને પરિણામે તે અંગ્રેજી સાત પુરી ન કરતાં ઉઠી ગયો હતો. પણ કનકરાયની સારી લાગવગને અંગે ઠેકાણે પડી ગયો હતો ને મહિને રૂ. ૭૫) લાવતો થઇ ગયો હતો. નવનીતને લાગ્યું કે, મને રૂ. ૧૦૦) તો જરૂર મળશેજ. કનકરાયની ઉત્તરાવસ્થા હોઇ તેમનું શરીર આજ કાલ કેટલાય દિવસથી નરમ ગરમ રહેતું હતું, તેમાં નવનીત આવ્યો તે દિવસથી તો જરા વધારે

કથળ્યું હતું ને બે દિવસમાં તેઓ પથારીવશ થયા. સાથે સાથે સારી નોકરીની નવનીતની આશાઓ પણ પથારીવશ થઇ, કારણ કે તેમના સિવાય નવનીતને કોઇ સારી લાગવગવાળા માણસ સાથે પીછાણ ન હોતી. નવનીતને નસીબે કહો કે, પછી કનકરાયની અવસ્થાના અંગે કહો, પણ તેમનું કથળેલું શરીર ટટાર થવાની ના પાડતું હતું ને ઓચિંતો વ્યાધિ વધી જતાં જે દિવસે મુંબઇ જવાનું નક્કી કર્યું હતું, તે દિવસે કનકરાય વ્યાધિ અંગે બેભાન બની ગયા ને તેજ રાત્રે બાર વાગે તેમણે દેહત્યાગ કર્યો. કમનસીબ નવનીતની–પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવી સ્થિતિ થઇ. એક સારી તક ગુમાવતાં નિરાશ થઇ નવનીત પાછો ફર્યો, છતાં નવનીતની આશા મરી ગઇ નહોતી. ભાઇએ નોકરી મળી જવાની આશામાં ટ્યુશન પણ મુકી દીધું હતું અને અત્યારે તો પોતે બચાવેલી પાંચ પચીસ રૂપરડી પર ગુજરાન ચલાવવાનું હતું.

**નોકરીની શોધમાં**

તે વર્તમાનપત્રોમાં "નોકરી જોઇએ છે, નોકરી ખાલી છે, Wanted ને Situation vacant"ની જાહેર ખબરોની કટારોમાં નજર નાંખવા લાગ્યો. જરા પોતાને લાયક જગ્યા જણાતાં અરજી કરતો, પણ કોણ જાણે જવાબ મળતો નહિ ને મળતો તો "દીલગીર છીએ, જગ્યા પુરાઇ ગઇ છે"નો જવાબ મળતો.

× × × ×

એક દિવસ એક વેપારી પેઢીનો જવાબ આવ્યો. તા૦ ૫ મીએ સવારે ૧૧–૦ વાગે દુકાને મળવું. નવનીત તો ખુશ ખુશ થઇ ગયો: બીજે દિવસે ૧૧–૦ તો શું પણ ૧૦ વાગે જઇને ખડો થઇ ગયો. જોયું તો દુકાને એક મોટા પેટવાળા મુલતાની શેઠ શરબતી મલમલનું પહેરણ ને બારીક ધોતીયું પહેરી બેઠા છે. બાજુમાં મહેતાજીઓ નીચી મુડીએ ચોપડા ઉઘાડી નામું લખે છે. એક તરફ નાક પર ચશ્મા ચઢાવી વૃદ્ધ જેવા જણાતા મુનીમ રેશમી કાપડના નમુનાઓ જુવે છે.

નવનીતે પોતાના પર આવેલો કાગળ શેઠને આપ્યો. શેઠે મુનીમ તરફ ફેંકયો, ને મુનીમે મોટેથી વાંચી સંભળાવ્યો. કારણ, શેઠને તો ચેક પર સહી કરવા પુરતું પોતાનું નામજ લખતાં આવડતું હતું. ચાલાક નવનીત તરત આ સમજી ગયો.

શેઠ મંગુમલે નવનીતને બેસાડી પ્રશ્ન ફેંકયો:–"કેમ મીસ્તર! કયાં સુધી ભણ્યા છો?"

"સાહેબ, મુંબાઇ યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ છું. બી. એ. થયેલો છું.

ઓનર્સ સાથે પાસ થયો છું ને ફર્સ્ટ ક્લાસમાં આવ્યો હતો."

"એ તો ઠીક, મારે પણ અંગ્રેજી ભણેલાની જરૂર છે, પણ correspondence પત્રવહેવાર કરતાં આવડે છે?"

જવાબ આપતાં નવનીત જરા ખંચકાયો. બીચારો તાજો ગ્રેજ્યુએટ બી. એ. થતા સુધીમાં પરદેશો કે પરદેશની પેઢીઓ સાથે પત્રવહેવાર કેમ થાય, એ તો કોઈએ શિખવાડ્યું નહોતું. હાઈ સ્કુલમાં થોડું ઘણું નજીવું શિખવાતું મળ્યું હતું, પણ એ તો "શાકુન્તલ," ને "ઓથેલો"માં ક્યાંય અટવાઈ ગયું હતું, એટલે જવાબ શો આપે?

"કેમ મીસ્તર! correspondence પત્રવહેવાર તો તમે સારી પેઠે જાણતા હશો?"

"ના જી, અનુભવ નથી, પણ જરા એકવાર જોતાં બહુ જલદીથી શીખી જઈશ."

"ઠીક. ત્યારે તમે પત્રવહેવાર જાણતા નથી. તો શું નામું લખતાં આવડે છે?"

"ના જી. નામું લખતાં તો આવડતું નથી."

"ત્યારે બજારમાંથી કાપડની ખરીદી કરતાં આવડે છે?"

"ના જી, હું તો હમણાંજ બી. એ. થયો છું. એટલે એવો અનુભવ ક્યાંથી હોય?" શેઠને સામો પ્રશ્ન પુછ્યો.

"ઠીક, ત્યારે તમને આવડે છે શું? એક અંગ્રેજી ભણ્યા છો એટલુંજ ને? મારે અંગ્રેજીમાં પત્રવહેવાર કરે એવો માણસ જોઈએ છે સમજ્યા? વારું પગાર શો લેશો?"

"પગાર તો માસિક રૂપીઆ ૧૦૦ લઈશ."

"શું, રૂપીઆ સો પગાર! અને તે કઈ આવડત પર? જુઓ મીસ્તર! રહેવું હોય તો પગાર રૂ. ૩૦ માસિક મળશે. આ મુનીમજીને જ હું રૂ. ૬૫ તો આપું છું, તો તમને ક્યાંથી ૧૦૦ આપવાનો હતો? આજે વર્ષોના તેઓ અનુભવી છે ને નામામાં તો એક્કા. ખરીદી તેમના બાપનીજ. પેલા મહેતાજી નાથાલાલ છે, તેમને માસિક રૂ. ૪૫ મળે છે. હીસાબ તો આંગળીને વેઢે."

"સાહેબ! ૩૦ માં મારૂં પૂરૂં કર્યાથી થાય? કુટુંબ કબીલાવાળો માણસ છું."

શેઠ તો ખી ખી ખી હસી પડયાઃ "જોયું મુનીમજી, મહીને રૂ. ૩૦ ઓછા પડે છે. અરે મીસ્તર! રૂઃ ૧૦૦ માં ત્રણ ગ્રેજ્યુએટ મળે ત્રણ. ન આવડે પત્રવહેવાર, નામું કે ખરીદી. તમને

તો શું પૂજવાના ? ભાઇ ગ્રેજ્યુએટ થયા છો! જુઓ રહેવું હોય તો રૂ. ૩૦ મળશે ને બજારમાં મહેતાજી નાથાલાલ સાથે ફરવું પડશે.”

નવનીત તો જવાબ સાંભળી સડક થઇ ગયો. આવ્યો હતો તેવોજ પાછો ગયો.

રસ્તે ચાલતાં તેને વિચાર આવ્યો કે; “મારો બેટો શેઠ થઇ બેઠો છે. અભણ, અસંસ્કૃત, ગુજરાતીના ચાર અક્ષરે વાંચતાં ન આવડે ને જુઓ તો ખરા મારી કીંમત આંકે છે ને ? ૧૦૦ માં ત્રણ ગ્રેજ્યુએટો મળશે ? મળતા હશે! એ ૩૦ માં કામ કરે તે નવનીતભાઇ નહિ હો. મુનીમને ૬૫ ને મહેતાજીને ૪૫ ! સાલો જમાનો !” અને ગ્રેજ્યુએટને ૩૦ ! ત્યાં પાછળથી મોટરનું હોર્ન વાગતાં નવનીતભાઇ ઝડપથી માર્ગમાંથી ખસી જઇ ફુટપાથ પર ચઢી ગયો.

× × × ×

ઘેર આવતાં રજની સહર્ષ સામે આવી ઉભી, પણ નવનીતનું મ્હોં પડેલું જોતાં તેનો આનંદ ઉડી ગયો. તેણીએ જરા ગંભીર થઇ પૂછ્યું: “કેમ, સિંહ કે શીયાળ ?”

“અરે શું સિંહ ને શીયાળ ? આ સા...શેઠીયાઓને તે કાંઇ અક્કલ છે. મને કહે છેઃ નામું આવડે છે, ખરીદી આવડે છે, પત્રવહેવાર આવડે છે ? ને હું કોણ ? એક ગ્રેજ્યુએટ ને વળી નામું ને ખરીદી જાણું ? ને પગાર રૂ. ૩૦ મહિને. મુનીમ ને મ્હેતાજી કરતાંયે ઓછો ને સા...ને કાકાનો કક્કો યે આવડે નહિ, છતાં પેઢી ચલાવે છે !” ને નવનીતે એક નિઃશ્વાસ નાંખ્યો.

“કાંઇ નહિ; એ નહિ તો એનો બાપ. આપણે નોકરી કરવી તેને શું ? એમાં આમ હતાશ શું થઇ જતા હશો ?”

હતાશ ન થાય તો નવનીત બીજું કરેયે શું ? કનકરાયના સ્વર્ગગમન પછી નવનીતને કોઇ ઓથ હતી નહિ. બિચારો આમ તેમ અરજીઓનો ખર્ચ કરતો. પાસે બચાવેલા પૈસા તો ક્યારનાયે પુરા થઇ ગયા હતા, ને માથે દેવું પણ થવા માંડયું હતું. સુમનની બાબાગાડી ને રજનીનો નોકર તો સુ કાંઇ ગયા હતા, પરંતુ રજનીની જણસો પણ એક પછી એક ઓછી થવા માંડી હતી.

હાય બેકારી ! જેને અનુભવ હોય તેજ તેનો કાતિલ ડંખ સમજે. તેનું ઝહર રગેરગમાં વ્યાપી જાય છે ને બેકાર મન સ્વાસ્થ્ય ગુમાવી દીવાના જેવો ફરે છે. ને તેમાંયે શિક્ષિત બેકાર ! તેની અવદશાની તો વાતજ શી ? વળી પત્નીને પુત્ર ! આ દુઃખ ક્યાં જઇને કોને કહેવું ? મધ્યમ વર્ગના સભ્યથી સ્ટેશને જઇ કે બજારમાં જઇ

કોઈ ગોટલાં ઉપાડાય છે ? ભાગ્ય ન જાગે તો કાંઈ નહિ. દેવું કરવું, ભલે તેમ કરવું, પણ આપણાથી મજુરી તો થાય નહિ. ને તેમાંય ગ્રેજ્યુએટ—આજકાલના શેઠીઆઓ મુર્ખાજ ને ! નામું ને ખરીદી પૂછે ! કેવા કમઅક્કલ ? આધુનિક કેળવણી—શારીરિક અને માનસિક નિર્માલ્યતાના નમુના જેવા યુનીવર્સીટીના કારખાનામાંથી બહાર પડેલા ગ્રેજ્યુએટો—'શાકુંતલ' ને 'ઓથેલો' 'શેલી' ને 'કીટ્સ' ભણે—

× × × ×

નવનીત રોજ સવારે નવી આશા સાથે ઉઠતો. આજ તો ક્યાંય પણ સારો જવાબ મળશે અગર નોકરી મળશે. ટપાલની રાહ જુએ. કાગળો ફોડે ને જવાબમાં જગ્યા નથી. No vacancy વાંચે એટલે ઉંડો નિઃશ્વાસ નાખી ભાગ્યને દોષ દેતો. પછી શહેરમાં નોકરીની શોધમાં નીકળે. ઓળખીતા પાળખીતાને મળે—ઓફીસોએ ફેરા ખાય ને સાંજે થાકીને લોથ થઈ પાછો ઘેર આવે. નવનીતનો આ ક્રમ ચાલુ રહ્યો. ન કપડાંનું ઠેકાણું રહ્યું કે ન ઘરનું.

રજની તેને આશ્વાસન આપતી, પણ મનમાં મુંઝાતી કે, આમ હવે કેટલા દહાડા ચાલશે ? શરીરપરની એક પછી એક ચીજો(ઘરેણાં)અદ્દશ્ય થવા માંડી હતી. ધન્ય આર્યપત્ની પતિ ખાતર ભોગ આપી રહી હતી. સહિષ્ણુતાની મૂર્તિ માફક સહન કરતી. નવનીત બે દિવસથી ગમે તેમ ફરતો હતો.

નોકરી માટેની મોટામાં મોટી લાયકાત તેનામાં નહોતી. 'લાગવગ'. આજકાલ નોકરી શોધનારને બીજી લાયકાત જોઈતી નહોતી. શું સરકારી નોકરી કે ખાનગી નોકરી. લાયકાતમાં લાયકાત 'લાગવગ' છે.

× × × ×

આખરે તેના એક મિત્રે સૂચના કરી કે, મુંબઈ જા ને ત્યાં કાંઈ પત્તો લાગશે. અમદાવાદ કરતાં મુંબઈમાં એ ફીસો ઘણી. નવનીતને આશા આવી. રજનીને વાત કરી. ને રજનીની છેલ્લી સોનાની બંગડી વેચી પૈસા લઈ મુંબઈ તરફ વિદાય થયો. એક કોલેજ મિત્રને ત્યાં ઉતર્યો. કોલેજ મિત્ર પણ એક વિમા કંપનીમાં કારકુન હતો. રાત દિવસ પાછી નોકરીની શોધ ચાલુ થઈ. અરજીઓ, મુલાકાતો—વિચિત્ર જવાબો ને નિરાશા.

ચિંતામાં ને ચિંતામાં નવનીતનું શરીર બગડવા લાગ્યું. માનસિક ચિંતા તો ચિતા સમાન છે. લોહી તેમાં બળવા લાગ્યું. મન પર જાણે મોટા બોજો માથે લઈને ફરતો ન હોય તેટલો ભાર રહેતો. રજનીને આશ્વાસન આપીને આવ્યો હતો કે, થોડા દિવસમાંજ નોકરી મળી જશે ને તને ને

સુમનને ત્યાં બોલાવી લઇશ. મિત્ર અને મિત્રપત્ની નવનીતની બહુ શુશ્રૂષા કરતાં પણ તેને ચે સામાન્ય ઓળખાણ એટલે એ કાંઇ નોકરીમાં મદદકર્તા થઇ પડે એવી લાગવગ ન કહેવાય. એટલે નવનીતને એકલે હાથેજ જીવનસંગ્રામ ખેલવાનો રહ્યો હતો. તેનું નાવડું તો શરૂઆતમાંજ ખોટે માર્ગે ચઢી ગયું હતું ને પવનના સખત તોફાનમાં સ પડાયું હતું. આશાનું શઢ પવન ઝી લતું હતું, છતાંયે તેમાંયે કાણાં પડવા લાગ્યાં હતાં.

નવનીતને આવ્યાને આમને આમ એક માસ વીતી ગયો. પાસેના પૈસા પણ ખુટવાની અણીપર આવ્યા. હવે તેને વીલે મ્હોંએ રજની પાસે જવું પણ ઠીક ન લાગ્યું. મુંબઇની ઓફી સોના દાદરા ચઢી બુટના તળીયા પણ ઘસાર્યાં. છતાં આધુનિક યુગની મહાદેવી 'નોકરી દેવી' તેનાપર પ્રસન્ન ન થયાં. તેની પ્રાર્થનાઓને આજીજીઓ વ્યર્થ ગઇ. આશાનું સ્થાન નિરાશાએ લીધું. રજનીને સુમન યાદ આવતાં આંખમાં આંસુ છલકાતાં. તેમની કરૂણ દશાનો વિચાર આવતાં તેને કમકમાં આવતાં.

× × × ×

**નિરાશાનું છેલ્લું પલ્લું !**

ચૌદશની અંધારી રાત હતી. તારાનો ઝાંખો પ્રકાશ પણ વાદળાંઓથી ઢંકાઇ ગયો હતો. પોષ માસની ઠંડી બરછીની માફક લાગતી હતી. કોઇ પણ મનુષ્ય જવલ્લેજ ફરકતું દેખાતું. કુતરાંઓ પણ ગુંચળું વળી પાછલા બંને પગોમાં માથું નાંખી એકાદ મકાનના ખુણામાં જઇ પડયાં હતાં. ફકત એક માણસ ચોપાટીના ઝાંખા દિવાઓમાં દરિયા કિનારે ફરતો દેખાતો હતો. રાતની ગજબનાક ઠંડીમાં પહેરેગીરો પણ એકાદ ઓટલાનો આશરો લઇ પડયા હતા.

પેલી વ્યકિત આમથી તેમ આંટા મારતી, વચ્ચે અટકીને પાછી ચાલતી હતી. છેવટે કાંઇ નક્કર નિર્ધાર કર્યો હોય તેમ એકદમ અટકી ગઇ; ઉભી રહી ને તરત પાણીમાં પ્રવેશ કર્યો. સપાટાબંધ સાગરનાં ઉછળતાં મોજાંમાં આગળ વધી. ઢીંચણ સુધી પાણી આવ્યાં, કેડ સુધી આવ્યાં, છાતી સુધી આવ્યાં ને ગળાં સુધી આવ્યાં. એક પ્રચંડ મોજું આવ્યું ને માથા પર ફળી વળ્યું. મનુષ્યના હૃદયના પ્રચંડ દાવાનળને તેણે ઠારી નાંખ્યો.

× × × ×

બીજે દિવસે પોલીસને ચોપાટીને દરિયા કિનારેથી એક લાશ મળી આવી. તપાસ કરતાં તેનાં ગજવામાંથી પોલીસ કમીશ્નર પર લખાયેલો એક પત્ર મળી આવ્યો. નીચે સહી હતી નવનીતરાય મનહરરાય રાવળ. પોલીસે લાશ જ્યુરી હાઉસમાં ખસેડી. જ્યુરીની તપાસમાં પોલીસ કમીશ્નર પર લખેલો નીચેનો પત્ર રજુ થયો.

મે. પોલીસ કમીશનર સાહેબ,

મ્હારા મૃત્યુ માટે કોઇને નાહકના હેરાન ન કરશો. હું જાતે જ આત્મહત્યા કરવા માગું છું ને તે માટેનો સરળ માર્ગ જલસમાધિ છે. મુંબઇ યુનીવર્સીટીનો હું એક ગ્રેજ્યુએટ છું. કોલેજમાં શિક્ષણ લેતી વખતે મેં મોટી મહત્વાકાંક્ષાઓનો મહેલ રચ્યો હતો, પણ જ્યારે જીવનની લીલી સુકીની ઝાંખી થઇ ત્યારે તે મહેલ ગંજીફાના પાનાના મહેલ માફક જમીનદોસ્ત થઇ ગયો. ઓ વિશ્વવિદ્યાલય! શું તારી આ કેળવણી છે? હું શું કામ આટલું બધું ભણ્યો? ચારે તરફ ફર્યા છતાં નોકરી પણ નહિ! હાય બેકારી! કેવી પ્રાણઘાતક, લોહી ચુસનારી છે! રજની–સુમન મારાં વ્હાલાંઓ, તમને પ્રભુ આધારે છોડું છું. શું મ્હો લઇ પાછો આવું? મારૂં જીવનનાવ સંસારસાગરમાં તરતું મુકયું, પણ શરૂઆતમાંજ ખોટે માર્ગે ચઢી જતાં ખરાબા સાથે અથડાઇ ચૂરેચૂરા થઇ ગયા. આશાના શઢમાં હજારો છિદ્રો પડયાં. પવન ઝીલી ન શકયું–ઝીલી કયાંથી શકે? એ શઢમાં હંમેશાં બેકારીની તીવ્ર બરછી ભોંકાતી હતી. શું શિક્ષિતોની કાંઇ કીંમત છેજ નહિ? કીસ્મત! કીસ્મત! તું મારાથી શા માટે રીસાઇ બેઠું? લી૦

નવનીતરાય મનહરરાય રાવળ.

જુરીએ આત્મહત્યા કરવાનો ચૂકાદો આપ્યો. સાંજના વર્તમાન પત્રોમાં નીચેના સમાચાર પ્રગટ થયા હતા.

હાય–બેકારી

ગુજરાતી ગ્રેજ્યુએટનો આપઘાત

મુંબઇ તા૦ ૧૮, નવનીતરાય નામના એક ગુજરાતી ગ્રેજ્યુએટે ઘણા સમયથી બેકાર હોવાથી જીવનથી કંટાળી જઇ ચોપાટીના દરિયા કિનારે જઇ રાત્રે સાગરમાં ઝંપલાવ્યું હતું. પોલીસને આજે સવારે લાશ મળતાં જુરી હાઉસમાં લાશ ખસેડી હતી. તેની પાસેથી પોતે આપઘાત કર્યો છે એમ બતલાવતો પોલીસ કમિશ્નરપર લખેલો પત્ર મળી આવ્યો હતો. જુરીએ આપઘાત કર્યાનો ચૂકાદો આપ્યો હતો.

× × × ×

આટલી ચાર લીટીઓમાં ભરેલું દર્દ ને કારૂણ્યની સમાજને કયાં પડી છે? આધુનિક કેળવણી–અધુરી, અયોગ્ય–નોકરીની તલાશ–નિરાશા–એક ભર્યા સંસારનો વિનાશ–એક ઉગતાં પુષ્પનું કચડાઇ જવું–આવાં તો કેટલાયે લખાણો રોજ છાપામાં આવે છે, તેથી સમાજને શું? આવા આપઘાતો માટે શું સમાજ, કેળવણી કે, વ્યકિત કોણ જવાબદાર છે?

# માલતીબાઈની બેહદ !

વસુંધરા પર વસતા અનેક માનવ કુળોની સંસ્કૃતિ અને ચારિત્ર્યની યશગાથાઓ આપણે ઠેર ઠેર સાંભળીએ છીએ. દરેક સમાજમાં કોઇ કોઇ એવી વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે કે, તેના સ્વભાવ અને ચારિત્ર્યના સુવાસથી તે વ્યક્તિઓ આસપાસ રહેનારાઓ અને તેના સમાગમમાં આવનારાઓમાં સન્માન પામે છે, અને તેના ચારિત્ર્યના સુવાસથી સૌ કોઇ તેને ચાહે છે, ત્યારે બીજી બાજુ એવા પણ અલેલ ટપ્પુઓ ઉત્પન્ન થાય છે કે, જે આખા સમાજને ભારરૂપ, ત્રાસરૂપ, અને કંટાળાજનક થઇ પડે છે. આ બીજા પ્રકારના માનવીઓની વૃત્તિઓ અને વાસનાઓ એટલા હલકટ પ્રકારની હોય છે કે, એ માનવ–મવાલીઓને સામે મળવામાં પણ સૌ કોઇ સંકોચ અનુભવે છે.

આવા મવાલીઓ કહેવાતી હલકટ દરજ્જાની જાતિઓમાં જ ઉદ્દભવે છે, એવું કંઇ નથી, પરંતુ તેઓ શ્રીમંત, સુખી અને સભ્ય કહેવાતા સમાજમાં પણ હસ્તી ધરાવે છે. આવા લોકસભ્ય અને શ્રીમંત કુટુંબના ગદ્ધા–પચીસીએ પહોંચેલા કુટુંબોના બે ઉદ્ધત અને ઉછું ખલ યુવાનોના થએલા કપરા અનુભવની આ કહાણી છે.

× × × ×

મુંબઈના પરાઓનો ગૃહસંસાર

વાત એમ બની હતી કે, મુંબઇનાં એક પરામાં મારી બાજુમાં રહેતા માવજીભાઇ તાજેતરમાં જ કાઠિયાવાડમાથી એક સુંદર અને સુશિક્ષિત કન્યાને લગ્ન કરી અહીં લાવ્યા હતા. માવજીભાઇનાં એ પત્ની દેખાવડાં તેમ કેળવાએલાં પણ હતાં, એટલે થોડા જ દિવસોમાં તેના આખા ઘરનો કારભાર તેણે હાથમાં લઇ લીધો હતો. માવજીભાઇને ધંધા પરત્વે વહેલી સવારથીજ મુંબઇ જવું પડતું હોઇ અને સાંજે પણ આવતાં મોડું થતું હોઇ બજારમાંથી શાકભાજી અને મોદીખાતું લાવવાનું કામ પણ તેમનાં આ ઘરરખ્ખુ અને કાર્યકુશળ પત્ની કુસુમબ્હેનજ કરતાં. જો કે, માવજીભાઇનો સ્વભાવ જરા સુંજી અને વહેમી તો હતો, છતાં કુસુમે ઉપાડી લીધેલા ઘરના દરેક કારભારથી તેઓને એટલી બધી

સુગમતા અને સગવડતા થઇ હતી કે, તેઓ પોતાનું બધું ધ્યાન ધંધામાં નિશ્ચિંત મને પરોવી શકતા હતા, એ ટલે તેઓ કેટલીક વખત પોતાને ઉપ જતી શંકા આશંકાઓનું પોતાની મેળેજ મનમાં ને મનમાં સમાધાન કરી લેતા.

દરરોજ સવારમાં વહેલાં ઉઠી માવ જીભાઇ નિત્યકર્મથી પરવારે એટલી વારમાં કુસુમ ચા નાસ્તો તૈયાર કરી રાખે અને પછી બંને પતિ પત્ની હોંશ અને ઉત્સાહથી સાથે ચા નાસ્તો લઇ આવજીભાઇ ટ્રેન પકડવા સ્ટેશન તરફ દોડે અને કુસુમ બ્હેન હાથમાં ઝોળી લઇ શાકભાજી અને બીજી ખરીદી કરવા નીકળી પડે. બપોરે બાર વાગ્યે પાછા માવજીભાઇ મારકીટમાંથી આવી જમી જાય અને કુસુમ કામમાં પરો વાય. આ તેઓનો હંમેશનો કાર્યક્રમ ઘટિકાયંત્ર જેવો નિયમિત અને યંત્રવત બની ગયા હતો, પણ હમણાં હમણાં કુસુમને એક બનાવે એટલી બધી ચિંતા મગ્ન કરી મુકી હતી કે, તે ચિંતાથી મુકત થવાને તેણે ઘણાયે અખતરા અજમાવ્યા પણ તેમાંથી તે છુટી શકતી નહતી.

× × × ×

**સભ્ય પુરૂષોની અસભ્યતા**

એ બનાવ એજ હતો કે, હંમેશ સવારે ઘરથી બ્હાર પડયા પછી માવ જીભાઇ સ્ટેશન તરફ વળે અને કુસુમ બ્હેન સરીઆમ રસ્તા પર થઇ શાક ભાજી લેવા જવા એકલાં પડે ત્યારે રસ્તામાં આવતા રમણ શેઠના બંગ લાના દરવાજામાંથી બે જવાહીર ઝા કીટ અને ખાદીના લેંઘા ઝભ્ભામાં સજ્જ થયેલા માથાના વાળ ટાપટીપ કરી ઓળેલા, પફ પાવડર અને સ્નોથી મોઢું ગોરૂં બનાવેલા સંભાવિત જણાતા યુવાનો તેની પાછળ પાછળ ચાલવા માંડે. તે બંને યુવાનો ઘડીમાં સીટી મારે, તો ઘડીમાં મોટેથી ખોંખારો ખાય અને બીજી જ પળે ખીખીખી કરી હસી પડે અને આ અવાજથી કુસુમથી પાછું ફરી જોઇ જવાય તો આંખોના ચેનચાળા કરી કેમ જાણે તેઓ હલામણ જેઠવાના બીજા અવ તાર હોય તેમ દુહાની માફક કંઇક લલકારવા માંડે.

કુસુમ તો આ બધાંની કંઇ પરવા કર્યા વિના સીધીજ પોતાનું કામ પ તાવી ઘર તરફ પાછી ફરે. પણ અજા યબ બનવા જેવું તો એ હતું કે, આ બંને અલેલ ટપ્પુઓ પણ કુસુમ જ્યારે એના મકાનના દરવાજામાં જાય ત્યારે જ તેનો પીછો છોડે.

એક બે દિવસ તો કુસુમે આ વાત ને ગણકારી નહિ, પણ જ્યારે હંમેશજ આ યુવાનોના વાંદર-ચાળા વધતા

લાગ્યા ત્યારે તેને ચિંતા પેઠી અને એ બલાઓને કેમ ટાળવી તે વેતરણમાં તે પડી. તે જે રસ્તેથી હંમેશ જતી તે રસ્તો બદલી બીજે રસ્તેથી બજાર માં જવા માંડી પણ તોયે શાકમારકીટ સુધીમાં તો એ ઉલ્લુઓ ગમે ત્યાં અધ વચ્ચે આડા ઉતર્યા વગર રહેજ નહિ. કયારેક કયારેક તો કુસુમને આ જોગટાઓ ને ઝાટકી નાખવાનું મન થઇ આવતું, પરંતુ સ્ત્રીસુલભ શરમ અને સંકોચ તેને તેમ કરતાં અટકાવતાં હતાં.

તેમાંયે એક દિવસ તો એવું બન્યું કે, જ્યારે કુસુમ બજારમાંથી પાછી ફરી ત્યારે પેલા યુવાનોમાંથી એક ઠેઠ તેના ઘર સુધી પાછળ આવ્યો અને કુસુમને ઉદ્દેશી અસભ્ય અભિનય કર તાં બોલ્યો કે,

"તરસ્યો છું, પાણી પાશો ?"

તેનો આ પ્રશ્ન સાંભળતાંજ કુસુમ ગભરાઇ ગઇ. તેણે એકદમ ઓરડીનાં બારણાં વાસી દીધાં. અને તેને બૂમો મારવાનું મન થયું, પણ તેનું હૃદય એટલું બધું ધડકી ઉઠયું હતું કે, તે તેમ કરી ન શકી અને પેલો બણુચક પણ બારણાં બંધ થતાં જોઇ તુર્તજ નાસી છૂટયો.

× × × ×

**બલા કેમ ટાળવી ?**

આ બનાવ પછી કુસુમે બહાર જવાનુંજ બંધ કર્યું અને માવજીભાઇ ને આ વાતથી વાકેફ કરવા તેનું દીલ થયું, પણ બીજીજ ક્ષણે તેને પતિના વહેમી સ્વભાવનું સ્મરણ થતાં તેણે યુકિત પૂર્વક માવજીભાઇને ઉદ્દેશીને કહ્યું કે,

"હવેથી હું બહાર નથી જવાની માટે હમેશનાં શાકભાજી વગેરે તમે મુંબઇથી જ લેતા આવજો."

"કેમ, તેં બહાર જવાનું શા માટે બંધ કર્યું ? શું કંઇ કારણ છે ?"

"ના, કારણ કંઇ નથી, પણ હું બહાર જાઉં છું એટલેજ બધી ખ રીદી કરતી આવું છું અને તેથી તો તમે ઘરની કંઇ ચિંતા જ કરતા નથી. માટે એ ટેવ તમને પણ પડે, તો સારૂં, એટલા માટેજ મેં બહાર જવાનું બંધ કર્યું છે."

"એમ એટલા જ, માટે ? તો જા મારે એવી ટેવજ નથી પાડવી."

"ઓહોહો ! એમ શું કરતા હશો ભઇ સ્યાબ ! મારાપરથી એટલું પણ કામ નહિ ઉતારો તો હું તમારાથી રીસાઇ જઇશ."

આમ કહી કુસુમે એક મોહક અંગ મરોડ કરી આળસ મરડયું અને આં ગણાનો ઉંમર પકડી રસ્તામાં વચ્ચેજ ઉભી રહી. પણ તેનો 'ભઇસ્યાબ' શબ્દ સાંભળી માવજીભાઇ ખડખડાટ હસી પડયા અને હસતા હસતાજ બોલ્યા કે;

"અરે, તેં મને ભઇસ્યાબ કહ્યો..?..!"

"ઓહો ! એમાં હસતા શું હશો ? એ તો આપણી કાઠિયાવાડની બોલીજ એવી છે એમાં શું થઇ ગયું ?"

"એમ છે ! ઠીક, ચાલ લે આઘી ખસ. મને જવા દે, મોડું થાય છે. પછી એક ટ્રેન ચુકીશ, તો બીજી અરધા કલાકે મળશે."

"ના, એમ નહિ ખસું. મને વચન આપો કે, હવેથી બધી બજારની વસ્તુ ઓને તમે ખરીદી લાવશો, તોજ જવા દઉં, નહિ તો નહિ."

કુસુમની આ પ્રકારની હઠ આગળ સાવજીભાઈને બીજો કંઇ વિચાર ન આવ્યો. તેણે છેવટે બધી ખરીદી કરવાનું માથે લીધું અને કુસુમે રસ્તો આપ્યો એટલે તે તેના કામ પર ચાલ્યા ગયા.

× × × ×

પણ આટલાથી જ કુસુમની ચિંતા ઓછી ન થઇ. તે એમ સમજતી હતી કે, હવે પેલી બલાઓથી છુટી, પણ તેની તે માન્યતા ખોટી ઠરી. જ્યારે કુસુમે બહાર નીકળવાનું જ બંધ કર્યું ત્યારે પેલા બંને નવરા બાબરો દરરોજ સાંજે કુસુમના ઘર આગળ આવતા અને કલાકો સુધી તેની બારી અને બારણાંઓ સામે પડતા રસ્તાઓ ઉપર ઉભા રહી, ઠઠામશ્કરીઓ કર્યા કરતા. ક્યારેક ક્યારેક તો મોઢેથી સીટીઓ વગાડી અસંબદ્ધ ગાયનોના ગમે તેમ રાગડા તાણ્યા કરતા.

આમ આ કોરગાઓના કંટાળા ભરેલાં કૃત્યોથી કુસુમ કંટાળી ગઇ. તેને એમ થતું હતું કે, પડોશમાં યે કોઇ મારી સમોવડ સખી નથી, નહિ તો એને યે પૂછી જોઉં કેઃ

"આ મુઆ મવાલીયો કોણ હશે ?"

બાજુમાં એક મારવાડી કુટુંબ રહેતું હતું. તે બિલકુલ અતડું અને અતરંગ હતું. તે સિવાય મદ્રાસીઓ અને મરાઠાઓનાં કુટુંબો હતાં એટલે કુસુમને હજુ કોઇ સાથે ગાઢ સંબંધની બ્હેન પણી મળી નહોતી. તે મનમાં ને મનમાં જ મુંઝાયા કરતી હતી.

× × × ×

આમ કેટલાક દિવસો પસાર થઇ ગયા અને એક દિવસ કુસુમના મનમાં તરંગ આવ્યો કે, દેશમાંથી સદાય માંદાં રહેતાં બુઢાં સાસુજીને અહીં બોલાવી લેવાં કે, જેથી ઘરમાં વસ્તી અને વાતચીત કરવાનું મળે અને કંઇક ભય ઓછો થાય.

આ ઉદ્દેશથી તેણે એક દિવસ રાત્રે ખાઇ પી નીરાંતે બેઠા પછી માવજીભાઇને કહ્યું કેઃ

"જુઓને ! આહીં આ એકલાં ઓરડીમાં મને બિલકુલ ચેન નથી પડતું, માટે દેશમાંથી ડોશીમાને બોલાવી લ્યો ને ?"

"લે, તું પણ હમણાં નવા નવા તુક્કા ઉઠાવે છે હો! ડોશીમાને ત્યાં જ રહેવા દેને! એ જુના માણસનું મુંબઇમાં કામ નહિ. વળી, તારે કામ અને કટકટ બંને વધશે."

"તમે તો જ્યારે કંઇ કહીએ ત્યારે ઉંધા જ બાંધો છો. કટકટ અને કામ તો મારે સંભાળવું છે ને? એમાં તમને શી પીડા છે?"

"હમણાં હમણાં તું વાત વાતમાં ગુસ્સે બહુ થઇ જાય છે હો! અહીં એકલાં તને કોણ ખાઇ જાય છે તે એ ઉપાધિ વહોરવા તૈયાર થઇ છે?"

"મને તો કોઇ ખાવાનું નથી અને કોઇની માએ સવાશેર સુંઠ ખાધી નથી કે ખાઇ શકે; પણ આ તો એમ કે, એક કરતાં બે ભલાં!"

"ભલે ત્યારે, કાલેજ તાર કરીને તેડાવી દઉં, પછી શું?"

માવજીભાઇએ કુસુમનું કહ્યું માન્યું અને બીજે જ દિવસે દેશમાં મનીઑર્ડર મોકલી ડોશીમાને કોઇ સારા સથવારા જોગ મુંબઇ તેડાવી લીધાં.

× × × ×

**શ્રીમંતોના 'શાળા'**

ડોશીમા આવી ગયા પછી પણ પેલા પીછે પડેલા પીટીઆ પરોણાઓનો ત્રાસ તો કુસુમને એટલો ને એટલો જ હતો. રસ્તામાં, દેવદર્શને જતાં કે, કોઇ પ્રસંગે પરામાંથી મુંબઇ જતાં માર્ગમાં કે, લોકલમાં કુસુમની કનડગત કરવાનું આ હિંદુ કારગાઓ ચુકતા નહિ. એક વખત એ પિશાચના રૂપમાં ફરતા માનવીઓની કુસુમે તેની એક મરાઠી પડોશણ મારફત 'એ કોણ છે' એની તપાસ કરી અને એ મરાઠણ પડોશણે જણાવ્યું કે;—

"બાઇ! તે તો આપણા પરાચ્યા મોઠા શેઠ રમણલાલચ્યા 'બાયકોચા ભાવ' હે!

કુસુમને મરાઠી ભાષા હજુ બરાબર આવડતી નહિ. 'બાયકોચા ભાવ' શબ્દોમાં તે કંઇ સમજી નહિ, એટલે તેણે ફરી પૂછ્યું:—

"હેં, શું કહ્યું? બાયકોચા ભાવ! એ વળી શું?"

"હાં હા હા! તુમચા ગુજરાથી લોકો તેલા કાય સાગતે? 'શાળા!' હાં એ શેઠચા શાળા આહે."

પેલી મરાઠી પડોશણે ખુલાસો કર્યો અને કુસુમ બે દાંત વચ્ચે જીભ દાબી ને બોલી ઉઠી કે;—

"અરે રે રે, મોટા માણસના કુટુંબના નબીરા શું આવા નાલાયક હશે?"

**સાસુજી આગળ ફરીઆદ**

આમ કહી તે ઓરડીમાં ચાલી ગઇ, એટલામાં તો એ નાલાયક નબીરાઓએ તેની ઓરડીની પાછળના ભાગમાં પડ

તી બારી સામેના એક રસ્તા પર દેખાવ દીધો. તે બંને જણા એક બીજાના ગળામાં હાથ નાખી ઉભા હતા અને ન દેખાય તેમ કુસુમ નીચે બેસી જતી ત્યારે મોટેથી બૂમ બરાડા કરી 'પ્રેમ કહાની સખી'...નું ગાયન લલકારવા માંડતા હતા.

આ પ્રકાર જોઇ કુસુમને ખાટલામાં પડી રહેતાં ડોશીમાને એ વાત કરવાની ઇચ્છા થઇ અને તેણે ઘણાજ વિનય ભર્યા સ્વરે કહ્યું કેઃ—

"જુવોને સાસુજી! આ કોઇ બે બદમાસો હું અહીં આવી તે દિ'ના મારી પાછળ લાગ્યા છે. શેરીએ અને બજારે અને છેવટે કયારેક કયારેક તો આ ઘર આગળ પણ એ ઉલ્લુ જેવા આથડયા જ કરે છે. લોકો કહે છે કે, એ આ પરાના એક મોટા શેઠ રમણુ લાલના સાળા છે."

"શું કહ્યું! કુસુમ? એ શેઠના સાળા તારી પાછળ પડયા છે? લે, શરમા શરમા એમ કહેતાં. એવા સારા ઘરના સંબંધીઓ કદી એવું કરે ખરા? તુંજ એવી હશે! નહિ તો તેઓ અહીં સુધી શા માટે આવે? ખબરદાર એવી વાત જો હવે બીજી વખત મારી પાસે કરી છે તો?"

ડોશીમાનો આ ફુંફાડો સાંભળી કુસુમ તો ડઘાઇજ ગઇ અને ચુપચુપ બની ઘરમાં કામે લાગી ગઇ.

તેને એમ થઇ ગયું કે, 'હિંદુ સંસારમાં વહુઓને બહારનો સંતાપ પણ મુંગે મોઢેજ સહન કરવો પડતો હશે! તેની કોઇ ફરીયાદે નહિ સાંભળતું હોય? ત્યારે હવે કરવું શું!' એ વિચારમાં ને વિચારમાં તે દિવસો વીતાવવા લાગી.

× × × ×

ઘર આગળ ફરીઆદ

એક વખત અમાસને દિવસે માર કીટો બંધ હતી. અને માવજીભાઇ પણ કંઇક લહેરમાં હતા એટલે બપોરે જમ્યા પછી કુસુમને બોલાવીને તેમણે કહ્યું કે—

"જો, સાંભળ. આજે આપણે મુંબઇ સીનેમા જોવા જવું છે. માટે કપડાં પહેરી તૈયાર થઇ જા."

"નારે ભાઈ ના, આપણે તો કંઇ ફીલમે નથી જોવી અને બીલમે નથી જોવી. આપણે ભલાં ને ઘર ભલું."

"કેમ, આજે તું એમ કેમ બોલે છે? ડોશીમાએ કંઇ દમ તો નથી ભરાવ્યો ને?"

"ના. એ બિચારાં મને કંઇયે કહેતાં નથી. પણ અમસ્થું અમસ્થું બહાર શું રખડવું?"

"તો પણ આજે અમસ્થું પણ મારા માનને ખાતર તારે મારી જોડે આવવું જ પડશે."

"એમ છે, તો તમારા માન ખાતર હું મરી જવા તૈયાર છું. લ્યો આ કપડાં બદલ્યાં."

આમ કહી એક મજાકભર્યું નખરૂં કરી કુસુમ કપડાં બદલવા ચાલી ગઇ. એટલામાં માવજીભાઇએ પણ તૈયારી કરી અને ડોશીમાને ઘરની ભલામણ કરી બંને જણાં મુંબઇ જવા બહાર પડયાં.

તેઓ થોડે દૂર ગયાં હશે એટલામાં જ કુસુમે પેલા બંને બણુચકોને તેની પાછળ પાછળ આવતા જોયા. આજે તે બંનેએ સફેત બગલાની પાંખ જેવા લાંબા ડગલા, ઝીણી મલમલનાં બારીક ધોતિયાં અને માથે કસ્મીરી ભરત ભરેલી ટોપીઓ તથા પગમાં પંપ શુઝ પહેર્યાં હતાં. કુસુમને જોતાં જ તેઓ રંગમાં આવી ગયા અને બાર બાર ગાઉમાં ઉર્જ્જડ વધરાન હોય તેમ વર્તવા માંડયા અને અનેક નખરાં કરી, ઘડીકમાં રૂમાલ ઉછાળવા તો ઘડીકમાં ટોપી ઉતારી ટોલટપ્પાં કરવા લાગ્યા. કુસુમ તો કયારની સમજી ગઇ હતી કે, આ પેલા શેઠના શયતાન સાળાઓ છે, પણ એના દરેક નખરાં તરફ એણે દુર્લક્ષ કર્યું હતું.

પણ આજે તો તેઓએ પણ હદ કરી. માવજીભાઇએ જે સ્ટેશનની ટીકીટ કઢાવી તેજ ટીકીટ એ બંને જણાએ લીધી અને મુંબઇ ઉતર્યાં પછી પણ માવજીભાઇની વીકટોરીઆ પાછળ તેઓએ બીજી વીકટોરીઆ દોડાવી અને જે સીનેમામાં માવજીભાઇ અને કુસુમ જે કલાસમાં ગયાં તે જ કલાસમાં આ બંને બીરાદરો, બંદરો ઘુસ્યા. આમ આજનો બધો વખત પાછા પરામાં ફરતા સુધીનો એ મવાલીઓ માવજીભાઇ અને કુસુમ પાછળ જ ફરતા રહ્યા. છેવટે ઘેર આવીને કંટાળીને કુસુમે માવજીભાઇને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"આપણી પાછળ આજે પેલા બે જણા ફરતા હતા તેને તમે ઓળખો છો?"

"ના ભઇ! હશે કોઇ! આપણે તેની શું પંચાત?"

માવજીભાઇએ બેદરકારીભર્યો જ જવાબ આપ્યો.

"બસ, તમારે કોઇની શું પચાત? આ એના પાપે તો મેં બહાર જવાનું બંધ કર્યું છે. એ બંને જણા આ પરાના પેલા રમણલાલ શેઠના સાળા છે અને ચોકખા મવાલીઓ છે મવાલીઓ. પારકી સ્ત્રીઓ પર કુદૃષ્ટિ કરતા જ ફરે છે."

કુસુમની આ વાત સાંભળી માવજીભાઇ છેડાઇ પડયા અને આંખો ચઢાવી ત્રાડુકી ઉઠયા કેઃ

"બેસ હવે બેસ, ચાંપલી ન થા. તું જ એવી હઇશ. નહિ તો એ વેપારી લાઇનના માણસોની આવી વાત કેમ કરે?"

"બહુ સારૂં, લ્યો ત્યારે, હું મુંગી થઇ જાઉં છું. મને નહોતી ખબર કે, પુરૂષો પોતાની સ્ત્રીની આવી ફરિયાદ પણ નથી સાંભળી શકતા ?"

અને એ વાત ત્યાંજ અટકાવી કુસુમ, અનેક વિચારનાં વર્તુલો રચતી ઘર કામમાં પ્રવૃત્ત થઇ ગઇ.

* * * *

ગુજરાતી બાઇઓ અને મરાઠણ બાઇઓ.

આમ સાસુજી અને પતિદેવ બંને તરફથી કુસુમને મદદ મળવાને બદલે હડધૂત થવાનો પ્રસંગ બનવાથી તે ઉદાસ બની ગઇ હતી. એવામાં એક દિવસ તેની પેલી મરાઠણ પડોશણ, તેની બાજુની ચાલમાં રહેતી માલતી બાઇ નરાંને કુસુમ પોતા પાસે વાતો કરવા બોલાવી લઇ આવી.

માલતી મુંબઇ અને પરાની હોસ્પીટલોમાં ઘણાં ગુજરાતી કુટુંબો સાથે પરિચયમાં આવી હતી એટલે તેને ગુજરાતી બોલતાં સારૂં આવડતું હતું. વળી તે ઘણાજ મિલનસાર સ્વભાવની અને ખુશ મીજાજ હતી એટલે કુસુમ સાથે તેના સ્વભાવનો અચ્છો મેળ મળ્યો હતો. કુસુમનું દીલ પણ તેના પાસે ખુલવા લાગ્યું. અને પછી તો હરહંમેશ માલતીબાઇ કુસુમને ત્યાં આવવા લાગી.

એક રવિવારને દિવસે બરોબર સાંજના ચાર વાગે માલતી કુસુમને ત્યાં આવી હતી. કુસુમે તેના માટે ચા તૈયાર કરી અને બારી પાસે ખુરસીઓ નાખી બંને ચા પી રહ્યાં હતાં એટલામાં પેલા બંને લબાડ લંગુરો સાયકલ સ્વાર થઇને ત્યાં આવી પહોંચ્યા. આજે તેઓ ખાખી ટુંકી ચડ્ડિયો, સફેદ કેનવાસના બુટ અને ટુંકી બાંયના શર્ટ સાથે ખુલ્લે માથે હતા. તેઓ આવીને બરોબર મેડી બારીના સામેના રસ્તા પર ઉતરી પડ્યા કે, તુર્તજ કુસુમ ખુરસી પરથી ઉતરી ચાનો પ્યાલો લઇ નીચે બેસી ગઇ.

આમ કુસુમને એકદમ નીચે બેસતી જોઇ માલતીને કુતૂહલ થયું અને તેણે પ્રશ્ન કર્યો.

"કેમ બ્હેન, નીચે કેમ બેસી ગયાં ?"

"માલતી બ્હેન ! એ મુઆ મવાલીઓનો મને હંમેશનો ત્રાસ છે. શું કરવું કંઇ સુજતું નથી."

"તમે તમારા પતિને આ વાત જણાવોને ? એ બધી ભાંજગડ કરી લેશે."

માલતીનો આ ઉત્તર સાંભળી કુસુમે એક ઉંડો નિસાસો નાખ્યો અને પછી બોલી કે:

"બ્હેન, એ વાતમાં કંઇ માલ નથી. અમારા ગુજરાતી વાણીઆ–બ્રાહ્મણના સંસારજ બહુ સાંભળવા જેવા

હોય છે. વહુઓ પર સદાએ વહેમ, અવિશ્વાસ અને ઇર્ષા વરસાવતાં સાસરીઓ પાસે કે પતિ પાસે વહુઓથી આવી વાતો થઇ જ શકતી નથી, અને કરે તો ઉલટાની આપત્તિ ઉભી થાય, એમાં કરવું શું ?”

“ઓહો ! તમારા ભાયડાઓ તો સાવ ભલા જ લાગે છે. અમારા મરાઠા 'નવરા'ઓને તો આવી વાતની ખબર પડે, તો આવા મવાલીઓનાં તો માથાં જ ભાંગી નાંખે અને તે પહેલાં તો અમારી ઓરતો જ તેની બરાબર ખબર લઇ નાંખે, પણ કંઇ હરકત નહિ, કુસુમ બ્હેન, કાલે સાંજે તમે મારી સાથે શંકરના મંદિરમાં દર્શને આવજો અને જુઓ પછી શું ઘાટ બને છે તે.”

આમ માલતી અને કુસુમની વાત ચાલતી હતી તે દરમ્યાન પેલા અનાડીઓએ કંઇક ઉપાધિઓ કરી હતી, પણ તેમાં તેઓ નહિ ફાવતાં સાયકલની ઘંટડીઓ જોર જોરથી બજાવતાં રફુ થઇ ગયા હતા.

× × × ×

**મંદિરમાં મેથીપાક**

બીજે દિવસે સાંજે બરાબર ટાઇમસર માલતી કુસુમને ઘેર આવી પહોંચી. આજે માલતીએ પોતાનાં બચપણથી વ્યાયામથી સ્નાયુબદ્ધ બનાવેલાં શરીરને કસોકસ કપડાંથી મઢી લીધું હતું. તેણે આવતાં વેંતજ કુસુમને તૈયાર થવા કહ્યું અને બંને બેનપણીઓ શંકરનાં દર્શન નિમિત્તે બહાર નીકળી પડી.

બરોબર બજારની મધ્ય ભાગમાં આવતાં પેલા રમણ શેઠના બંગલા પાસે હાથમાં છાપું લઇ વાંચતા પેલા બંને કડક બંગાળીઓની નજર કુસુમ પર પડી અને તુર્તજ બંનેએ એકબીજા સામે આંખો ઉલાળી, છાપાની ઘડીઓ કરી બગલમાં મારી કુસુમ અને માલતીની પછવાડે પડયા.

અરધે રસ્તે સુધી તો તેઓ અનેક બડબડાટ કરતા જતા હતા, પણ બરોબર શંકરનાં મંદિર તરફ જતી ગલીમાં માલતી અને કુસુમ વળી કે, તુર્તજ તેઓ દોડીને તેની પડખે ચડયા અને એક જણાએ ધીમેથી ગાવા માંડયું કે:

“ઓ દીલરૂબા ! કહાં તક......”

ગાયનની કડી હજુ તો પુરી કરે એટલી વારમાં તો માલતી મોટી માછલીની માફક કુદી અને પેલા બંને જણાને ગરદનના ઝભ્ભામાંથી ઝાલી એવાં વીંઝયા કે, એક બીજા ઉપર તેઓ ઢગલો થઇ પડયા.

તેઓ પડતાંજ માલતીએ ઉગ્ર સ્વરૂપ પકડયું. તે લાલચોળ આંખો ફાડી મોટેથી ત્રાડુકી ઉઠી અને ચંપલો કાઢી તેનાં ઉપર ફટાફટ ફટકા લગાવતાં બોલી:—

# અ....રૂ....ણા

**એ જણનું બાળપણ**

"હવે તું પરસ્ત્રી બની, અરૂણા! આવી રીતે આમ એકાંતમાં વાતચીત કરવી એ પણ પાપ લેખાય."

"અનિલ! પાપ અને પુણ્ય. શું આપણે સમાજે ઉભા કરેલા અભેદ્ય કોટમાં જ કેદી તરીકે જીવન ગાળવાનું, એમ ને?"

"જો અરૂણા! હું અને તું, બંને સારી રીતે સમજીએ છીએ કે, એ સમાજની વાડ છે. સમાજે ઘડેલા લોખંડી નિયમો અત્યારે ભલે લોખંડી રહ્યા, પણ કાળના વ્હેણુ સાથે એ પણ તુટશે. કાળગંગાના પ્રચંડ પૂર સામે એ અભેદ કોટ અભેદ્ય નહિ રહે."

"વ્હાલા અનિલ! આનો અંત નહિ આવે. ચાલ આપણે કોઇ એવા જગતમાં જતા રહીએ જ્યાં આ સમાજ ન હોય. જ્યાં કુરૂઢિ અને કુપ્રથા ન હોય; જ્યાં દેહનાં નહિ, પણ આત્માનાં લગ્ન થતાં હોય; જ્યાં સૌંદર્યના નહિ, પણ પવિત્રતાનાં મૂલ્ય થતાં હોય."

"અરૂણા, તું જે જગત કલ્પે છે તેવું જગત એજ પ્રેમ, લયલા–મજનુ ને શીરીન–ફરહાદનું જગત; એનેજ પ્રેમ જગત તરીકે લોકો ઓળખે છે. આપણે એ જગતનાં વાસી થઇ શકીયે છીએ. મારા હ્રદયમાં તેં જે ચીનગારી પ્રગટાવી છે તે હંમેશ પ્રજ્વલિતજ રહેશે. એ વ્યકિત ભૂલી સમષ્ટિ જોશે. જો સાડા પાંચના ટકોરા પડયા. હવે હું જાઉં."

"કેમ ઉતાવળ છે? હવે તો એ આવતા હશે–મળીનેજ જજે."

અનિલ રોકાયો. મનહરરાયને આવવાનો સમય તો થઇ ગયો હતો. એટલે આવવા જોઇએ, એમ ધારીનેજ અરૂણાએ તેને રોકયો હતો. મનહરરાય ગર્ભશ્રીમંત હતા. અરૂણા તેમની બીજીવારની પત્ની હતી. શ્રીમંતાઇની સાથે મનહરરાયમાં એક દુર્ગુણ પણ હતો. ને તે નશાબાજી. સ્વભાવે સારા પણ મદ્યપાનથી ચકચૂર થતાં ઘણાજ ઉગ્ર બનતાં મોટરનું ભુંગળું વાગ્યું ને અરૂણાએ અનિલને જણાવ્યું કે, એ આવ્યા. હજી તેઓ વાત કરે છે ત્યાં મનહરરાય આવી પહોંચ્યા.

"કોણ, અનિલ!–કયારે આવ્યો? છે તો મજામાંને?"

પતાથી એ સહન ન થતાં અનિલ સામે મનાઇ હુકમ કાઢયો હતો. પણ પ્રેમનાં ઝરણાં કદી ખાળ્યાં ખળાયાં છે? બંને છૂપી રીતે મળતાં. અરૂણાની માતા કેટલીક વાર સહાયભૂત બનતી. પણ આમ બંને વચ્ચેનો સ્નેહ દિન પ્રતિદિન દૃઢ થતો ગયો હતો. એક ન્હાના અંકુરમાંથી ફુલીફાલી તે વૃક્ષ બન્યો હતો. અનિલ અને અરૂણાએ એક બીજાને લગ્ન કરવાના કોલ પણ આપી દીધા હતા. પરંતુ બંનેનાં લગ્ન થઇ શકે તે પહેલાંજ બંનેના આશરા સમાન અરૂણાની માતા સ્વર્ગે સંચરી.

અનિલ વધુ અભ્યાસ કરવા વિલાયત ગયો, તે દરમ્યાન અરૂણાની મરજી વિરૂદ્ધ તેના ધનલોભી પિતાએ ગર્ભ શ્રીમંત મનહરરાયને જમાઇ તરીકે શોધ્યા ને લગ્ન કરી નાંખ્યાં. કહેવાની જરૂર નથી કે, અરૂણાનું રૂદન અને વિરોધ ત્હેના પિતાનું હ્રદય પીગળાવી શક્યાં નહોતાં. તેમજ અરૂણાના પિતાને મનહરરાય પાસેથી સારી રકમ મળી હતી. મનહરરાયની ઉંમર ૪૨ વર્ષની હતી. તેમની પ્રથમ પત્નીથી તેમને કાંઇ સંતાન નહોતું. એટલું અરૂણાનું સદ્‌ભાગ્ય. એ લગ્ન દેહલગ્ન હતાં, આત્મલગ્ન નહિ. અરૂણાએ આત્મલગ્ન તો ક્યારનાંયે કરી નાંખ્યાં હતાં.

અનિલ બેરીસ્ટર થઇ પાછો આવ્યો ત્યારે તેણે અરૂણાના લગ્નના સમાચાર ભારે હૈયે સાંભળ્યા હતા. તેને લાગેલો ઘા એક મર્દની માફક તેણે સહન કરી લીધો હતો ને સાથે સાથે જન્મભર લગ્ન નહિ કરવાનો મક્કમ નિર્ધાર કર્યો હતો. અનિલ સબ-જજ તરીકે નીમાયો હતો અને સમય વેકેશનમાં સ્વવતનમાં રજા ગાળવા આવ્યો હતો. મનહરરાય, અનિલને ઓળખતા હતા અને અનિલ અરૂણાના બાલ્ય સંપર્ક વિષે જાણતા હતા, કારણ તેમનાં પ્રથમ પત્ની અનિલના કુટુંબનાંજ હતાં.

**કલાલની દુકાનમાં દૂધના ઘુંટડા!**

બન્ને હ્રદયો એક બીજા માટે ઝુરતાં હતાં, સારસ બેલડી છુટી કરતાં ઝુરે તેમ. છતાં તેમની વચ્ચે આજે એક ત્રીજી વ્યકિત અને સમાજે સ્વીકારેલાં દેહલગ્ન આડે આવતાં હતાં. અનિલ અરૂણાને વારંવાર મળવા જતાં બ્હીતો કે, લોકો રખે એક નિષ્કલંક જીવન કલંકિત કરે. બન્નેએ એક બીજાને ભૂલવા ખુબ યત્નો કરેલા-પણ કોઇ અજબ આકર્ષણે, બન્નેએ પ્રયત્નો કરતાં છતાં એકબીજા તરફ વધુ ને વધુ ખેંચાતાં હતાં.

અનિલ રજામાં પાછો ફરતાં દબાયેલી ઉર્મીઓ ને લાગણીઓ વધુ તીવ્ર બની હતી. પરિણામે અનિલ મનહરરાયને ત્યાં વારંવાર જતો હતો. તેમની હાજરીમાં ને ગેરહાજરીમાં અરૂણા હવે પરસ્ત્રી હતી, એ બેરીસ્ટર અનિલ જાણતો.

જ્યાં ખાતો હતો. અરૂણા, અનિલ પ્રત્યુત્તર છે એ જાણતી હતી. બંને વચ્ચે હતો પવિત્ર પ્રેમ, પણ સમાજને એની ક્યાં પડી છે? એ તો એના ચોખંડી નિયમોનું કડક પાલન માંગે છે. એક પુરુષની પરસ્ત્રી સાથે વાતોજ કેમ થાય? ને તેમાંયે એના પતિની ગેરહાજરીમાં તેની સાથે મુલાકાત કેમ થાય? બકબાટ ચાલે ચોપાસે કેટલીક ટક ટકોમાં બકવાદ કરે કોઈ.

"જાણી, સાંભળ્યું? કહે છે કે અનિલ પેલા મનહરરાયને ત્યાં વારંવાર જાય છે ને અરૂણાને મળે છે."

"હા, કાલે જ મેં બંનેને સાથે જોયાં હતાં."

"આ આજકાલનો જમાનો છે કાંઈ? હવે તો હદ થાય છે, આમ પરપુરુષ સાથે પંચાત શી?"

હળાહળ ઝેર ભરેલી આ જીભોનો બકવાટ વધતો ગયો, તે છેક અનિલ–અરૂણાને કાને પહોંચ્યો. બંને સમજ્યાં, આ નવીન ઝંઝાવાતથી બંને દિગ્મૂઢ બન્યાં.

"અનિલ! સમાજ એક પવિત્ર પ્રેમ પણ સ્વીકારી ન શકે?"

"આપણા સમાજનો એજ કાયદો છે. છૂપા વ્યભિચારો ને પાપાત્માઓની પાપલીલા તે સ્વીકારે છે, પણ પવિત્ર વિશુદ્ધ પ્રેમ તે સ્વીકારવા તૈયાર નથી. તેમાં તેને દેહની ગંધ આવે છે." અનિલે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

"જેને કમળો થયો હોય તે પીળું દેખે, એ ન્યાયે સમાજને જ્યાં ત્યાં દૈહિક ગંધ આવે છે."

"એ સાચું છે, અરૂણા! પરંતુ નિષ્કલંક જીવનોને કલંકિત કરવાનો સમાજને શો અધિકાર છે?"

બંનેનાં કુમળાં હૃદયો ઘવાયાં હતાં. સમાજની ઝેરીલી જીભોના બકવાટથી. એ બકવાદ એટલેથીજ ન અટક્યો, ક્ષતિયું ઝેર જેવી રીતે રગેરગમાં વ્યાપી જાય છે, તેમ નિંદા ને કુથલીનું ઝેર સમાજના અંગરૂપ દરેક વ્યક્તિમાં વ્યાપે છે. ઉડતી ઉડતી એ ટીકા મનહરરાયના કાન પર ગઈ ને શંકાએ જન્મ લીધો.

### શંકિત હૃદય

વેકેશન પુરી થતાં અનિલ ગયો, પણ મનહરરાયના દીલમાં જન્મેલી શંકા નહોતી ગઈ. તેમાં એક દિવસ એક દુર્ઘટના બની ગઈ.

જ્યારે અનિલ કોલેજમાં ભણતો હતો ત્યારે તેણે કેટલાક પત્રો અરૂણા પર લખ્યા હતા. અરૂણાએ તે સાચવી રાખ્યા હતા. કવચિત્ કવચિત્ હૈયું હળવું કરવા એ કાઢીને વાંચતી; મનહરરાયથી છાના આજે પણ એ પ્રમાણે એ પત્રોનું બંડલ કાઢી વાંચવા બેઠી

હતી. દુર્ભાગ્યે એક પત્ર ટેબલપરથી ઉડી જઇ નીચે પડયો હતો; ટેબલની બાજુમાં અરૂણાને તેનું ભાન નહોતું. તેણે વાંચન પુરૂં થતાં બંડલ પાછું પોતાની પેટીમાં મુકી દીધું હતું.

રાત્રિના મનહરરાય પુરો નશો કરી આવ્યા હતા. અરૂણા બિચારી એ નિભાવી લેતી. કોઇ કોઇ વાર નશામાં મનહરરાય હાથ પણ ઉપાડતા છતાં તે સહન કરતી. અચાનક મનહરરાયના હાથમાં પેલો કાગળ આવ્યો. 'વ્હાલી અરૂણા'......ને નીચે સહી જોઇ 'ત્હારો અનિલ'—મનહરરાયની આંખો વધુ લાલ બની. શંકાનું બીજ ફુલીફાલી વૃક્ષ બન્યું. 'દુષ્ટા ને કુલટા' તરીકે સંબોધી તેમણે અરૂણાને સખ્ત રીતે ફટકાવી.

એક નાના શા અકસ્માતનું ભયંકર પરિણામ આવ્યું. હવે મનહરરાય અરૂણાને ધિક્કારતા થયા. વારંવાર તેને ટોકતા. મનહરરાય સ્નેહ જેવું કાંઇ સમજતા જ નહોતા. મનહરરાયનો સ્નેહ ધિક્કારમાં પલટાઇ ગયો હતો. વેપાર ધંધામાં રચ્યા પચ્યા રહેનાર માટે એવી લાગણીઓને સ્થાનજ નહોતું. એ તો અરૂણા પર આધિપત્ય અજમાવતા. પોતે પૈસા આપી ખરીદી છે, તેનું ભાન સતત રાખતા અને બજારમાંથી ખરીદેલી વસ્તુનો માલિક મરજી આવે તેમ ઉપયોગ કરે છે ને તેમ કરવાનો તેનો હક્ક છે. લગ્ન–બજારમાંથી ખરીદેલી પત્નીરૂપી વસ્તુની પણ તેજ સ્થિતિ થાય છે.

અરૂણાના કુળાં દીલ પર વધુ ને વધુ ઘા પડવા લાગ્યા. અનિલનો વિરહ; દેહલગ્ન, મનહરરાયની નશાબાજી ને લાગણીહીન હૃદય, દેહલતા પર થતા પ્રહારો, એ બધું અરૂણા જેવી કળી માટે અસહ્ય હતું. ધીમે ધીમે તેનું શરીર કૃશ બનતું ચાલ્યું. તેને ક્ષયનો વ્યાધિ લાગુ પડયો હતો. મનહરરાયની બેદરકારી અને અનિલ વિરહે તેમાં વધારો કર્યો હતો. જીવનમાં કોઇ રસ રહ્યો નહોતો. એમ ને એમ શરીર કૃશ થતું ચાલ્યું.

દવા ને દાક્ટર. તેની કાંઇ અસર ન થઇ. થાય જ ક્યાંથી ? દર્દ જુદું જ હતું. માનસિક દર્દ ને પરિણામે જ શારીરિક વ્યાધિ લાગુ પડયો હતો. શરીર પીળું પડયું ને ધીમે ધીમે ફિક્કું થતું ચાલ્યું.

### સમાજની દિવાલ

અરૂણાની માંદગીએ મનહરરાયને કાંઇક નરમ બનાવ્યા હતા. તેમને અરૂણાના પવિત્ર જીવનનાં દર્શન થયાં હતાં. અરૂણા દેહલગ્નના પતિને જેટલી વફાદાર રહી હતી તેટલીજ વફાદાર સ્નેહ જીવનના સ્નેહીને રહી હતી. અરૂણા એક પવિત્ર અંગના હતી, એની તેમને ખાતરી થઇ

હતી. પણ તેઓ શું કરી શકે? આક સ્મિક રીતે યા દૈવે નક્કી કર્યા મુજબ મનહરરાય બે સ્નેહીઓ વચ્ચે દિવાલ રૂપ બન્યા હતા. એ દિવાલ અભેદ્ય હતી.

અરૂણાની છેલ્લી ઘડી આવી પ હોંચી. દેહપીંજરમાં પૂરાયેલું પંખી આઝાદી માટે પાંખો ફફડાવતું હતું.

ડાકટરોએ આશા છોડી દીધી હતી. રોગ અસાધ્ય હતો. અરૂણા અનિલનાં છેવટનાં દર્શન ચાહતી હતી. તે માટે તરફડતી હતી, પણ મનહરરાયને કહે વાની તેની હીંમત ચાલતી નહોતી. બધું સુંગે મ્હોએ સહન કરતી આખ રની ઘડી આવી પહોંચતાં તેણે મન હરરાયને છેવટની વિનંતિ કરવાનો મક્કમ નિર્ધાર કર્યો. "તમે અનિલને તાર ન કરો? હવે હું આ નિષ્ઠુર જગ તમાં ઝાઝું જીવવાની નથી, બહુ તો એક દિવસ બે દિવસ."

મનહરરાયનું હૃદય વધુ નરમ બન્યું ત્યારે અનિલને તરત તાર કર્યો.

"પહેલી ગાડીમાં આવો—અરૂણાની છેવટની સ્થિતિ છે."

તાર મળતાં અનિલ ઉપડયો પ્રણય નીની છેલ્લી મુલાકાત લેવા. જે મિલન સમાજને નહોતું ગમ્યું, તે વિધાતાને પણ ન ગમ્યું. અનિલ આવી પહોંચે તે પહેલાં અરૂણા તેની વાટ જોવા કયારનીયે ચાલી ગઇ હતી. સુવાસ આપ્યા વગરજ કળી કરમાઇ ગઇ હતી.

× × × ×

સ્મશાનમાં એક વ્યકિત અરૂણાની ચિતામાં પડેલી રૂપલાવરણી રાખના ઢગ આગળ બેઠી હતી, પૂજ્યભાવે મંદિરમાં પ્રભુની પ્રતિમા પાસે જઇને બેસીએ તેવી રીતે; આંખમાંથી કપોલ પર આ વેલા એક બે અશ્રુઓ રૂમાલથી લુછી કાઢી, ભસ્મની ચપટી લઇ માથે મૂકી, એ વ્યકિત આવી હતી તેમ ચાલી ગઇ.

× × × ×

અનિલને હવે સરકારી નોકરીમાં કાંઇ રસ રહ્યો નહોતો. તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપી દીધું, સ્વવ તન પાછો ફર્યો. મકાન મિલ્કત વેચી નાંખી બધું ધર્માદામાં આપી દીધું, કન્થા ધારણ કરી ચાલી નીકળ્યો સમ ષ્ટિની સેવા કરવા.

---

# પત્ની કે માતા?

ગુજરાતી કુટુંબનો એક સરકો

"જો ભાઇ, હવે તો અમારાથી આ ઘરમાં નહિ રહેવાય."

વિનોદ ઓફીસે જવા કોટ પહેરતો હતો ત્યાં ગંગા મા બોલ્યાં.

"પણ છે શું?"

"ભાઇ, હોય શું વળી બીજું? કાંઇ તારાથી અજાણ્યું છે?"

"અજાણ્યું તો નથી, પણ બા આજે અચાનક તમે આવો વિચાર કર્યો?" વિનોદે બુટની દોરી બાંધતાં પ્રશ્ન પૂછ્યો.

"ભાઇ, હવે તો મારાથી જોયું જાતું નથી."

"અરે, થયું શું છે એ તો કહો?"

"થયું છે શું? પૂછ ત્હારી વહુને, કહેશે તને બધું."

"હું એને પૂછું એ પહેલાં તમે જ કહોને." ટોપી હાથમાં લેતાં વિનોદ બોલ્યો.

"હોય શું? સુતી છે મજાની સવારથી ઓઢીને! કહે છે તાવ આવ્યો છે ને ઘરમાં બધું કામ હજી તો બાકી છે."

"કામ હશે એ વાત ખરી, બાકી એને તાવ તો સાચો આવ્યો છે." વિનોદે વીણાની વકીલાત કરી.

"ભાઇ, એ તો અબળાનાં શરીર તાવે આવે, તેથી આમ ગભરાઇ જઇ કાંઇ સુવાય? સરયૂ અને સુનિલા ક્યારનો વાસણનો ખડકલો લઇ બેઠી છે. વહુ જરા હરે ફરે તો તાવે ઉતરી જશે."

અંદરના ખંડમાંથી તાવથી ધીકતી વીણાનું હુસકું સંભળાયું. વિનોદના શરીરમાંથી એક ધ્રુજારી ચાલી ગઇ. કાલે રાત્રે વીણાને સખત તાવ આવ્યો હતો. એ વિનોદ જાણતો હતો. તેના ધીખતા કપાળ પર હાથ મૂકતાં તે દાઝયો હતો, તેને આરામની સખ્ત જરૂર હતી. તાવથી વીણાનું શરીર ભાંગતું હતું. છતાં હિંદુ સંસારની વિચિત્રતા, 'તાવ આવ્યો હોય તેથી શું? કામ પડયું હોય ને વહુથી કાંઇ સુવાય?'

"બા, જો સરયૂ ને સુનિલાથી કામ ન થાય તો વીણાને તાવ ઉતરે ત્યાં સુધી નોકર રાખી લઇએ."

"ભાઇ, ઘરમાં નાની વહુ હોય, ને નોકર વળી શા માટે? હજી તારો પગાર એટલો બધો મોટો નથી કે નોકર રાખી શકાય."

વિદ્યાલયની વધુ ઉચ્ચ કેળવણી લેવા તે મુંબઇ આવ્યો હતો. સુમનરાયને વિનોદ ગ્રેજ્યુએટ થાય એ જોવાની બહુ હોંશ હતી, કારણ તેમની ન્યાતમાં ફક્ત આંગળીને વેઢે ગણાય એટલા જ ગ્રેજ્યુએટો હતા.

વિનોદ અને સુમન ગાઢ મિત્રો હતા. બંને ફર્સ્ટ ઇયર આર્ટસથી સાથે અભ્યાસ કરતા હતા તેમ જ બંને કલ્પના વિહારી હોઇ બંનેને ઠીક મેળ ખાતો. સુમન શ્રીમંત માબાપનો એકપુરો પુત્ર હતો, તેમ જ સુરતમાં તેમની ન્યાત ઘણી જ આગળ પડતી અને સુધારક ગણાતી. બીજી તરફ આપણે ઉપર જોયું તેવા મિશ્ર વાતાવરણમાં વિનોદ ઉછર્યો હતો, છતાં મુંબઇ આવી કોલેજમાં અભ્યાસ કરતાં, અને સુમનનો સાથ મળતાં અને સંપર્ક વધતાં તેનામાં અજબ ફેરફાર થયો હતો. જુના જંગલી રિવાજો લાજ કાઢવાના, પત્નીને નામ દઈ ન બોલાવવાના, વડિલો દેખતાં સ્વપત્ની સાથે વાતચીત ન કરવાના, હિંદુ કુટુંબમાં વહુને ગુલામડી ગણવાના કારણ ને શ્રીમંતની ન્યાતના લગ્નમાં ભભકો કરવાના, ઘર ગીરો મૂકી વરો કરવાના વગેરે કુરીવાજોની તે વિરૂદ્ધ હતો.

વિનોદ અને સુમન સાથે ફરવા જતા ત્યારે બેકબેના દરીયા કીનારે સુંવાળી રેતીમાં બેસી ક્ષિતિજમાં સાગરના નિલા જળભંડારમાં, એક પછી એક શ્રેણીબંધ આવતાં મોજાંઓ પાછળ રક્તવર્ણો સૂર્યને ડુબતો જોવામાં, દિવસ અને રાત્રિના સુમેળ વખતે સંધ્યાના ખીલતા મેઘ ધનુષ્ય શા રંગો જોવામાં, તેમજ સાગરના એક પછી એક આવતાં મોજાંઓ પર તેમની કલ્પના મૂર્તિઓને નૃત્ય કરતી જોવામાં બંનેને અદ્ભુત આનંદ આવતો.

બંને સીનીયર બી. એ. ના વર્ગમાં આવ્યા પછી તેમની કલ્પનાઓને વધુ વેગ મળ્યો હતો. હવે તેમનું કોલેજનું શિક્ષણ ખતમ થશે અને જીવન સંગ્રામ ખેલવા તેઓ ટુંકમાં બહાર પડશે, એ વિચારથી ખેદ અને આનંદ ઉભય લાગણીઓ અનુભવતાં, વિનોદ કલ્પના વિહારી હોઇ કંઇ કંઇ મૂર્તિઓ ખડી કરતો. એક અદ્ભુત રોમાંચક કથાનો પોતાને નાયક કલ્પતો; ઉર્વશી શી અત્યંત સ્વરૂપવાન, સીતાશી પતિભક્ત, અને ગાર્ગીશી વિચક્ષણ પ્રેયસી પોતે મેળવશે. સારી કમાણી થતાં ગાડી વાડી ને મોટર સાથે પોતાને અયશઆરામમાં મ્હાલતો કલ્પતો ને એમ સુખી સંસારનાં ભવ્ય સ્વપ્નાં સમીરની શીતળ લહરીઓમાં, સાગરનાં ઝુલતાં મોજાંઓમાં જોતો.

**સાસુ વહુનો સનાતન ઝઘડો**

વિનોદ ગ્રેજ્યુએટ થતાં સુમનરાયે વીણા નામની એક કન્યકા સાથે તેનું

વેશવાળ નક્કી કરી નાંખ્યું. અને મહિને દહાડે ધામધુમથી વિનોદે "પ્રભુતામાં પગલાં માંડવાં." વિનોદે વીણાને આ પહેલાં ક્યાંય જોઇ પણ નહોતી, છતાં આજે તે પત્ની તરીકે વિનોદને ત્યાં આવી પહોંચી હતી. વીણા અત્યંત લાવણ્યમયી ન કહી શકાય, છતાં સ્વરૂપવાન તો જરૂર કહી શકાય તેવી હતી. વિનોદને તે ગમી હતી તો ખરી, પણ તેના સ્વભાવનો તેને પરિચય ન હોતો. વિનોદના લગ્નને પૂરા ચાર મહિના નહોતા થયા ત્યાં સુમનરાય નવુ મોનીઆનો ભોગ બન્યા, ને વિનોદ એકલો પડ્યો.

પરિચય વધતાં વિનોદે વીણાને ઓળખવા માંડી. વીણામાં એક આર્ય પત્નીને છાજે તેવા બધા ગુણો હતા. પતિને દેવ સમાન ગણી તેને કશી વાતે ઓછું આવવા દેતી નહિ, તેની દરેકે દરેક જરૂરીયાતો જાણીલઇ તે પૂરી તનતોડ મહેનત કરતી. પરંતુ આ બધા વ્યવસાયમાં તેની સાસુ ગંગામા આડે આવતાં.

વહુ ઘરમાં આવતાં ગંગામા જાણે એક આધુનિક સરમુખત્યાર હોય તેમ દરેક બાબતમાં વીણા પર હુકમો કરતાં. વળી તેઓ જુના વિચારનાં હોઇ વહુવારૂએ લજ્જા રાખવી જોઇએ એ બાબત પર ખાસ ભાર મૂકતાં. વીણા પાસે કામ લેવામાં તો અસલના વખતના ગુલામોના શેઠોનેયે આંટી મારે તેવાં હતાં. કોણ જાણે કેમ પણ બંનેને કશી વાતે બનતું નહીં. વહુ માંદી થાય એ તો એમની કલ્પનામાંએ ન આવે. જ્યારે પોતાની છોકરીનું માથું દુખતું હોય તો કેટલી બધી માંદી હોય તેવો દેખાવ કરે. સાસુ વહુ વચ્ચેનું સનાતન ઝેર ગંગામાની આંખોમાં હતું અને તે વાણી દ્વારા વારંવાર સ્ફોટ થતું. ઉપર જણાવ્યા મુજબના પ્રસંગો સામાન્ય હતા. બધું કામ વહુએ જ કરવું જોઇએ અને જો છોકરી ભાભીની દયા ખાઇ જરા મદદ કરતી હોય તો ગંગામા તરત તાડુકતાંઃ—"રહેવા દે, ધણીયે હારી ભાભી કામ કરી નાખશે. કાંઇ ઉપકાર કરે છે ?"

વીણા સ્વભાવે રાંક હતી એટલે ગંગામા ચઢી વાગતાં. પરણ્યાંને પૂરાં બે વર્ષ પણ થયાં નહોતાં ત્યાં સુધીમાં તો વીણા પર કાંઇ કાંઇ સંસ્કારો વીત્યા હતા. વીણા પણ આખરે કંટાળી કોઇક કોઇક વાર સામો જવાબ દેતી. વીણાનો પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ વિનોદ તેના તરફ ખેંચાતો હતો. વીણામાં ભલે આજકાલની કોલેજકન્યાઓ જેવી પહેરવેશની કે બોલચાલની છટા (અકુદરતી) નહીં હોય, છતાં તેનામાં કુલીન સ્ત્રીને લાયક સહજ માર્દવતા, સૌંદર્ય અને સહનશીલતા હતાં. વાકપટુતા કે વાકછળ નહોતાં, પરંતુ મધુરભાષી તો હતીજ. વિનોદે કલ્પનામાં

સર્જેલું 'રોમાન્સ' અનુભવ્યું નહોતું, છતાં તેને મળેલી વીણા માટે તેને ખેદ થતો નહોતો. આમ જ્યારે એક તરફનું સુખ હતું, ત્યારે ઘરમાં થતા સાસુ વહુના સનાતન ઝગડાઓમાં બિચારા વિનોદનાં સુખી સંસારનાં સ્વપ્નાં ક્યાંય ઉડી ગયાં હતાં.

× × × ×

વિનોદ આ પ્રશ્નનો ઉકેલ લાવવા બહુ મથતો હતો. બન્નેમાંથી જેનો વાંક હોય, તેને ઠપકો આપતો, છતાં કોઇ કોઇ વાર ઝગડાથી કંટાળી જતો. વિનોદ વીણાને નામ દઇનેજ બોલાવતો, તેમ લાજ કાઢવી નહિ, એવી સૂચના આપતો. ગંગામાથી આ સહન થતું નહિ ને એક વાર તો "તમારા જુવાનીયાંવાંજાંમાં અમને પાલવે નહિ," કહી ચાલી પણ ગયાં હતાં. સાસુ વહુ વચ્ચે તકરાર થતાં વિનોદની સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ થતી. ગંગામાનો ગમે તેવો સ્વભાવ હતો, છતાં પોતાની જનેતા પ્રત્યેની ફરજ વિનોદ ભૂલતો નહિ. કેટકેટલાં દુઃખો વેઠી જનેતા ન્હાનપણમાં બાળકો ઉછેરે છે એ બાળકો મોટાં થતાં ભૂલી જાય છે, વિનોદ એ સારી રીતે સમજતો છતાં વીણા પ્રત્યેની પોતાની ફરજ પણ ભૂલતો નહિ.

× × × ×

"ભાઇ, હવે અમે તે કાંઇ ઘરમાં શોભીએ ?"

"કેમ બા એમ બોલો છો ?"

"નહિ તો બીજું શું ? અમે તો તમારા ભલા માટે કહીએ છીએ. અમારે શું લઇ જવું છે ? પણ જરા દાબ તો રાખતા રહેવું જોઇએ."

"કેમ, આજે શું થયું છે ?"

"જુવો ભાઇ, તમે બહારગામ ગમે તેમ ફરો, પણ ગામમાં આવો ત્યારે તો નાના મોટાની શરમ રાખવી જોઇએ."

વિનોદ સમજ્યો; વીણાએ કદાચ કોઇની લાજ નહિ કાઢી હોય, એ માજીને નહિ ગમ્યું હોય. તે વીણાને એકદમ માથું ખુલ્લું મૂકી ફરવાનું કહે તો નહિ, પણ કોઇ કારણસર માથેથી કપડું ખસી ગયું હશે તેને માજીએ જાણી બુજીને કરેલા કૃત્ય તરીકે લેખ્યું હતું, એટલે શિખામણ દેવા નીકળ્યાં હતાં.

"અને આવો ભાણું આંતરો કરે એ કેમ સહન થાય ?"

આ ફરીયાદ વિનોદ પાસે એકવાર નહિ, પણ ત્રીજીવાર થઇ હતી. વીણા ભાણુંઆંતરો કરે નહિ, એમ વિનોદ માનતો હતો, છતાં પોતાની જનેતા ખોટું તો નજ બોલે. એટલે આજે તેણે વીણાને ઠપકો આપવાની ગાંઠ વાળી. વિનોદ ગામડીયો નહોતો, કે મા કહે તે બધું સાચું માની લઇ પત્નીને ગમે તેમ દુઃખ દે.

હિંદુ સંસારમાં ગાડું ચલાવો.

વિનોદ ઓરડીમાં નિરાંતે વાંચતો બેઠો હતો, ત્યાં વીણાએ પ્રવેશ કર્યો. વીણા ખુરસી પાસે આવી બેઠી છતાં વિનોદે ન તો ચોપડીમાંથી માથું ઉંચું કર્યું કે, ન એકે શબ્દ બોલ્યો. વીણાને લાગ્યું કે, 'વિનોદ દરરોજનો વિનોદ નથી. આજે જરૂર કોઈ માજીએ મારા વિરુદ્ધ કહ્યું હશે એટલે ચીડાયા હશે. ખેર, પણ આજે મારે એ માજીની જોહુકમી ચલાવી નથી લેવી.'

"કેમ કાંઈ આજે તો વાંચવામાં બહુ જ મશગુલ થઈ ગયા છો!" વીણાએ આરંભ કર્યો. વિનોદ તો અનુત્તર જ રહ્યો. વીણાને એ ખુંચ્યું; બલકે પોતાના સ્વમાનનો ભંગ થતો લાગ્યો એટલે ઝટ લઈને એકઝપાટે વિનોદના હાથમાંથી પુસ્તક આંચકી લઈ ટેબલ પર ફેંક્યું. વિનોદ કાંઈ અકારણ ગુસ્સે થયો.

"જો વીણા! મારે તને એક વાત પૂછવી છે."

"પૂછો, એક શું વીસ વાત પૂછો. જવાબ આપવા તૈયાર છું."

વીણાએ સગર્વ જરા માથું ઉંચું કરી કહ્યું. વીણાની આ વલણમાં વિનોદને બળવાની ગંધ આવી. એને લાગ્યું કે, માજી કહે છે તેમ બહુ છૂટ આપવાનું જ આ પરિણામ છે.

"બા કહે છે કે, તું ભાણુંઆંતરો કરે છે."

"એમાં ભાણુંઆંતરો આવ્યો જ ક્યાં? તમારાં ભાઈ બ્હેન મારાં કાંઈ દુશ્મન છે?"

"ત્યારે બાને ત્હારી સામે ફરીયાદ કરવાનું કારણ મળ્યું ક્યાંથી?"

"બાને તો પાણીમાંથી પોરા કાઢવાની ટેવ પડી છે, બીજું કાંઈ નહિ."

"એમ તે કાંઈ હોય? કંઈ જ ન હોય તો બા ફરીયાદ શું કામ કરે?" વિનોદે તપાસ શરૂ કરી.

"અરે, એ તો આજે તમે મોડા જમવાને આવવાના હતા અને નરહરિ તથા સરયૂ તમારી આગળ જમવા બેઠાં હતાં. તેમણે બીજીવાર શાક માંગ્યું તે મેં તો એટલું જ કહ્યું કે, 'જરા જોઈને ખાવ, પાછળ ખાનારાનો વિચાર કરવો જોઈએ.' એટલે બા ચીડાઈ ગયાં ને તમને ભાણુંઆંતરાની ફરી યાદ કરી."

"કાંઈ નહિ, આપણે ઓછું ખાઈએ, પણ છોકરાંઓને રાજી કરવાં જોઈએ."

"તે કાંઈ હું નથી સમજતી, પણ એતો જેમ થતું હોય એમ થાય. જરા કહેવુંએ પડે ને ઠપકોએ આપવો પડે."

"જો પાછી વધુ આગળ ગઈ. આજ કોની લાજ નહોતી કહાડી?"

"હું વાસણ સાફ કરતી હતી ત્યારે માથા પરથી લુંગડું ખસી ગયું હશે,

બાના મનમાં કે, મેં જાણી જોઇને આધું નથી ઓઢ્યું: ને હું પરવારીને બેઠી હતી ત્યારે પોળવાળા જમનાકાકા આવ્યા હતા ત્યારે મેં તેમની લાજ નહોતી કહાડી," એ કોઇ આપણા સગા થાય છે ? એ તો પરન્યાતના છે. એમ બધાની લાજ ક્યાં કાઢતાં ફ રીએ. બાની આમન્યા ક્યાં સુધી રાખશું ? હવે પરણ્યાને પાંચ વર્ષ થયાં. આ મારા પછીની આવેલીઓ પણ સાસુને ગણતી નથી ને હું તો રાં......આમન્યામાં ને આમન્યામાં મરી ગઇ. હવે મારાથી એ વધુ વખત ચલાવી લેવાશે નહિ. તમારી બાને તો ટેવ પડી."

વિનોદને લાગ્યું કે વીણાને વધુ છૂટ આપવી લાભદાયી નથી. કદાચ કોઇ વાર સાસુ-વહુ ફળીયા વ ચ્ચેજ ઝગડી પડશે, એટલે જરા ક રડા અવાજે તેણે કહ્યું: "વીણા ! તું ભૂલ કરે છે. **સુધારો એટલે આમન્યા ભંગ નહિ**-સમજી ? નાના મોટાનો ભાર તો રાખવો જોઇએ. ત્હારી આવી વર્તણૂંક હું નહીં ચલાવી લઉં."

કોણ જાણે કેમ પણ વીણાએ આજે હઠ પકડી.

"હું કાંઇ તમારી માની દબાયેલી નથી કે, ગમે તેમ હુકમ કરે તે માનું. એમને તો ટકટક કરવાની ટેવ પડી."

"ટકટક એટલે ?" વિનોદનો પારો જરા ઉંચે ચઢ્યો.

"ટકટક નહીં તો બીજું શું વળી ? કાંઇ કામ પસંદજ ન પડે."

"જો વીણા સંભાળીને બોલ-ગમે તેમ લવારો શું કરે છે ?"

"સંભાળીને એટલે ?" વીણાથી જરા ઉંચા સાદે બોલાઇ જવાયું. વિનોદનું સ્વમાન ઘવાયું. જાણે અજાણ્યે તેનો હાથ ઉંચકાયો ને વીણાને એક સખ્ત લપડાક લગાવી કાઢી. "એમ મારશો એટલે હું ડરીશ નહીં. હવે હું જોહુકમી તો નહીંજ સહન કરૂં."

વિનોદને એ વાક્યમાં ખુલ્લો બ ળવો દેખાયો. ક્રોધાવેશમાં પોતે શું કરે છે, એનું ભાન એ ભૂલ્યો. ખીંટી પર લટકતી ફરવા જવા માટેની નેતરની સો ટીના બે ચાર સપાટા વીણાને લ ગાવી દીધા.

× × × ×

બીજે દિવસે વિનોદની સખ્ત લપડાક અંગે વીણાના ગાલ પર સોજો આવ્યો હતો અને દાઢમાં સખ્ત કળતર થતું હતું. વિનોદે આ સ્થિતિ જોતાં ઘણો પશ્ચાત્તાપ કર્યો. ક્રોધાવેશમાં પોતે એક કુમળી કળી પર કેવો જુલ્મ ગુજાર્યો હતો, તેનું તેને ભાન થયું, અને તેનું કારણ શોધવા જતાં માજીની ફરીયાદ યાદ આવતાં કમકમાં આવ્યાં. સાસુ-

વહુની નિત્ય સળગતી હોળીનો તે ભુલા ભાન થયો હતો.

વીણાને દવાખાને લઇ જવા માટે તે જ્યાં બહાર જતો હતો ત્યાં જ ગંગા મા બોલી ઉઠયાં કે, "ભાઇ, એ તો જરા સોજો આવ્યો છે, તે એક દહાડા માં ઉતરી જશે. એવી વહુના શરીરની તે આમ પંપાળ શી, તે દવાખાને લઇ જાવ છો?"

પણ આજે વિનોદ કાંઇ સાંભળે તેમ નહોતો. તેને પોતાની જનેતા પ્રત્યે કાંઇક આગ્રગટ ગુસ્સો થયો. તરત જ વીણાને લઇ તે દવાખાને જવા ચાલી નીકળ્યો.

ગંગા મા તો આ બનાવ પછી વધુ ઉગ્ર બન્યાં. વારંવાર ઝગડાઓ થવા લાગ્યા—નજીવાં કારણોસર બિચારો વિનોદ થાકયો પાકયો નોકરીએથી કંટાળી અમિત થઇ ઘેર આવે ત્યાં હોળી હોયજ. કાંઇ ને કાંઇ ફરીયાદ—વિનોદ તો હેરાન હેરાન થઇ ગયો હતો. એને તો એમજ થતું કે, આના કરતાં તો લગ્ન ન કર્યું હોય તે વધુ સારૂં. કયાં કોલેજ જીવનનાં ભવ્ય સ્વપ્નાં અને કયાં સાચ્ચા જીવનનું દુઃખી ચિત્ર? સંસારમાં ઝહર ભેળાતું તેને લાગ્યું. પરિણીત જીવન વિષમય થતું હતું. રોજ બરોજ કંકાસ વિષનો વધારો થતો જતો હતો. ગંગા ડોશી ગમે તે બ્હાને વીણાને ધમકાવતાં, ઝગડતાં, વાસણ સારાં માંજ્યાં હોય છતાં પાડોસીઓ સાંભળે તેમ "વાસણ એઠાં લાવી છે, આવડી મોટી થઈ છતાં માંજવાનું ભાન નથી" વગેરે શબ્દો બોલતાં.

વીણાના મ્હો પરનો સોજો ઉતર્યો હતો, છતાં તેને હાડમાં અકથ્ય દુઃખ થતું. નાની નાની બાબતોમાં તેને ગભરાવતાં તેણે મૂકેલાં કપડાં કયાં તો વેર વીખેર કરી નાંખવામાં આવે અગર તેની ચીજો કયાંક અદ્રશ્ય થઇ જાય. આ તો નિત્યક્રમ થઇ પડયો હતો. વિનોદ અને વીણા બન્ને કંટાળી ગયાં હતાં છતાં શું કરે? કાંઇ પોતાની માને રઝળતી મૂકાય છે? વિનોદ મુંગે મ્હોએ બધું ચલાવી લેતો. વીણા પર થતા જુલ્મો માટે માને ઠપકો પણ આપતો.

કામના બોજાથી વીણાની તબીયત ઘસાવા માંડી હતી ને તેમાં સાસુના ત્રાસથી તેની શકિતઓનો વિકાસ થવાને બદલે તે કચડાવા માંડી હતી. બિચારી હિંદુ સંસારની પત્ની એટલે મુંગું રાંક પ્રાણીઃ તેનો કયાંય આરોજ ન મળે. માબાપ પણ છોકરીને કયાં સુધી રાખી મૂકે. વીણાના શરીરમાં નબળાઇ અંગે ઝીણા તાવે ઘર કર્યું તે કેમે કર્યો નીકળે નહિ. આથી થોડા દિવસની શાંતિ માટે વીણાને તેને પિયર મોકલવાનું વિનોદે નક્કી કર્યું ને પતિ—પત્ની ભારે હૈયે છૂટાં પડયાં.

**ભાઇએ વહુ ગુમાવી**

"વિનોદરાય સુમનરાય અહીં રહે છે ?" તારવાળાએ બુમ પાડી.

તાર હતો વીણાના પિતાનો. વીણા સખ્ત બીમાર હતી અને તેથી વિનોદને તેડાવ્યો હતો. તાબડતોબ રજા લઇ વિનોદ વીણા પાસે પહોંચ્યો. ખાટલામાં પડેલી વીણા વીણાનો પડછાયો હતી. કુટુંબનું ગદ્ધાવૈતરૂં કરી તેની કાયા ઘસાઇ ગઇ હતી. દવાએ તેના પર અસર કરી શકી નહોતી. કારણ શારીરિક સાથે તેને રોજબરોજના ઝઘડાથી માનસિક યાતના પણ ભોગવવી પડતી. ઉંડી ઉતરી ગયેલી આંખો, ફિક્કા ગાલ, લોહી વગરનું પીળું શરીર, ને અશક્ત દેહ—વીણાને ક્ષય લાગુ થયો હતો ને છેવટની સ્થિતિ આવતાં વિનોદને બોલાવ્યો હતો. વીણાની સ્થિતિ જોતાં જ વિનોદની આંખમાં ઝળઝળીયાં આવ્યાં હતાં. વિનોદ પાસ આવતાં વીણાએ દુઃખી નજરે તેના તરફ જોયું હતું.

"હવે હું બચવાની નથી."

"કોણ કહે છે તું નહિ બચે ? તને તો હવે સારૂં થઇ જશે."

"એ બધું જુઠું—હું સ્હમજી શકું છું ને કે હવે હું ઝાઝો વખત નથી..."

"અરે, તું તો ગાંડી થઇ ડાકતરની દવા બરાબર લાગુ પડતાં તું તરત સાજી થઇ જઇશ." વિનોદ બોલતો હતો, છતાં મનમાં જાણતો હતો કે, બધું ખતમ થઇ ગયું છે.

"જુવો મ્હારી તો હવે બહુ ચિંતા કરવા જેવી નથી. પણ બીજી કોઇ નાજુક લતા ફરી શોષાઇ ન જાય એ ધ્યાનમાં રાખજો. માતા તરફનો સ્નેહ ખરો, પણ સાથે સાથે પત્ની તરફની ફરજ પણ ભુલતા નહિ. ઘરનું આધિપત્ય જનેતાના હાથમાંથી તમારેજ લઇ લેવું જોઇએ, ને કુટુંબના ભારે બોજા તળે કોઇ કુમળી કળીને દાબી દેવી જોઇએ નહિ. તેને ખીલવાનો, વિકસવાનો, ને ફોરમ પ્રસારવાનો પૂર્ણ અવકાશ આપવો જોઇએ. વિનોદ ! આમ આવો, મ્હારી પાસે આવો. જુઓ આ નયનોમાં શું દેખાય છે ? એમાં ત્હમારી મૂર્તિ છે ? જન્મોજન્મ તમારી દાસી થવા ઇચ્છું છું. હવે હું સુખેથી જાઉં છું. ત્યાં નહિ હોય સાસુના સંતાપ, ખોટી કનડગત, રાહ જોઇશ......"

× × × ×

સ્મશાનમાં સાનલા વર્ણી ચેહ બળતી હતી. વિનોદ એ જ્વાળાઓમાં અસંખ્ય વીણાઓને સળગતી જોતો હતો. સાસુઓના ત્રાસથી સંતપ્ત થયેલી વીણાઓ દોડી દોડીને એ જ્વાળાઓમાં આવી પડતી. એ જ્વાળાઓ તેમને દઝાડતી નહોતી.

ચીતા બળી રહી. તેની રૂપલા વર્ણી રાખમાંથી ચપટી લઇ વિનોદે મસ્તક ચ્હડાવી. આર્ય સન્નારીના આપભોગ ને બળિદાનની એ રાખ હતી. એક અણુવિકસ્યું પુષ્પ પોતાની ખુશબો જગતમાં ફેલાવે તે પહેલાં જ પંચતત્વમાં ભળી ગયું.

---

# સામાજિક નવલકથાઓ

## એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટિ ખરાબ કી ?

(કર્તા: અમૃત કેશવ નાયક) આ વાર્તામાં એમ. એ.ની પરીક્ષામાં પાસ થયેલા અને તેમાં પોતાની જાતને રદ કરનારા માણેકચંદ નામના વિદ્યાર્થીની હકીકત છે. તે પછી તે એક પારસીની પેઢીમાં રહે છે, અને ત્યાં આગળ જતાં તેની કેવી ઉન્નતિ થાય છે તે દર્શાવ્યું છે. તે ઉપરાંત હિન્દુસમાજના કેટલાક બગાડાનું પણ દર્શન કરાવેલું છે. વાર્તા લોકપ્રિય થઇ પડેલી છે. કીં. રૂ. ૨-૦-૦

---

## વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ

આ એક મુસલમાન સંસારની સત્ય ઘટનાપૂર્ણ સામાજિક નવલકથા છે. તેની રચના હકીકત એટલી રસપૂર્ણ છે કે એકવાર એક પાનું વાંચતાં બીજું પાનું અને બીજું પાનું વાંચતાં ત્રીજું, એમ મોહ વધતો જાય તેવી વાર્તા છે. વિલાયતનું અનુકરણ કરવા જતાં કેટલીક નુકસાની થાય છે તે આમાં સારી રીતે દર્શાવ્યું છે. કીંમત રૂ. ૩-૦-૦

---

## સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન

આમાં આપણા કેટલાક થઇ બેઠેલા ધર્માચાર્યોની પોલ ઉઘાડી પાડવામાં આવી છે. ટાલીઆ ગોપાળના કાવાદાવા અને તેનો આખરે થયેલો ફેજ વાંચતાં વાંચનારને કેટલાક પોતાના અનુભવના વિષયો તેમાં નજરે જોયલા જણાશે, અને વાર્તાની રહસ્યમય સત્ય ઘટના નજર આગળ બનેલી લાગશે. કીંમત રૂ. ૩-૦-૦

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ.